# ગવહરજાન

—: અથવા :—

## અલબેલી નાર.




સંપાદક અને પ્રકાશકઃ—

નિઝામુદ્દીન એ. કુરેશી.

પાંચપટી—અહમદાબાદ.



પ્રત ૧૦૦૦
હિ. સને ૧૩૫૯

કીં. બે રૂપીઆ

આવૃત્તિ ત્રીજી
સને ૧૯૪૦

આ પુસ્તક પાંચપટી અહમદાબાદમાં આવેલા
ધી દીન ઇલેકટ્રીક પ્રીન્ટીંગ પ્રેસમાં
**નિઝામુદીન અમીરૂદીન**
**કુરેશીએ** છાપ્યું.



1

# બે બોલ

---

આ વાર્તા સૌથી પહેલાં સને ૧૯૧૦–૧૧ માં અત્રેથી પ્રગટ થતા "પોલીટીકલ ભોમીઓ" પત્રમાં પ્રકટ થતી હતી. વાંચકોને વાર્તા ઘણીજ પસંદ પડી અને એને પુસ્તક રૂપે પ્રગટ કરવાની માંગણીઓ થઇ. 'પોલીટીકલ ભોમીઓ' ના માલિકે તેને પુસ્તક રૂપે પ્રકટ કરી અને થોડાજ વખતમાં તે ખલાસ થઇ ગઇ.

સને ૧૯૧૬ માં એની બીજી આવૃતિ મારા તરફથી પ્રગટ કરવામાં આવી અને તે એટલી બધી પ્રશંસા પામી કે જોત જોતામાં એ આવૃતિ પણ ખલાસ થઇ ગઇ.

'વીસમી સદી' ના તંત્રી જનાબ હાજી મોહમ્મદ અલારખીયા શીવજી મરહુમે જ્યારે આ વાર્તા વાંચી તો તે તેમને એટલી બધી પસંદ પડી કે તેની થોક બંધ કોપીઓ મગાવી બંડલ નવ જુવાનોમાં વ્હેંચી તેમજ 'વીસમી સદી' માં લાંબા વખત સુધી તેની જાહેરાત પ્રકટ કરતાં રહ્યા. 'બે ઘડી મોજ' ના તંત્રી શયદા સાહેબે પણ પોતાની એક ફીલમ સ્ટોરીમાં આ વાર્તાનો કેટલોક ભાગ શામિલ કર્યો છે. માત્ર નામ ઉપરથી કેટલાક લોકો એને સાધારણ વાર્તા સમજી વાંચતાં અચકાય છે,

પણ જયારે વાંચે છે તો તેઓ તેને જુવાનોનું શિક્ષક કહેતાં અચકાતા નથી. સંજોગો એવા આવી ગયા કે આની ત્રીજી આવૃતિ પ્રકટ કરવાનો સમય ન મળ્યો કેટલાક જુના મિત્રોએ ચાલુ સુધરેલા જમાનામાં આ વાર્તા નવ જુવાનોના હથોમાં પહોંચાડવાની અગત્ય ઉપર ભાર મુકયો. અને મેં એની ત્રીજી આવૃતિ તૈયાર કરી ચાલુ મોંઘવારીના સમયમાં આવી વાર્તા પ્રકટ કરવી મારી શકિત બહારની હતી છતાં ચાલુ સમયના વટેલ નવજુવાનો આ વાર્તા વાંચી સદ માર્ગે ચડશે એની મને પુરેપુરી ખાત્રી હોવાથી મેં આ મોંઘવારીનો ખ્યાલ કર્યો નથી. તેથી આશા છે કે પ્રથમની બે આવૃતિઓની પેઠે આ આવૃતિ ટુંક વખતમાંજ ખલાસ થઇ જશે.

મેં પ્રથમ આવૃતિની પ્રસ્તાવના પ્રસંગે જાહેર કર્યું હતું તેમ આ ત્રીજી આવૃતિમાં પણ જાહેર કરૂં છું કે આ વાર્તાનો અસલ પ્લોટ કારી સરફરાઝ હુસેન સાહેબ મરહુમની લખેલી "શાહદે રઅના" નામની ઉર્દુ વાર્તા ઉપરથી ઉપજાવી કાઢયો છે વાર્તાની નાયિકાના નામમાં ફેરફાર કર્યો છે અને અસૂલ કરતાં એમાં ઘણાં વધારા કરી વાર્તાને રસીક તેમજ બોધ દાયક બનાવવામાં આવી છે.

આ વાર્તા ખાસ કરી માબાપના પૈસા ઉપર મોજ માણતા નવ જુવાનો અને કુસંગે ચડેલા કુળવાનોના માટે એક ખાસ ધડો લેવા જેવી છે. અત્યાર સુધી જે વાંચે છે તેના મન ઉપર ખાસ અસર થાય છે અને તે ગુણિકાઓના મોહમાં સપડાઇ ને ખુવાર થતો નથી.

ત્રીજી આવૃતિના બે બોલ માં એ કરતાં વધુ કાંઇ લખવાનું ઉચિત લાગતું નથી. વાચકો પોતે વાંચે અને જુએ કે તે કુછંદે ચડેલા જુવાનોને સદ માર્ગે દોરવાના શિક્ષકની ગરજ સારે છે કે નહીં !

૭–૩–૪૦ નિઝામુદ્દીન કુરેશી

# ગવહરજાન

અથવા

# અલબેલી નાર.

## દોર ૧ લો.

### બચપણનો બહાર.



હું મારી સાત આઠ વરસની વય સુધી તો મહાજનના વછેરાની પેઠે આમથી તેમ ગમત ગમતમાં દીવસો ગુજારતી રહી, તેથી મને મારા બચપણની વાતો બહુજ થોડી યાદ છે. તે સમયે મારી હાલત તદ્દન આ શેરને મળતી હતી.

પાઉં ફયલા કે સરેશામસે મેં સોતીથી
મુઝે માઅલુમ ન થા સુબ્હ કિધર હોતીથી

મારી અંમાના સંતાનમાં માત્ર અમે બે બેહનોજ હતી. એક હું અને એક મારાથી સાત આઠ વરસ મોહટી બહેન હતી જે

એક પૈસાદાર લાલાની નોકર હતી. મારી અંમા ચાલીસેક વરસની લગભગ પહોંચ્યા હશે, તે વખતે નાચ મહેફીલમાં હું તેમની સાથે જતી હતી પણ જ્યારથી તેમની આંખો દુખવા આવી (ઘણાએ ઇલાજ કર્યા પણ લગારે ફેર પડયો નહીં અને છેવટે અંમાની એક આંખ સદાને માટે બેસી ગઇ) ત્યારથી તેઓએ નાચવું ગાવું બંધ કરી દીધું. આ બધી વાતો મને પુરેપુરી યાદ છે. "આ આ આ" કરવું તો મને પહેલાંથીજ શરૂ કરાવી દીધું હતું પણ જે વખતની હું આ હકીકત લખું છું તે વખતે ગાનતાન માટે મારી પાસેથી સખત મહેનત લેવામાં આવતી હતી. મારા ઉસ્તાદજી ઘણીજ કાળજીથી બતાવતા હતા, મારી બહેનને પણ તેઓએજ બતાવ્યું હતું તેથી અંમા તેઓની બહુજ ખાતર બરદાસ્ત કરતાં હતાં. મારી વય નવ સાડાનવ વરસની થતાજ પુરી પાબંદીની સાથે એ વખતની તાલીમ શરૂ કરી દીધી અને મને સારાં સારાં લુગડાં પહેરવાને મળવા લાગ્યાં, મારી બહેનના મળનારા આવતા તો તેમને ઘણી વખતે હું પોતેજ પાન બનાવીને આપતી હતી. હંસી મશકરીમાં પણ મને ધીમે ધીમે મઝા પડવા લાગી. અત્યાર સુધી હું અંમાની પાસે સુઇ રહેતી હતી. પરંતુ મને સારી પેઠે યાદ છે કે મારી બહેનના ઝાલરોવાલા પલંગની ખુશબો તથા શણગારેલા ઓરડાને જોઇ મારા મનમાં પણ અનેક ઉમંગો પેદા થતી હતી. ખેલ તમાશા અને મેલાઓમાં હું બરાબર તેમની સાથે જવા લાગી અને નાહના નાહના મુજરાઓમાં પણ મારી અંમા તથા બહેનની શરમથી લોકો મને બોલાવવા લાગ્યા. મોહટી વયના માણસો મને ઝેર સમાન લાગતા હતા. પરંતુ નવજવાન અથવા મારી વયની બરાબરીવાલા નાચમુજરામાં મજાક મશકરી કરતા તો અંદરથી મારૂં અંતઃકરણ ખુશી થતું હતું, પણ હું મારી ખુશીને જાહેર કરતી નહોતી કેમકે ઉસ્તાદજી તથા અંમાએ મને આ વાતો સારી પેઠે સમજાવી દીધી હતી કે "કોઇ પણ માણસને નાચમુજરામાં એકી ધ્યાને જોવું નહીં, અંતરની વાત કહેવી નહીં, કોઇથી પણ સારૂ દિલથી મળવું

નહીં, પણ જાહેર વર્તાવ એવો કરવો કે જેથી બધા લોકો એમજ સમજે કે અમારા ઉપર મોહોબત રાખે છે અને સાફ દીલથી મળે છે, નાચતાં અથવા ગાતાં ગાતાં જાણી જોઇને માથા ઉપરથી ઓઢણીને હઠાવી દેવી, આંખોના જુદી જુદી જાતના અણશારા કરવા, ભમરોના અણશારા પણ બતાવ્યા હતા." આ બધી વાતોમાં હું એટલી બધી હુશીયાર થઇ ગઇ હતી કે માત્ર ઓઢણીને માથા ઉપરથી હઠાવી દેતાંજ લોકો લોટપોટ થઇ જતા હતા. આંખોના અણશારા અને નાઝ નખરા એવી તો સરસ રીતે કરતી કે બધા પોતપોતાને મારા આશક સમજતા હતા. ટુંકમાં હું માત્ર દસેક મુજરામાં ગઇ હઇશ કે લોકો મારા શોખમાં મારે ઘેર આવવા લાગ્યા. તેથી ઘરમાં એક ઓરડો મારા માટે ખાસ જુદો કાઢી આપ્યો. જે લગાર ટીપટાપ કરીને શણગાર્યો પણ હતો. ઉસ્તાદજી અથવા અંમા મારી પાસેજ બેસતા હતા. મારૂં પાનદાન પણ જુદું થઇ ગયું. આ વખતે મારી વય અગ્યાર વરસની થઇ હશે. ગાવા અને બજાવવાનો મને એટલો બધો શોખ હતો કે ઘરમાં એકલી પડતી તો પણ મનમાં આ આ આ કરતી રહેતી. તે દીવસોમાં ખુદાની કુદરતથી દીલ્હીમાં કોલેરાની બીમારી ફેલાઇ જેમાં મારી બહેન પટકાઇ પડી અને માત્ર એક દીવસ અને એક રાતમાં ચટપટ થઇ ગઇ. આ દુઃખ કાંઇ નાહનું સુનું નહોતું. આબાદ ઘર બરબાદ થઇ ગયું. અંમા તો ગાંડા જેવા થઇ ગયાં અને કેટલાક મહીના સુધી માંદાં રહ્યાં. મારૂં ગાવું બજાવવું ધુળમાં મળી ગયું. જે મકાનમાં બહેન ગુજરી હતી તે મકાનને મનહુસ સમજી ચાવડીમાં એક મકાન લીધું અને અમે બધા તેમાં રેહવાને ગયા. થોડા દીવસ તો ત્યાં પણ ગોઠાયું નહીં પરંતુ જેમ જેમ દીવસો વિતવા લાગ્યા તેમ તેમ ગોઠાવા લાગ્યું અને પુરી રીતે નીરાંત વળી ત્યારે ફરી નવેસરથી ગાવું બજાવવું શરૂ કર્યું. અને આ વખતે તો અંમા અને ઉસ્તાદજીએ ભણવા તરફ મારૂં દીલ ફેરવવાની કોશીશ કરી, જેથી મને પણ ભણવાનો શોખ થયો.

અમો ચાવડીમાં આવ્યા તેના એક માસ પછી અને તાઅલીમ શરૂ કરવાના આઠ દીવસ બાદ એક દીવસે એક બુઢો જે જોવાથી કોઈ અમીરનો નોકર લાગતો હતો બપોરની વખતે અમારૂં ઘર પુછતાં પુછતાં આવ્યો અને સીડી ઉપર ચઢી " આ મકાન ગવહરજાનનું છે કે ? " પુછયું. હું તે વખતે મારા પલંગ ઉપર અનેક જાતના તરંગોમાં લીન બનીને પડી હતી આ સાદ સાંભળતાં એકદમ ચોંકીને બહાર આવવાના ઈરાદાથી ઉઠી પણ એટલામાં અંમાએ તે બુઢાને પોતાની પાસે બોલાવી આવવાનું કારણ પુછયું તો તે બુઢાએ કહ્યું " મીયાંએ પુછાવ્યું છે કે આપને ત્યાં એકાંતનો કયો વખત છે " અંમાએ આ સાંભળી બહુજ ચાપલુસીના લેહજામાં જવાબ આપ્યો. " તમે મારા તરફથી સરકારને અરઝ કરજો કે આપના માટે તો હર વખત એકાંતનોજ વખત છે " આ સાંભળી બુઢો ચાલ્યો ગયો એટલે અંમાએ પેટી ઉઘાડી વાલાયતી સાબુથી મારૂં માથું ધોવરાવ્યું અને સારાં લુગડાંની જોડ પેહરાવી દર દાગીનાથી શણગારી મને તૈયાર કરીને બેસાડી. થોડીજ વારમાં ઉસ્તાદજીએ પાન એલચી અને અત્તર લાવીને હાજર કર્યું અને તાબડતોબ આખા ઘરમાં સાફસુફ કરી નવી શેતરંજી પાથરી દીધી; જુના અને મેલા તકીયાઓ ઉપર નવા ગીલાફ ચઢાવી ગોખલાઓમાં કાગળનાં ફુલદાન ગોઠવી દીધાં. આવી રીતે એક પળમાં મારા ઘરની રોનક બદલી ગઈ. જ્યારે મકાનને સારી પેઠે શણગારી દીધું ત્યારે મારી અંમાએ મારી પાસે બેસીને કહ્યું. " ગવહર ! હવે આપણી ગરીબીના દીવસો નાબુદ થવાનો વખત આવી પહોંચ્યો છે, કેમકે હમણુાંજ નવાબ હયદર ઝમાન મરહુમના દીકરાએ પુછાવ્યું છે. મેં તેમના નોકરને એવો કાબુમાં કરી લીધો છે કે તે બીજી તરફ જવાનું નામ લેશેજ નહીં. હાલમાંજ બે મહીના થયાં નવાબ સાહેબ લાખોની આવકવાળી જાગીર મુકી મરણ પામ્યા છે તેથી તે બધી આવકનો આ છોકરો એકલોજ માલીક થયો છે. માટે તું તેમનાથી બરોબર મળજે " આટલું કહી અંમાએ મારી બહેનનાં કીંમતી લુગડાં ( માત્ર

ઝપકાની ખાતર ) તડકામાં મુકયાં અને એક ભારે કીમતની ઓઢણી ખીંટીમાં વળગાડી દીધી, મારૂં મકાન સડકની ઉપર હતું અને તેમાં ત્રણ હોલ તથા એક ચોક હતો. વચલો હોલ ગાવા બજાવવા તથા બેઠક માટે હતો. બીજા હોલમાં મારો પલંગ હતો અને ત્રીજો રાંધવા તથા ઉસ્તાદજીના રહેવા માટે રાખ્યો હતો. મારા હોલમાં એક ઉમદા ઇરાની ગીલીચો પાથરેલો હતો. મોહટા મોહટા આઇના અને પ્રખ્યાત ગાનારીઓનો છબીઓ લગાવી હોલ શણગાર્યો હતો. તેની બારીઓને ઉમદા રેશમી ઝાલરોવાળા પરદા લગાવી શોભાયમાન બનાવી હતી. મારા હોલ અથવા ઓરડાના બારણા ઉપર એક ઉમદા ચિત્રવાળી ચક પડી હતી, ચક ઉડાવતાંજ તેના રેશમી પરદા અને ઝાલરોની બહાર જોઇ અંદર જવાનું મન થઇ જતું હતું.

હું વચલા હોલમાં ગાલીચાના એક ખુણા ઉપર બેસી વચમાં મુકેલા ગાદી તકીયા અને ગોઠવેલા સામાનને આશા ભરી નજરોથી જોઇને તેના વિચારોમાં લિન બની હતી કે એટલામાં સીડી ઉપર કોઇના આવવાનો ખડખડાટ થયો, મારી અંમા તરતજ સમજી ગયાં એટલે બારણું ઉઘાડીને કહ્યું.

“ પધારો હુઝુર. ”

આ સાંભળતાંજ હું મારા વિચારોમાંથી ચોંકી અને બારણા તરફ જોયું તો ખુદાની કુદરતનો સીન નજરોમાં ફરી ગયો. સોળ સત્તર વરસની વય, મનહર ચેહરો, નવાબી પોશાક અને ભરેલાં શરી-રનો એક નવયુવાન અને તેની પાછળ પાછળ પેલો હમણાં આવી ગએલો બુઢો, મકાનમાં દાખલ થયાં, હું આ જોતાંજ ઉભી થઇ ગઇ અંમાએ તે યુવાનને વચલા ગાવ તકીયા આગળ પાથરેલી ગાદી ઉપર બેસાડયો અને બંને હાથ જોડી કહ્યું.

"હુઝુર ! આપે મુજ ગરીબના ઘરમાં પધારી બહુમોટી મહેરબાની કરી" ફરી રસોડા તરફ મોહડું કરી ને "ઉસ્તાદજી, હુક્કો લાવો." બોલ્યાં.

"હું હુક્કો પીનો નથી" પેલો યુવાન બોલ્યો ( જેને હું હવેથી નવાબના નામની બોલાવીશ. ) એટલે તરતજ સીગરેટની પેટી મંગાવીને એક ચાંદીની થાળીમાં પેશ કરી. હું તો આ યુવકને જોતાંજ મનમાંને મનમાં રાજી થતી હતી. તેના મનહર ચેહરાએ મારા જીગરમાં જગ્યા કરી લીધી હતી, નીચી નજરોએ એક હાથથી નાકમાં પેહેરેલી નથને બરોબર કરતી અને ઓઢણીની કોરને બીજા હાથની આંગળીઓથી મસળતી બેઠી હતી; એટલામાં અંમાએ પાન બનાવવાનો હુકમ આપતાં એક જુદીજ ઢબે કહ્યું.

"યુવાન માણસોની સંગતમાં અમારા જેવા ઘરડાનુ બેસવું શોભતું નથી માટે" નવ્વાબના નોકરને "ચાલો આવો હું તમને હુક્કો પાઉં." આટલું બોલી નવ્વાબના ઘરડા નોકરને પોતાની સાથે રસોડામાં લઇ ગયાં. અંમા અને પેલા બુઢાના જતાંજ વચલા હોલમાં હું અને નવ્વાબ બંને જણા રહી ગયાં. એ ખ્યાલ આવતાંજ મારી છાતી ધડક ધડક થવા લાગી. હાથ પગમાં ધ્રુજરી છુટી પણ નવ્વાબ જેવો મનહર ચેહરાવાળો યુવાન મારી ચાહત કરીને આવ્યો છે અને અમે બંને એકજ હોલમાં છીએ, એ વિચાર આવતાંજ મારૂં મન અંદરને અંદર ખુશ થવા લાગ્યું. અંમાના જવા પછી હું નીચી નજરોએ પાન બનાવી રહી હતી કે નવ્વાબ મારી પાસે આવીને બેઠા અને ફરી બહુજ નરમાશથી બોલ્યા.

"ગવહરજાન ! જો તમે શરમમાંજ ચુપચાપ બનીને બેસી રહેશો તો ફરી મારી જીંદગીનો ખાતમોજ સમજજો," બહુજ પ્યાર ભરેલ શબ્દોમાં મારી ઓઢણીની કોરને પોતાના હાથમાં લઇને બોલ્યા. "તમે મને ઓળખ્યો ?"

"હા" શરમથી પ્રથમની પેઠેજ ધડકતી છાતીયે અને નીચી નજરો કરી મેં જવાબ આપ્યો. "એક બે મહીના ઉપર કોઇ જગ્યાએ મુજરામાં આપને જોયા હતા."

"અને તેજ દીવસે મારા જીગરમાં નયનબાણ માર્યો હતો તે પણ કહોને" નવ્વાબે પ્રથમની પેઠેજ પ્યાર ભરી આંખોએ મારા ચેહરા તરફ ટીકતાં તથા મારી ઓઢણીની કોરને ખેંચતાં કહ્યું. "ગવહરજાન ! હું તો તેજ દીવસથી તમારો શયદા બન્યો છું. રાત દીવસ તમારા પ્યારા નામની જંખના કરૂ છું. જો મારા વાલિદ સાહેબ (પિતા)નો સ્વર્ગવાસ ન થયો હોત અને માલ મિલકત તથા જાગીરની જંજાળમાં ન ફસ્યો હોત તો હું તો તેજ દિવસે તમારી ગુલામી કરી લેત. પરંતુ વાલિદ સાહેબના સ્વર્ગવાસથી જાગીરની જંજાળમાં ફસી પડયો અને પછી સાંભળ્યું કે તમે મકાન બદલ્યું છે તેથી નવા મકાનની શોધમાં આટલા દીવસ વીતી ગયા અને આજેજ મકાનનો પતો લાગતાં તમારી સેવામાં હાજર થયો છું."

"બહુ મોહટી મહેરબાની થઇ" મેં નીચી નજરોએજ જવાબ આપ્યો. "હું તો આપની તાબેદાર છું; અને તેથીજ મારાં બહુ મોહટા ભાગ્ય કે આપના જેવા સરદાર મારા ગરીબ ઝુંપડામાં પધાર્યા."

"તાબેદાર બનવાની તમોને શી જરૂરત ?" નવ્વાબ વધુને વધુ બેચેન બનીને બોલ્યા. "તમારા જેવી ખુબસુરતીની મહારાણીને ખુદા તાબેદાર ન બનાવે. પણ ગવહરજાન ! તમો નથી જાણતા કે તમોએ મારા દીલ ઉપર કેટલો બધો કાબુ મેળવ્યો છે. હાય !!! ગવહરજાન ! હું અત્યારે તમારા પ્યારના નીશામાં બેહોશ જેવો બનેલો છું તેથી જે મોહઢામાં આવે છે તે બોલું છું, પણ કોણ જાણે તમારા મનમાં કોનો વિચાર હશે અને મારી આવી વાતોથી તમને કેટલું દુઃખ ઉપજતું હશે?"

નવ્વાબની આવી પ્યાર ભરી વાતો સાંભળી મારા દિલમાં અજબ જેવો ફેરફાર થવા માંડયો અને મારૂં દીલ એજ ચાહવા લાગ્યું કે તેઓ આવીજ વાતો કરતાં રહે તો સારૂં, અને મારા તરફથી કોઈ એમને એટલી ખાત્રી આપે કે મારા દીલમાં પણ એમના પ્યારનો પ્રવાહ વહેવા માંડયો છે. પણ તે વખતે ત્યાં અમારા બંને સિવાય ત્રીજું કોઇ નહતું, તેથી તેજ શરમ અને લજ્જાથી મુખને ઓઢણીમાં છુપાવતાં નીચી નજરોએ કહ્યું. "નવ્વાબ સાહેબ ! હું મારી ખુશનસીબી ઉપર જેટલી મગરૂરી કરૂં તેટલી થોડી છે; કેમકે આપના જેવા આલીખાનદાન કોના નસીબમાં ? આપ આ વાતની ખાત્રી રાખજો કે મારા દિલમાં બીજા કોઇનો પણ વિચાર નથી અને આપની વાતોથી દીલ બહુજ ખુશ થાય છે માટે દર વખતે આપ મારા ગરીબ ઝુંપડામાં તશરીફ લાવતા રહેશો તો મને બહુજ ખુશી થવા ઉપરાંત મારા ઉપર બહુ મોહટી મહેરબાની થશે અને ખુદા કરશે તો આપને મારાથી નારાજ થવાનો સમય નહીં આવે "

નવ્વાબ આ સાંભળતાંજ બેચેન બની ગયાં. અને મારો આભાર માનતાં બોલ્યા, "તમે મારા જેવા અદના માણસને મોહોબ્બતની નજરથી જુવો છો એ વિચાર મારા માટે બહુજ આનંદદાયક છે; પણ અત્યારે આમ નીચી નજરો કરી દુર બેસવું યોગ્ય નથી. હું તો તમારા ઉપર મરી ફીટયો છું અને સદાના માટે તમારોજ બની જવા તલપું છું. માટે ખુદાના વાસ્તે શરમને તજી લગાર હસતા મુખે ખુલ્લા દિલથી વાત કરી મારા બેચેન બનેલા દિલને આરામ આપો " નવ્વાબે મારા હાથને પોતાના હાથમાં લઇ કહ્યું "જુઓ તમારી ઓઢણીનો આ નારંગી રંગ મને બહુજ પસંદ છે. તેની કોર પણ કેટલી બધી સુંદર છે અને વળી આ તમારા અતી મનહર ચેહરા ઉપરતો ઓઢણીનો રંગ અજબજ દીપી નીકળ્યો છે, પણ ગવહરજાન ! શું તમે તમારા મનહર ચેહરાના અતી સુંદર રંગથી જાણીતાં છો ?"

"જી! આપ મને શા માટે બનાવો છો?" હું મારા રંગ રૂપની તારીફથી બહુજ ખુશ થતી હતી પણ અજાણુ બનતાં બોલીઃ— "રંગરૂપ અને મનહર ચેહરો તો આપનો છે; અને મને તો મારા કાળા કઢંગા ચેહરા ઉપર એટલી બધી ચીડ છે, કે ભુલેચુકે કોઈ દીવસ પણ આયનામાં મોહડું જોતી નથી."

"ઓહો! મારો ચેહરો પણ મનહર છે?" નવાબ હસતા હસતા બોલ્યા "પણ સાચું કહો તો અપ્સરાનું ભાન ભુલાવનાર ચેહેરો, મૃગ જેવી નયનો, સુંદર પેશાની, ગુલાબ જેવા ગાલ, નાગ સમાન વાળ, દાઢમની કળી જેવા દાંત, સુરાહી સમાન ગરદન, અને ગરદનનો નીચલો ભાગ તો બસ ખુદાતઆલાની ઉત્તમ કારીગરીનો નમુનો છે એ બધી વાતો બીજા કોઇમાં કયાં છે?"

નવ્વાબે તે વખતે મારા શરીરની દરેક વસ્તુની એવા સુંદર શબ્દોમાં તારીફ કરી, કે હું બેચેન બની ગઇ અને આવા એક જુવાનની સાથે પ્યાર બાંધવાને ખુદા તરફની મોહટી બક્ષિશ સમજી તેમના પ્યારને મેં મારા મનમાં સચ્ચાઇની સાથે જગ્યા આપી.

થોડીવાર પછી મેં નવ્વાબને પાનનું બીડું આપ્યું તો તેઓએ પાનનું બીડું લેતી વખતે મારા હાથનાં નાજુક આંગળાંની અને હાથની મેંહદી સફાઇથી લાગેલી હોવાની તારીફ કરી. ફરી વાતવાતમાં ગળામાં પેહરેલી સાંકળી, તુસી, હાથમાં બાંધેલા ગુલુબંદ, પોંચીઓ વીગેરે દાગીના ખુબસુરત નાજુક અને શોભીતા લાગતા હોવાનું જણાવી હદથી વધારે તારીફ, ઘણાજ પ્યાર ભરેલા શબ્દોમાં કરી, એટલે હું તો નરમ ઘેંસ જેવી બની ગઇ; અને તેમનાથી શરમ દૂર કરી સાફ સાફ વાતો કરવાનું મન થઇ ગયું, છતાં ઉપર કાબુ રાખી ચુપ બેસી રહી. તો પણ કોઇ કોઇ વખતે તારીફથી ભરેલી તેમની વાતોની નીચી નજરોએ જવાબ આપતી હતી. નવ્વાબ સાહેબે મારી

ચુપકીદી ઉપર અનેક ફીકરાઓ કહ્યા. પણ તે બધામાંથી મને આ ફીકરો બહુજ પસંદ પડયો કે " ગવહરજાન ! જાણવામાં તમોને પોતાના હોઠોની નાજુકીનો બહુજ ખ્યાલ છે, તેથીજ તેનાથી કાંઇ કામ લેતાં નથી. "

તેઓ લગભગ એક કલાક સુધી મારી પાસે બેસીને આવીજ વાતો કરતા રહ્યા, અને તે એક કલાકમાં, તેઓએ મારૂં દિલ ઝીતી લઇ મને સારી પેઠે રીઝવી લીધી. જયારથી મારી મોટી બહેન ગુજરી ગઇ હતી ત્યારથી આજ સુધી હું એટલી ખુશી થઇ નહોતી, જેટલી નવ્વાબની મુલાકાતથી એક કલાકમાં ખુશ થઇ હતી. નવ્વાબે મને વાતોમાં સારી પેઠે ખુશ કરી ઘણાજ પ્યારા શબ્દોમાં જવાની રજા માંગી એટલે મેં અંમાને બોલાવ્યાં, અંમાના આવતાં થોડીવાર સુધી નવ્વાબે તેમના સાથે આમતેમની વાતો કરી જવાની ઇચ્છા જાહેર કરી, એટલે અંમાએ ફરી પધારવાનું કહ્યું. નવ્વાબ કાલે યા પરમદહાડે આજ વખતે આવવાનો વાયદો કરી ઉઠયા. અને મારી તરફ પ્યાર ભરી નજર નાંખી રૂખસત થયા, નવ્વાબ ગયા તે વખતે મને અંમા અને ઉસ્તાદજી વીગેરેની હાજરી બહુજ દુઃખસમાન ભાસી. મારૂં દિલ નવ્વાબને ફરી એક વખત સારી પેઠે જોવાને ચાહતું હતું પણ તે બધાઓની રૂબરૂ હું પેટ ભરીને જોઇ શકી નહીં.

નવ્વાબના જવા બાદ હું ગાલીચા ઉપર બેસી ગઇ પણ મારૂં દિલ મારી પાસે નથી એમ ભાસવા લાગ્યું. અને તેમનો દિલકશ ચેહરો, કસરતી શરીર, ઉમદા લિબાસ, પ્યારની વાતો, એક પછી એક યાદ આવી બેચેન બનાવવા લાગ્યા. દરપળે તેમની વાતોના ભણકારા સંભળાઇ રહ્યા હતા. તેઓ મારી પાસે બેસી મારૂં દિલ જીતવાની કોશીશ કરી રહ્યા છે એમ આબાદ લાગતું હતું અને હું વખતે પોતાને સ્વપ્નામાં હોઉં તેમ દેખાતી હતી.

પાંચ વાગ્યાના વખતે અમોએ બે ઘોડાની એક બગી મંગાવી અને મને ઉસ્તાદજીની સાથે ફરવા જવા માટે કહ્યું. જો કે તે વખતે મારી તબીયત ફરવા જવાને ચાહતી નહોતી, પરંતુ "કદાપી રસ્તામાં નવ્વાબનો મનોહર ચેહરો જોવામાં આવે" એ વિચાર આવતાંજ હું તરતજ ઉઠી અને પાન ખાઇ ઉસ્તાદની સાથે ગાડીમાં સવાર થઇ ગઇ. ઉસ્તાદજી ગાડીમાં બેઠા પછી રસ્તામાં મને કેહવા લાગ્યા.

"નવ્વાબ સાહેબનો નોકર મને કેહતો હતો કે નવ્વાબ સાહેબ બહુજ ઉદાર અને સખી તબેહના નવજવાન છે; તેથી જો તેઓ તમારે ત્યાં આવવા જવાનું રાખશે તો થોડાજ દીવસમાં તમને હજારોનો લાભ થઇ જશે. માટે ગવહરજાન! નવ્વાબ સાહેબના દિલને કાબુમાં કરવું એ તમારૂં કામ છે. તમારી અંમા હમણાંજ મને કહી રહ્યાં હતા કે તમારી ગવહર બહુજ ભોળી અને દુન્યાની વાતોથી અંજાણ છે તેથી એવું ન થાય કે તે નવ્વાબની ઇચ્છા પ્રમાણે વર્તાવ ન કરે અને તેમને રાજી રાખવામાં પછાત પડે માટે તેને દુન્યાદારીની બેચાર વાતો કહી ઉંચ નીચની સમજણ આપજો. તેથી ગવહરજાન! જો તમે વડીલોની નસીહતનું બુરૂં ન લગાડો તો હું કાંઇક કહૂં."

ઉસ્તાદજીની વાતો સાંભળવા મારૂં મન ચાહતું નહોતું. કેમકે વાતોમાં ધ્યાન આપવાથી રસ્તામાં નવ્વાબને જોવામાં અડચણ થતી હતી તેથી ઉસ્તાદજીની તે વખતની નસીહત મને ઝેર સમાન લાગતી હતી. અને કોણ જાણે આ વખતે ઉસ્તાદજીનો સાથ પણ બહુજ દુઃખદાયક લાગતો હતો. જ્યારે તેઓએ કહ્યું કે હું ભોળી છું અને દુનિયાની વાતોથી અંજાણ છું ત્યારે હું મારા મનમાં હસી અને મેં મારા મનમાં કહ્યું કે જે દિલથી હું નવ્વાબથી મળવા ચાહુંછું તેમાં ભોળપણ અને અંજાણતા જાણ્યામાં વધુ મદદ આપશે. પરંતુ તે વખતે ઉસ્તાદજીની નસીહત સાંભળવી પણ જરૂરી હતી તેથી લાચારીથી મેં તેમને કહ્યું.

“ ઉસ્તાદજી ! તમે મારા બાપની જગ્યાએ છો તેથી તમે નસીહતની વાત નહી કહો તો બીજું કોણ કહેશે. માટે મારા લાભની જે જે વાતો હોય તે કહો હું તે ઉપર ઇનશાઅલ્લાહ અમલ કરીશ. ”

“ શાહબાશ ! બેટી, અલ્લાહમીયાં તને ખુશ રાખે, હવે તો માત્ર તારાજ દમથી મકાનની શોભા રહેલી છે ” ઉસ્તાદજીએ પોતાની નસીહતનું દફ્તર શરૂ કર્યું. “ બેટી ! અમીરો અને પૈસાદારના છોકરાઓ બહુજ વિચીત્ર સ્વભાવના હોય છે, તેથી દર વખતે તેમની વાતો ઉપરથી તેમના સ્વભાવને પારખવો પડે છે. જ્યારે તેમને કોઇ માઅશુક (વેષ્યા) પસંદ પડી જાય છે ત્યારે તેઓ પોતાના પૈસાનો જોર બતાવી તેને પોતાની તાબેદાર બનાવવા ચાહે છે; અને તે એવી રીતે પેહલાં પોતાની મોહોબ્બત તથા આશકીની વાતો કરે છે અને જ્યારે જુવે છે કે કોઇ ભોળી તથા અણસમજ તેમની વાતોની જાળમાં ફસી પડી અને તેમને ચાહે છે ત્યારે તે બીચારીને તેઓ એવી રીતે નાચ નચાવે છે કે, બસ તવબા ! આવી વાતો હજારો વખત અનુભવેલી છે તેથી અમો લોકો આવા પૈસાદારની સાથે એવી ચાલ ચલાવીએ છીએ કે જાહેર વર્તાવ બહુજ સારો કરીએ છીએ. ખાતર બરદાશ્ત, ચાપલુસી, વીગેરેમાં કોઇ વાતની કચાશ રાખતા નથી પણ દિલમાં લગારે અસરને જગ્યા આપતા નથી. જીભ અને ઉપર ઉપરની વાતોથી અમને તેમના ઉપર અથાગ પ્યાર છે એમ જાહેર કરીએ છીએ; પરંતુ દિલમાં અંશ માત્ર પણ હોતું નથી, અને જો એમ ન કરીએ તો અમારૂં કામ પણ ચાલે નહી અને થોડાજ દીવસમાં ભુખે રહી કુતરાની મોતે મરી જઇએ. પેહરવાને લુગડાં, ખાવાને અન્ન પણ મળે નહીં, કુટુંબ કબીલા અને નાત જાતમાંથી પણ જુદા પડી જઇએ; અને જે લોકો આ કામના ખેલાડી છે તેઓ તો અમને બરબાદ કરી નાંખે. ગવહરજાન ! હજુ તમોએ દુનિયા જોઇ નથી. આ ધંધામાં તો જાતજાતના માણસોના સમાગમમાં આવવું પડશે, અને એવા એવા માણસો મળશે

કે જેઓ પહેલ વ્હેલાં તો પોતાનું દિલ કાઢીને મુકી દેશે, પણ ફરી થોડાજ દીવસમાં તેમનો બધો રંગ ફરી જશે. કેમકે દુનિયામાં ખુદા તાઅલાએ એકથી એક વધુ સુંદર માઅશુકો પેદા કર્યા છે, અને આ લોકો એવા છે કે જ્યાં બીજો માઅશુક જોયો કે બસ થઇ ચુક્યું. પેહલાને એવી રીતે સતાવે છે બાળે છે, કે કાંઇ ન પુછો; તેથી બેટી સખ્તીથી પેહલાં તમને આ વાત કરવી પડશે કે તમે પોતાના દિલમાં નવાબને પોતાનો દુશ્મન સમજો; તેમનાથી એવી આશા કોઇ કાળે પણ ન રાખો કે તેઓ તમારાથી સાચી મોહોબ્બત કરશે. જાહેરમાં તમારે એવુંજ કહેવું કે હું તમારા ઉપર કુરબાન થાઉંછું પણ દિલમાં તેનાથી ઉલટું, અને વળી આ વાત તો ખાસ ધ્યાનમાં રાખવી કે જ્યારે તેઓ તમારા ઉપર પોતાનો પ્યાર બતાવે ત્યારે વગરચુકે કોઇ ઉમદા વસ્તુની ફરમાશ કરી દેવી. આજે તમારી અંમાને તમને ઘરેણામાં મોહનમાળા જાણી બુઝીને પેહરાવી નહોતી. અને તે એટલાજ માટે કે હવે નવાબ તમારા કોઇ પણ દાગીનાની તારીફ કરે તો તમારે વાતો વાતોમાં એટલું કહી દેવું કે અંમા કેહતા હતા કે તને હવે મોહનમાળા બનાવી આપીશ કેમકે તે તને બહુજ ખુબસુરત લાગશે. ગવહરજાન! જો નવાબને તમારી સાથે સાચી મોહોબ્બત હશે તો તે તમારી આ વાત સાંભળતાં તરતજ મોહનમાળા બનાવી આપશે."

હું ઉસ્તાદજીની દરેક વાત ઉપર "હા હા" કહેતી હતી પરંતુ દિલમાં લગારે અસર થઇ નહીં, અને કોઇ કોઇ વખતે એમ પણ વિચારતી કે જો નવાબને મારાથી સાચી મોહોબ્બત થઇ ગઇ છે તો ફરી મારી આવી ઠગ વિદ્યાથી તેમને કેટલું બધું દુઃખ પહોંચશે? વળી કહેતી કે ખુદાતઆલા તે દીવસ તો લાવે કે નવાબ મારાથી સાચી મોહોબ્બતથી મળે! અને જ્યારે તેઓ મને સાચા પ્યારથી ચાહશે ત્યારે તેમની સાથે કેવો વર્તાવ કરવો તે હું પોતે સારી પેઠે સમજી લઇશ. જ્યારે ઉસ્તાદજીએ કહ્યું કે "આ લોકો પહેલ વેહલા

મોહોબ્બત દર્શાવી ચાહે છે પણ પાછળથી બહુજ સતાવે છે" ત્યારે મને બહુજ દુઃખ થયું, અને હું વિચારવા લાગી કે જો નવ્વાબની આજની વાતો પણ ઉપરનાજ દિલની હશે તો મારા શા હાલ થશે? કેમકે મને તો આજથીજ તેમની મોહોબ્બત થઇ ગઇ છે. વળી ઉસ્તાદજીની આ વાત માનવામાં ન આવી કે એક માઅશુકની મોજુદગીમાં લોકો બીજા માઅશુકો પણ કરે છે, મારા દિલે આ વાત માનવાને સાફ ઇનકાર કર્યો અને કહ્યું કે, એવો વર્તાવજ શામાટે કરવો જોઇએ કે જેથી આપણો ચાહનાર બીજાને ચાહતાં શીખે!! ટુંકમાં ઉસ્તાદજીની વાતોની અસર મારા દિલ ઉપર અજબ જેવી થઇ અને તેથી હું ઘડીમાં કોઇની માઅશુક બનવા, કોઇથી પ્યાર કરવા ચાહતી અને ઘડીકમાં પ્યારના નામથી બીહતી હતી, પરંતુ આ વાત સમજમાં ન આવી કે જે નવ્વાબે પ્યારની વાતો કરી મારૂં દિલ જીતી લીધું છે, જે નવ્વાબથી મળવાને મારૂં મન તલપી રહ્યું છે, જે નવ્વાબને જોવા માટે બજારમાં મારી આંખો ચારે બાજુએ ફરી રહી છે તે નવ્વાબને હું પોતાનો દુશમન સમજું? પણ મોહનમાળા બનાવવાની જે તરકીબ ઉસ્તાદજીએ બતાવી હતી તે તરકીબ મને બહુજ પસંદ પડી અને તેથી મારા મનમાં એક નવીજ ઉમંગે જન્મ લીધો.

મારી ગાડી કાઝીના હોઝ આગળથી પંડીતના કુચા પાસે આવી પહોંચી ત્યારે ઉસ્તાદજીની વાતો પુરી થઇ. અને મેં નજર ઉઠાવીને જોયું તો એક મકાન આગળ બે નવજવાન ઉભેલા જણાયા. તે બન્નેની વય લગભગ બાવીસ તેવીસ વરસની હશે. તેમાંનો એક ગોરા રંગનો, નાજુક શરીરનો અને ઉમદા પોશાકમાં સજ થએલો હતો. માથા ઉપર ઉંચી દીવાલની સોનેરી લેસવાળી ટોપી અને શરીરમાં હૈદ્રાબાદી ઘાટની ભારી અચકન પેહરી હતી. પગમાં ડોસનના વૅારનીશવાળા બુટ ચળકી રહ્યા હતા અને સુરવાળના બદલામાં ઉંચા ફલેલીનની પાટલુન હતી. ગળામાં સફેદ કૉલર હતું અને હાથમાં ચાંદીની મુઠની નાજુક લાકડી

હતી. તેમની સાથેના બીજા જવાનનો ચેહરો ઘઉં વર્ણો અને લીબાસ પણ બિલકુલ સાદો હતો. પરંતુ તેમના ચેહરામાં એક અજબ જેવી ખેંચાણ હતી. જ્યારે એ બંને જણાઓ ઉપર મારી નજર પડી તો એક જણાએ બીજાને કહ્યું, "જુઓ ! ખુબસુરતી આને કહે છે ! નમકીન ચેહરો આવો હોય છે." બીજા સાદા લીબાસવાલાએ આ સાંભળી જવાબમાં કહ્યું "સુબહાનઅલ્લાહ ! એ પણ ખુદાની કુદરત છે." હું આ ફીકરાઓ સાંભળતી ખડખડ કરતી ગાડીમાં આગળ વધી, પણ મારૂં મન તેમની મુલાકાત લેવા ચાહતું હતું; કેમકે મારો ચેહરો જોઈ એમને ખુદાની કુદરત યાદ આવી એ મારા માટે તદન નવી વાત હતી.

હું ઉપલા વિચારમાં લીન હતી અને મારી ગાડી ફતેહપુરી મસજીદ આગળ થઇ ચાંદની ચોકમાં આવી પોંહચી. સાંજનો વખત થએલે હોવાથી તે વખતની ઠંડી હવાએ મારા મગજમાં બહુજ તાજગી બખ્શી તેથી ચાંદની ચોકના ઘંટાઘરની પાસે આવતાં મેં ઉસ્તાદજીને કહ્યું "અહીં સુધી આવ્યા તો ચાલો લગાર બાગમાં પણ ફરી આવીએ." પહેલાં તો ઉસ્તાદજીએ રાત જશે તો ઘરમાં વાટ જોશે કહ્યું પણ ફરી મારા કહેવાથી ગાડીવાલાને બાગમાં લઇ જવાનો હુકમ આપ્યો અને તેથી મારી ગાડી બગીચામાં દાખલ થઇ. આ વખતે બગીચામાં અજબ બહાર હતી, બંને બાજુએ લીલાછમ ઝાડો અને લીલી ઘાસવાળી ભોંય આંખોને ઠંડક આપી રહી હતી. બગીચાના મોહક દેખાવને જોઇ મારાથી રહેવાયું નહીં તેથી મેં ગાડી ઉભી રખાવી અને ઉસ્તાદજી નાના કહેતાજ રહ્યા તોપણ ગાડીમાંથી ઉતરી ઝાડોની ઘટામાં અને લીલી ઘાસની ભોંય ઉપર ફરવા લાગી. ઉસ્તાદજી પણ મારી પાછળ પાછળજ ફરતા હતા. હું વિચારોના વમળમાં ગોથાં ખાતી ફરી રહી હતી એટલામાં નવાબની મુલાકાત ન થવાનો વિચાર આવતાંજ જીવ ગભરાવા લાગ્યો; એટલે પાછા પગલે પાછી ફરી

ગાડીની તરફ આવવા લાગી. એટલામાં એક ઝાડના થડની પાસે મેલાં લુગડાં પેહરીને એક મોહક ચેહરાવાળો, જવાન નીચી નજરે કાંઇક ગાતો હોય તેમ જણાયું. આ જોઇ હું લગાર થોભી, પણ તે સુંદર ચેહરાવાળો યુવાન પોતાની ધુનમાં ઘણીજ બેપરવાઇ અને નિડરપણે બબડતો હોવાથી હું કાંઇ સમજી શકી નહીં પરંતુ વધારે ધ્યાન દઇને સાંભળતાં જણાયું કે તે જવાન બહુજ દર્દ ભરેલા અવાજ અને આંખમાંથી આંસુઓ કાઢી આ શેર બોલી રહ્યો હતો.

વો નહીં ભુલતા જહાં જાઉં,
હાય મેં ક્યા કરૂં કહાં જાઉં.

આ સાંભળી હું તરતજ પોકારી ઉઠી કે 'ઉસ્તાદજી આ કોણ છે?" ઉસ્તાદજીએ આ સાંભળી બહુજ બેપરવાઈ અને ધાતકી સાદે જવાબ આપ્યો જેથી મને ઘણુંજ દુઃખ થયું "આપણે શું? ગમે તે ન હોય! આવા નકામા અને રખડતા માણસો તો ઘણાએ આથડે છે" મારા સવાલ અને ઉસ્તાદજીના તોછડાઇ ભરેલા સાદે તથા મારા પગના છરાઓના ઝણકારથી તે જવાન ઉભો થઇ ગયો. અને જ્યારે મેં તેના ઉપર નજર નાંખી તો આંખોની નીચે આંસુઓનો ધારાના નિશાન જણાયા. મારી ગાડી જે તરફ ઉભી હતી તેજ તરફ તે નવજવાન પણ આવતો હોવાથી તે અમારી સાથેજ ધીમે ધીમે ચાલવા લાગ્યો, એટલે મારા મનમાં તેની સાથે વાતચીત કરવાની ઉત્કંઠા થઇ પણ એટલામાં તે પોતેજ બોલી ઉઠયો.

"સાંજના સુનસાન સમયે ઝાડોની ઘટામાં આવતાં તમને બીક લાગતી નથી?"

"જે જગ્યાએ આપ બીરાજતા હોવ તે જગ્યાને સુનસાન કોણ કહી શકે?" મેં જવાબ આપ્યો "અત્યારે આપ ગાઈ રહ્યા હતા તેમાં મેં આવીને જે અડચણ કરી છે તેની માફી માંગું છું પરંતુ આપ અત્યારે શું ગાઇ રહ્યા હતા?"

ને મારી વાતનો કાંઇ જવાબ ન આપતાં આ શેર બોલતો બોલતો આગળ વધ્યો.

ન છેડ એ નિગહતે બાદે બહારી રાહ લગ અપની,
તુઝે અટખીલીયાં સુઝી હેં હમ બેઝાર બયઠે હેં.

હું આ સાંભળી માફી માગવા આગળ વધી તો તેણે ઉભા રહીને કહ્યું:—

"હું ગુસ્સે થયો નથી પણ તમારા ઉસ્તાદજીએ બરોબરજ કહ્યું છે કે આવા નકામા અને રખડતા માણસો તો ઘણાએ આથડે છે."

આ સાંભળી ઉસ્તાદજી બહુજ શરમીંદા થઇ તેની આગળ નમીને બોલ્યા:-

"હુઝુર ! માફ કરો, હું તો અમસ્થા અંજાણમાં બોલ્યો હતો."

તેણે ઉસ્તાદજીના બોલવાનો કાંઇ જવાબ ન આપ્યો અને મારી સાથે નીચી નજરે ચાલવા લાગ્યો; એટલે મેં ઉસ્તાદજીને ઇશારો કરી પાનની દાબડીમાંથી એક પાન આપવા કહ્યું તેથી તેઓએ એક પાન આપ્યું, પણ તેણે પાનના માટે ઇનકાર કર્યો તેથી મેં જબરાઇથી બોહોસ કરીને આપ્યો એટલે તેણે આભાર માનીને કબુલ કર્યો અને મારા ઘરનું ઠેકાણું બતાવી આવવા કહ્યું એટલે તે બોલ્યો.

"હું એક આઝાદ માણસ છું તેથી કયા વખતે આવીશ તે નક્કી કહી શકતો નથી. પરંતુ ઉસ્તાદજીને ખોટું ન લાગે તો હું કોઇબી વખતે જરૂર આવીશ."

હું આ સાંભળી ગાડીમાં સવાર થઇ અને તે પોતાનું અચકન લીલા ઘાસ ઉપર પાથરી નમાઝ માટે ઉભો થઇ ગયો. આ જોઇ મારા દિલમાં અજાયબીની સાથે આવા માણસની હમદર્દી પેદા થઇ ગઇ અને એજ વિચારોમાં નવ્વાબનો ખ્યાલ વીસરી ગઇ.

મારી ગાડી જ્યારે ઘેર ઉપર પોંહચી ત્યારે હું મારા વિચારોમાંથી જાગૃત થઇ ઘરમાં આવી. તે વખતે મારા દિલમાં અનેક વિચારોએ

જગ્યા લીધેલી હોવાથી હું ઘરમાં જઈ પલંગ ઉપર પડીને આજના આખા દીવસમાં જે વાતો ગુજરી હતી તેના ઉપર એકાંતમાં વિચાર કરવા ચાહતી હતી પણ ઘરમાં પગ મુકતાંજ જોયું કે આખો હોલ માણુસોથી ચીકાર ભરાએલો છે, અને જુદા જુદા માણસોની વાતોથી શોર બકોર થઇ રહ્યો છે. અને વચમાં ગાવ તકીયા પાસે એક મોહટા પેટવાળો વાણીઓ બેઠો છે તેની આગળ બજારમાંથી મંગાવેલા પાન તથા કાથો ચુનો પડેલો છે. જ્યારે પેલા વાણીઆએ મને જોઇ ત્યારે આચડાતી જીભે કહ્યું.

"બાઇજી તમોએ તો બહુજ વાર લગાડી. અમે ઘણીવાર થયાં તમારી વાટ જોઇએ છીએ."

હું સલામ કરીને વચમાં બેસી ગઇ એટલે એક જણાએ પેલા શેઠને કહ્યું.

" જોવા કરવામાં તો સારી છે. "

" ના અમે તો ગાણું સાંભળ્યા વિના બીડું નહી આપીએ " બીજાએ કહ્યું.

આ સાંભળી અંમાએ સાઝંદાઓને બોલાવ્યા અને જે વખતે મારૂં દીલ એકાંતમાં બેસીને લગાર આરામ લેવા અને આખા દીવસની હીલચાલ ઉપર વિચાર કરવા ચાહતું હતું તે વખતે હું ન ધારેલી આફતમાં ફસી પડી. થોડીવારમાં ઉસ્તાદજીના હાલી મવાલી તૈયાર થઇને આવ્યા અને તેઓએ પોતાના સાઝ મેળવ્યા એટલે હું પેલા મોટા પેટવાળા શેઠની સામે બેસીને ગાવા લાગી. મેં શરૂઆતમાં પુરીયા, એમન કલ્યાણ ખમાચની કેટલીક ચીજો ગાઇ અને ઉસ્તાદજીએ પણ કારીગરીની સાથે સારંગી વગાડી પણ તે લોકોને તે લગારે પસંદ પડી નહીં તેથી મારો જીવ ગભરાવા લાગ્યો, મારો ગભરાટ અને

મેહફીલનો રંગ ઉસ્તાદજીએ પારખી લીધેલો હોવાથી તેઓએ તરતજ દાદરો શરૂ કર્યો અને મેં જ્યારે

"રાજા તોરા પનિયા હમસે ન ભરા જાયરે."

વાલી ચીજ શરૂ કરી ત્યારે શેઠજી તથા તેમના સાથીઓનાં માથાં હાલવા લાગ્યાં. મેં પણ તે ચીજને સારી પેઠે અર્થ કરીને ગાઇ એટલે બધા જણા ખુશ થઇ ગયા. તે બાદ ગાણું બંધ થયું, અને રૂપીઆની વાતચીત શરૂ થઇ, લગભગ અર્ધાકલાક સુધી બહુજ બેશ-રમી ભરેલી રકઝક ચાલ્યા બાદ શેઠજીએ દોઢસો રૂપીઆની ચીઠી લખી આપી અને પોતાના સાથીઓની સાથે ઉઠયા અને જતી વખતે બોલ્યા " સોમવારના દીવસે પરોઢમાંજ અમારો માણસ આવશે માટે તમે તૈયાર રહેજો" અંમાએ જવાબમાં "બહુ સારૂં, બેફીકર રહેજો " કહ્યું એટલે તેઓ બધા ચાલતા થયા.

હું ત્યાંથી અકળાયલી ગભરાયલી ઉઠી ને મારા ઓરડામાં જઇને પલંગપર થોડીવાર સુધી પડી રહી અને તે બાદ લુગડા બદલી શરી-રપરનાં ઘરેણા ઉતારીજ રહી હતી કે, અંમાએ ખાવા માટે દસ્તરખાન પાથર્યું, અને દરવાજા બંધ કરી મને હાંક મારી. હું તે વખતે બાગમાં મળેલા જવાનના વિચારોમાં લીન હતી અને તેનો સુંદર ચેહરો આંસુઓ પાડતાં દર્દભર્યા દિલથી ગાવું, મારી સાથે વાતો કરી ગાડી સુધી આવવું અને છેવટે નમાઝની પાબંદીનો એટલો બધો ખ્યાલ કે મારી ગાડીમાં સવાર થતાંજ લીલા ઘાસ ઉપર અચકન પાથરીને નમાઝ માટે ઉભા થઇ જવું. એ બધી વાતો મારા દિલમાં મજબુતીથી જગ્યા કરી રહી હતી, અને તેથી મેં તે વખતે દોઆ માંગી, કે ખુદાવંદા! તું તેમને આજે અહી મોકલી દે તો કેવું સારૂં થાય! ખુદા કરે ને તે મોજીલા મનના જવાનનું મન આજેજ આવ-વાનું થઇ જાય!! હું આવી વાતો મારા દિલની સાથે કરી રહી હતી કે અંમાએ ખાવાના માટે ફરી હાંક મારી, જેથી હું મારી

વાતોમાથી ચોકી લાચારીએ ત્યાં ગઇ. તે દીવસે ખાણું પણ સાદું અને શાકમાં મરચાં વધારે હોવાથી મારાથી ખવાયું નહી, એટલે ઉસ્તાદજીએ બજારમાંથી મલાઇ અથવા કોઇ જાતની મીઠાઇ લાવવા માટે કહ્યુ અને હજુ હું જવાબ આપું તેટલામાં તો કોઇએ બહુજ જોરથી બારણું ઠોકયું. જે ઉપરથી અંમાએ બહુજ ગુસ્સાના આવેશમાં "કોણ છે?" કહ્યું. જવાબમાં બારણું ઠોકનાર બોલ્યો. "એ હું ઇમામી છું અને મને નવ્વાબ સાહેબે મોકલ્યો છે." આ સાંભળી અંમાનો ગુસ્સો રફુચક્કર થઇ ગયો. અને તરતજ બારણું ઉઘાડયું ઇમામીની સાથે બે માણસો ખાણાના થાળ ઉપાડીને ઘરમાં દાખલ થયા.

અંમાએ ઇમામીને બહુજ નરમાશથી ખાણું લાવવાનું કારણ પુછતાં તે બોલ્યો 'અહીંથી જવા બાદ નવાબ સાહેબના એક મિત્ર અલીગઢથી મળવા આવ્યા અને તેઓ એક જરૂરી કામસર આવેલા હોવાથી સવારમાંજ પાછા જનાર છે તેથી દાવતનો બંદોબસ્ત ન થઇ શકયો પણ જલદીમાં ખાણાની એકાદ વસ્તુ વધારે રાંધેલી હોવાથી નવાબ સાહેબે મને કહ્યું કે "ગવહરજાનને ત્યાં પણ થોડુંક આપી આવજે જો કે તેમને તો પસંદ નહીં પડે પણ મારી ઇચ્છા એવીજ છે કે તેમને ત્યાં આપી આવ" તેથી હું આ ખાણું લઇને આવ્યો છું. આ સાંભળી અંમા બોલ્યા. "નવ્વાબ સાહેબે તકલીફ લીધી. ખરેખર તેમને ગવહરજાનનો બહુજ ખ્યાલ છે."

તે બાદ ઉસ્તાદજી અને અંમાએ ઘેરના વાસણોમાં ખાણું કાઢી લઇ વાસણો પાછા આપ્યા. અને ઇમામીને પાન આપી તથા હુક્કો પાઇ નવ્વાબ સાહેબને આભારના શબ્દો કહેવરાવ્યા.

તે વખતે નવ્વાબને ત્યાંથી ઉમદા પકવાનોના થાળ આવી જવાથી અમારી ખુશાલીનો પાર રહ્યો નહીં. ઉસ્તાદજીના મોહઢામાં તો માત્ર પકવાનોની ખુશબુથીજ પાણી આવી ગયું અને અંમાની ભુખ પણ ઉઘડી ગઇ. અમે ત્રણે જણાએ ફરીથી દસ્તરખાન પાથરી

બધા ખાણાની રકાબીઓની હાર ગોઠવી અને ખુદાના શુકરાના કરી ખાણું શરૂ કર્યું. તે પકવાનોમાં બિરયાની, મુતનજન, મુઝફ્ફર, ફિરની અને બેચાર જાતની મીઠાઇઓ બહુજ ઉમદા અને સ્વાદીષ્ટ હતી. કબાબ પણ ચાર પાંચ જાતના હતા. પરંતુ શામીકબાબ લગાર બળી ગયા હતા તો પણ તેની નરમાશ બહુજ સારી હતી. બાકરખાની, શીરમાલ, નાન, કુમાશ અને બજારની ખમીરી રોટીઓ પણ હતી. વળી તે સિવાય કેટલીક જાતના અથાણા અને મુરબ્બાઓની નાહની રકાબીઓ પણ હતી આ બધા ખાણામાંથી થોડું થોડું ખાતાંજ પેટ ભરાઇ ગયું. એટલે બાકીના ખાણાને સાવચેતીથી ભંડારીઆમાં મુકી હાથ ધોઇને પાન ખાધું એટલામાં દસનો ટકોરો વાગ્યો. ઉસ્તાદજી અને અંમા પણ હોકા પીતાં પીતાં ઉંઘવા લાગ્યા તેથી પથારીઓ કરીને સુઇ ગયા.

બીજા દીવસે સવારમાં હું તાલીમ લઇને બેઠીજ હતી કે ગઇ કાલે સાંજે જે બે જવાનીઆઓને પંડીતના કુચાની પાસે ઉભેલા જોયા હતા તેઓ ધીમે ધીમે સીડી ઉપર ચઢી ઘરમાં દાખલ થયા. અંમાએ બાવરચીખાનામાંથી બેઠાં બેઠાંજ. “પધારો સાહેબ” કહ્યું. જેથી બંને જણા અંદર આવ્યા એટલે મેં તેમને ઉભા થઇને માન આપી વચમાં ગાદી ઉપર બેસાડી મીઝાજ પુછયો તો સોનેરી લેસની ટોપીવાલા બોલ્યા.

“અત્યારે આપના મકાનનો પતો લાગવો તે એક કરામતજ થઇ છે હું અને મીરઝા સાહેબ (પેલા સાદા લીબાસવાલા) લુગડું ખરીદવા માટે ઘંટાઘર સુધી આવ્યા હતા, કે એટલામાં ચાવડીનું એક કામ યાદ આવી જવાથી આ તરફ આવ્યા. અને અહીં આવીને ખ્યાલ થયો કે કાલે સાંજે જેમને જોયા હતા તેમનું મકાન જોયલું હોત તો અત્યારે જતા, એટલામાં મીરઝાસાહેબે આપનું મકાન બતાવીને કહ્યું કે જાણ્યામાં આજ મકાન હશે. એટલે અમે બંને જણા બિસમિલ્લા

બોલીને ઉપર આવ્યા તો ખુદાની કુદરતથી આપનુંજ મકાન નીકળ્યું તેથી હું તો અમારા આ મીરઝાસાહેબને પુરેપુરા વલી સમજું છું."

"એમાં શું શક છે" ગઇ કાલે સાંજના મીરઝા સાહેબે મને જોઈને ખુદાની કુદરત યાદ કરી હતી તે યાદ દેવડાવતાં હું બોલી. "એ સાહેબને તો કેટલાક માણુસોમાં ખુદાની કુદરત પણ દેખાય છે!" ફરી મીરઝા સાહેબની તરફ જોઇને બોલી "કેમ સાહેબ! આપે કાલે સાંજે મને જોઇને શું કહ્યું હતું?"

મારી આવી પેચની વાતોથી મીરઝા સાહેબ ખુશી થઇને બોલ્યા. "એ બધી ડિપ્ટી સાહેબની મહેરબાની છે કેમકે તે વખતે તેઓએ આપના મનહર ચેહરાની તારીફ કરી હતી એટલે હું પણ તેમની વાતને ટેકો આપતાં બોલ્યો હતો કે એ પણ ખુદાની કુદરત છે. કહો જોઇએ એમાં મેં કાંઇ ખોટું કહ્યું હતું?"

"આપ બંને સાહેબોની મહેરબાની છે નહીં તો હું પોતે ખુબસુરત છું કે બદ સુરત તે સારી પેઠે જાણું છું" મેં લગાર ભાવ ખાતાં કહ્યું "પણ ચાલો આપનું એ બહાને આવવું થયું એ મ્હારા બહુ મોહટા નસીબ."

"મોહટા નસીબ તો અમારા કે આપે મહેરબાનીથી અમને બોલાવીને બેસાડયા." લેસદાર ટોપીવાળા ડિપ્ટી સાહેબ બોલ્યા.

"આપનું નામ?" મીરઝા સાહેબે પુછ્યું.

"મારૂં નામ વામ તો કાંઇ છેજ નહીં પણ લોકો ગવહર કહે છે."

તે બાદ તેઓ આમ તેમની વાતો કરવા લાગ્યા જેથી મને બહુજ ખુશાલી ઉપજી એટલામાં મેં પાન બનાવીને આપ્યા તો મીરઝા સાહેબે પાન લેવાથી ઇનકાર કર્યો એટલે ડિપ્ટી સાહેબે કહ્યું. "મીરઝા સાહેબ મનહર ચેહરો જોઇ લે છે. તેના મકાન ઉપર પણ જતા અચકાતા નથી પરંતુ રંડીને ત્યાંનું પાન ખાતા નથી." આ

સાંભળી મેં મીરઝા સાહેબને પાન લેવાની બહુજ આંહોસ કરી પરંતુ તેઓએ પાન ન લીધું તેથી મેં ડિપ્ટી સાહેબને અદબની સાથે પાન આપ્યું એટલે તેઓએ પાન લઇ થાળીમાં મારી નજર ચુકાવી પાંચ રૂપીઆ મુકી દીધા. જ્યારે મેં પાંચ રૂપીઆ જોયા ત્યારે બહુજ આના કાની સાથે ઈનકાર કર્યો પરંતુ ડિપ્ટી સાહેબ આપ્યા વિના રહ્યા નહી. પાન ખાધા પછી ફરી વાતો થવા માંડી એટલામાં અંમાએ અંદરથી કહ્યું. "કોઇ સાહેબને કાંઈ હરકત ન હોય તો અમે પણ આવીએ" આ સાંભળી અમે ત્રણે જણા મોહટેથી હસી પડયા અને ડિપ્ટી સાહેબ બોલ્યા "આપ પધારો તેમાં હરકત શાની ? આપ વિના તો મતલબ નહી નીકળે માટે મહેરબાની કરીને જરૂર પધારો" આ સાંભળી મેં શરમથી નીચી નજર કરી લીધી અને મીરઝા સાહેબે ડિપ્ટી-સાહેબ ઉપર ગુસ્સાની નજર નાંખી. એટલામાં અંમા આવ્યા અને સલામ કરી તથા મીઝાજ પુછીને મારી પાસે બેસી ગયા તે બાદ તેઓએ તે બંને સાહેબોની ઓળખાણ માટે ઈચ્છા જાહેર કરી એટલે મીરઝા સાહેબે ડિપ્ટી સાહેબની ઓળખાણ કરાવતાં કહ્યું,

'એમનું નામ સાદકઅલી છે અને અમારા મહેલ્લાના મશહુર ડિપ્ટી સાહેબના વચલા બેટા છે, થોડાજ દીવસમાં તેઓ તેહસીલદાર થશે એવી આશા રાખવામાં આવે છે. જેવી રીતે આપનુ નામ સાદ-કઅલી છે તેવીજ રીતે આપ સાહેબ જુઠ પણ બોલતા નથી" આ સાંભળી ડિપ્ટી સાહેબ પોતાની તારીફના ઇનકારમાં કાંઇ કહેવા ચાહ-તાજ હતા કે અંમાએ હસતા હસતા કહ્યું "વચમાં બોલવાની શરત નથી પણ જ્યારે આપની વારી આવે ત્યારે બોલજો" ફરી મીરઝા સાહેબને સંબોધીને કહ્યું "માશાઅલ્લાહ ! આપની બોલવાની ઢબ એવી તો મનહર છે કે આપની પોતાની તારીફ પણ આપનાજ મુખથી સાંભળવી જોઇએ."

"હું શું ને મારી તારીફજ શુ ?" મીરઝા સાહેબ પોતાની તારીફ માટે અખાડા કરી બોલ્યા" હું ડિપ્ટી સાહેબનો નાહનપણનો

દોસ્ત છું અમે બંને એક સાથેજ રમેલા છીએ. અને ડિપ્ટી સાહેબ મારા ઉપર બહુ મોહટી મહેરબાનીઓ કરે છે."

"આતો ડિપ્ટી સાહેબની તારીફ થઇ." અંમાએ કહ્યુ.

"ત્યારે હું કહું" ડિપ્ટી સાહેબ બોલી ઉઠયા. "અમારા મીરઝા સાહેબ એક ખાનદાની માણસ છે એમના વાલિદ રોહતકમાં શીરસ્તેદાર છે એમની અંગ્રેજી કેળવણી બહુજ સારી છે પણ થોડા વખતથી ફકીરોની સંગતમાં રહેતા હોવાથી અંગ્રેજી ભાષા તરફ ધીકાર ધરાવે છે. નોકરીના નામથી ચીડાય છે; રાત દીવસ નમાઝ રોઝા અને વઝાયફમાં ગુજારે છે મારા ઉપર મહેરબાની રાખતા હોવાથી આજે મારી સાથે અહીં ચાલ્યા આવ્યા. નહીં તો તેઓ આ મકાનમાં પધારે એ એક ન બનવા જેવી વાત છે."

"ત્યારે ફરી આપ કોઇના મુરીદ પણ થયા હશો?" અંમાએ ઘણાજ ઉત્સાહની સાથે મીરઝા સાહેબને પુછયું.

"જી હા મુરીદ થયો છું પણ મારામાં મુરીદ થવાની કાબેલીયત નથી" મીરઝા સાહેબે નીચી નજરે ગરદન ઝુકાવીને કહ્યુ. "માત્ર નામની ખાતર એક બુઝુર્ગનો હાથ પકડી લીધો છે."

"એ બુઝુર્ગ કોણ છે?" અંમાને ફકીરો અને મુરશીદો પ્રત્યે બહુજ અકીદો હોવાથી ઘણીજ આતુરતા ભરી નજરે મીરઝા સાહેબને સવાલ કર્યો "અને કયા ખાનદાનમાં બયઅત કરે છે."

'હઝરત સયદનશાહ સાહેબ એમનું નામ છે અને રોહતકમાં કાઝી રેહમતુલ્લા સાહેબના બાગમા રહે છે. લગભગ પચીસ વરસથી એકજ જગ્યા ઉપર બીરાજેલા છે." મીરઝા સાહેબ બોલ્યા 'એમતો બધા ખાનદાનો તરફથી છુટ છે પણ ખાસ કરી ચીશતીયા નિઝામીયા ખાનદાનમાં વધારે બયઅત કરે છે."

"ત્યારે આપ કવ્વાલી તો સાંભળતા હશો" અંમાએ પુછયું.

"હા કવ્વાલીથી ઇનકાર પણ નથી."

આ સાંભળી અંમાએ ઘણાજ ઉત્સાહની સાથે ઉસ્તાદજીને કહ્યું:—

"ઉસ્તાદજી તાઅલિમ આપવાથી તમે થાકી તો ગયા હશો પણ માત્ર મારી ખાતરથી એક બે ગઝલોની તકલીફ લ્યો. તબલાની કાંઈ જરૂરત નથી એકલી સારંગી હશે તો પણ ચાલશે."

ઉસ્તાદજી પોતાના સાઝ ઠીક ઠાક કરીને બેસ્યા અને મીરઝા સાહેબ પણ અદબની સાથે મારી સામી બાજુએ બેસી ગયા એટલે હું આ ગઝલ ગાવા લાગી.

સાકીયા બરખીઝ દર દેહ જામરા
ખાક બર સર કુન ગમે અઈયામરા

મારૂં ગાણું સાંભળી મીરઝા સાહેબ ચુપચાપ બેસી રહ્યા પણ તેમની ગરદન હાલી રહી હતી અને મારા ચેહરા ઉપર નજર નાંખી ધ્રુજી રહ્યા હતા એટલામાં મેં આ શેર ગાયો.

ગરચે બદનામીસ્ત નિઝદે આકેલાં
મા નમી ખ્વાહેમ નન્ગો નામરા

આ શેર સાંભળતાંજ મીરઝા સાહેબ બેખુદ જેવા બની ગયા આંખોમાંથી આંસુઓની ધારા વ્હેવા માંડી અને મારી તરફ જોઇ "જઝાકલ્લાહ" "જઝાકલ્લાહ" ના પોકારો કરવા લાગ્યા. હું પણ મીરઝા સાહેબને હાલમાં આવેલા જોઇ હર વખતે તેજ શેરને ફરી ફરીને ગાવા લાગી. એટલામાં મેં એક વખતે લગાર વધારે ભાર દઇને ઉપલા શેરને ગાયો તો મીરઝા સાહેબ મારા પગ ઉપર પડીને રડતાં રડતાં બેહોશ થઇ ગયા, આ જોઇ હું બીકથી ગાણું બંધ કરવાની તૈયારીમાંજ હતી કે અંમાએ આંખો કાઢી ગાણું ચાલુ રાખવાની ધમકી આપી એટલે હું ધીમે ધીમે તેજ શેર ગાતી રહી. થોડીકવાર સુધી બેહોશ રહ્યા પછી મીરઝા સાહેબ હોશમાં આવીને બેસ્યા અને ગજવામાંથી ઘડીઆલ તથા અછોડો કાઢી મારા પગો

ઉપર મુકી દીધો, મેં તથા અંમાએ તેના લેવા માટે ઇનકાર કર્યો. પણ મીરઝા સાહેબે કહ્યું " તમે મારી આ અદના ભેટ ને નહી કબુલ કરો તો અત્યારે મને જે કેફ આવી રહ્યો છે તે ધુળમાં મળી જશે. " આ સાંભળી લાચારીએ મે તે ઘડીઆળ તથા અછોડો લઈ અંમાના કહેવાથી ઉભા થઇને સલામ કરી. એટલે મીરઝા સાહેબ બેતાબ બનીને ઉભા થઇ ગયા અને મારા માથા ઉપર હાથ ફેરી દોઆઓ આપી ને ડિપ્ટી સાહેબને કહ્યું.

" તમારે બેસવું હોય તો બેસો પણ હવે હું તો બેસી શકતો નથી. "

આ સાંભળી ડિપ્ટી સાહેબ પણ ઉઠયા, અને ફરી આવવાનો વાયદો કરી ચાલ્યા ગયા.

આ બંને જણના જવા પછી અંમા અને ઉસ્તાદજીમાં વાતો થવા લાગી. ઉસ્તાદજીએ કહ્યું " બાઇજી ! જુઓ મીરઝા સાહેબ કેટલા બધા નરમ દિલના માણસ છે. રડતાં રડતાં બેહોશ થઇ ગયાં."

" ઉસ્તાદજી ! આ બધી વાતો ફકીરોના જોડા ઉઠાવવાથી હાસલ થાય છે " અંમા બોલ્યા " જો તેઓનો શોખ આવીજ રીતે કાયમ રહ્યો તો તેઓ એક દીવસે પોતાની મુરાદ પામશે "

' કઈ મુરાદ પામશે ? " હું વચમાં બોલી ઉઠી " અને અંમા તેઓ શા માટે રડતા હશે ? "

" દીકરી ! તું હમણા આ વાતોને કયાંથી જાણે ? આ લોકો ખુદાથી મોહોબ્બત કરે છે અને તેટલાજ માટે રડે છે.

" અને મુરીદ પણ એટલાજ માટે થતા હશે ? "

" ગવહર ! દુન્યાનું એકે કામ એવું નથી કે જે વગર શીખે આવી જાય " અંમાએ કહ્યું " માત્ર ગાણાના હુન્નરનેજ જો ? જેવી રીતે ઉસ્તાદજી મહેનત કરીને શીખવાડે છે, તેવીજ રીતે મુરીદ થવાથી પીર પણ ખુદાનો રસ્તો બતાવે છે.

" તો હું પણ કોઇની મુરીદ થઇશ. " હું બોલી " અને જોઉં તો ખરી કે આમાં કેવી મઝા હોય છે. "

આ સાંભળી ઉસ્તાદજીએ ખુશામદી ટટ્ટુની પેઠે અંમાને કહ્યું " બાઇજી ! જોયું ! ગવહર કેવી વાતો કરે છે. " અને ફરી મને સંબોધીને બોલ્યા. " દીકરી ! હમણા તો ગાવા બજાવવાનું શોખો, અને જ્યારે આ કામથી પરવારી જાવ ત્યારે કોઇ પીરનો પલ્લો પકડી લેજો " તે બાદ તેઓએ મીરઝા સાહેબની ઘડીઆળ જોવા માંગી એટલે મેં તે આપી તો તેને જોઇને તેઓએ અછોડા સાથે પચીસ રૂપીઆની કીંમત આંકી. અને તે બાદ નીચે જઇ ઘડીઆળીને પુછી આવ્યા તો તેણે પણ એટલીજ કીંમત બતાવી. જ્યારે ઉસ્તાદજીએ ઘડીઆળ મને આપી ત્યારે મેં કહ્યું " બીચારા થોડીજવારમાં પચીસ રૂપીઆનું નુકશાન કરીને ચાલ્યા ગયા, જો તેઓ બેચાર રૂપીઆ આપી જાત તો બહુ સારૂં થાત પણ તેમનું પચીસ રૂપીઆનું નુકશાન થવાથી મારૂં દિલ બહુજ દુઃખાય છે " આ સાંભળી અંમાએ કહ્યું: એમાં દિલ શાનું દુખે છે, અલ્લાહ દે અને બંદા લે, અલ્લાહ તેમને એ કરતાં પણ વધારે આપશે, તું આ ઘડીઆળને મીરઝા સાહેબના તબરરૂકની પેઠે રાખજે. " ફરી ઉસ્તાદજીની તરફ જોઇને કહ્યું " અને હાં ઉસ્તાદજી આ ડિપ્ટી સાહેબની લગાર ખબર કાઢજો. દેખાવમાં તો રંગીલા દેખાય છે પણ આજે મીરઝા સાહેબના લીધે લગાર દબાયલા રહ્યા છે, પણ દેખાય છે શોખીન માણસ ! "

" બાઇજી ! એક દીવસે મેં તેમને દુર્ગા પાતરને ત્યાં જોયા હતા. પણ કોઇ મુસલમાન તવાયફને ત્યાં આજ સુધી જોયા નથી. "

" ઉસ્તાદજી ! પાતરો મુસલમાનોથી મેલ મીલાપ રાખતી નથી પણ જાણ્યામાં તેઓ અમસ્થા જઇને બેસતા હશે " અંમાએ કહ્યું. " તમારો ભત્રીજો દુર્ગાને ત્યાં છે તો તેની મારફત લગાર ખબર તો કાઢજો કેમકે ડિપ્ટી સાહેબ કામના માણસ જણાય છે. "

ઉપલી વાતચીત પુરી થતાં અમો બધાએ ખાણું ખાધું અને તે બાદ હું અંદર જઇને પલંગ ઉપર સુઈ ગઇ. અંમા અને ઉસ્તાદજી પણ રસોડામાં જઇને બેઠા, હું સવારથી બેઠા બેઠા થાકી ગએલી હોવાથી અને બપોરનો આળસાઇનો વખત હોવાથી પલંગ ઉપર પડતાંજ આંખ લાગી ગઈ. પણ થોડીવારમાં અંમાના બોલવાથી હું ચોંકીને જાગી તો જોયું કે અંમા કોઈ માણસને કહી રહ્યા હતા, "આવો અંદર આવો સાહેબ, ગુણિકાના મકાનમાં આવતાં શા માટે અચકાવ છો." હું આ સાંભળી વિચારવા લાગી કે પેલા મોહટા પેટવાલા વાણીઆનો માણસ તો નથી પણ હજુ સોમવારને ઘણા દીવસ છે એ વિચારથી લગાર નિરાંત વળી એટલે ઓઢણીને માથા ઉપર નાંખી તથા વિખરાયલા વાળોને ઠીક કરતી વચલા હોલમાં આવી અને કાલે સાંજે બગીચામાં જે યુવાન મળ્યો હતો તેને આવેલો જોયો એટલે મારી ખુશીનો પાર રહ્યો નહીં, હું એ યુવાનને જોતાંજ હસ્તી હસ્તી પોકારી ઉઠી "ઓહો આપ છો કે ! બેસો" તે યુવાને ગરદન નમાવી નીચી નજરોએ જવાબ આપ્યો.

"જો મને એવી ખબર હોત કે બપોરની વખતે તમે આરામ કરો છો તો હું અત્યારે આવત નહીં, પણ હવે તો આવી ગયો અને તમારો આરામ પણ ગયો તેથી માફી ચાહું છું."

"નહીં એમાં માફીની કાંઇ જરૂરત નથી. હું આપની વાટ જોઇ જોઇને હમણાંજ લગાર પલંગ ઉપર અમસ્થી પડી હતી" મેં કહ્યું.

"ગવહર ! એ કોણ આવ્યું ?" અંમાએ રસોડામાંથી પુછ્યું.

"જે સાહેબ કાલે રાતે બગીચામાં મળ્યા હતા અને જેમના વીષે મેં રાતે કહ્યું હતું તેઓ સાહેબ પધાર્યા છે" મેં જવાબ આપ્યો. અને તે બાદ તેમને બેસાડીને પુછ્યું.

"આપે અત્યારે પધારીને બહુ મોહટી મહેરબાની કરી."

"એમાં મહેરબાની શાની?"

"આપનું નામ?"

"મને મીર અસગરઅલી કહે છે."

"તો શું આપ સઈયદ છો."

"હા લોકો કહે છે તો ખરા."

"કાલે રાતે આપ પેલા શેરને બહુજ દર્દ ભર્યાં દિલે પઢી રહ્યા હતા" મેં કહ્યું "હું તો ભુલી ગઇ, પણ જો આપને તકલીફ ન થતી હોય તો રાતની પેઠેજ એક વખત ફરી સંભળાવો."

"રાતની પેઠે તો ક્યાંથી પઢાય" મીરસાહેબે કહ્યું "તે વખત જુદો હતો, કોણ જાણે શા શા વિચારોમાં ઘેરાઇને તે શેર પઢી રહ્યો હતો, અને વાત એ છે કે મને પોતાને પણ તે શેર બહુજ પસંદ છે દરવખતે તેનુંજ રટણ કરૂં છું.

"વો નહીં ભુલતા જહાં જાઉં
હાય મેં ક્યા કરૂં કહાં જાઉ"

"ઓહ! કેટલો મુશકેલ શેર છે, કોઇપણ રીતે તેનો ભાવાર્થ સમજમાં આવતો નથી."

"વાહ સેહલા સરળ તથા સાફ સાફ ભાવાર્થવાળા શેરને મુશ-કેલ કહો છો?" મીરસાહેબ અજબ થતાં બોલ્યા. "કહો જોઈએ ક્યા શબ્દનો ભાવાર્થ સમજમાં આવતો નથી."

"કહી દઉં?" મેં હસ્તા હસ્તા કહ્યું. "વો નહીં ભુલતાનો ભાવાર્થ સમજમાં આવતો નથી, કોન નહીં ભુલતા?"

આ સાંભળી મીરસાહેબ હસી પડયા અને હસ્તા હસ્તા બોલ્યા "સુબ્હાનલ્લાહ! આપની વય તો બહુજ નાહની છે પણ વાતો ભારે મજાકની કરો છો"

"મીર સાહેબ હવે આ વાતોને બાજુએ મુકી આપ આપની હકીકત કહો" મેં દિલની વાત કઢાવવા માટે કહ્યું. "ગઇ કાલથી આપનો શેર સાંભળી, હાયકારા અને નિશ્વાસ ને નિહાળી હું એજ વિચારોમાં પડી ગઈ છું માટે ખુદાના વાસ્તે આ વાત ઉપર જે પરદો છે તેને ઉપાડી દયો" મીર સાહેબે એક લાંબો નિશ્વાસ નાંખી અને આંખમાં ઝળઝળીયાં લાવી કહ્યું.

"સર ગુઝસ્તે બલા કુશાં ન સુનો
ન સુનો મેરી દાસ્તાં ન સુનો"

ગવહરજાન હમણાં તમે નાહનાં છો માટે આ વાત ઉપર પરદોજ પડેલો રહેવા દો, આવી વાતો સાંભળવાના તમારા દીવસો આવ્યા નથી, માટે વધારે પુછગાછ ન કરો. નહીં તો નકામા દુઃખી થશો અને મને પણ દુઃખી કરશો."

મેં જોયું કે આટલું બોલતાં બોલતાં મીર સાહેબના ચહેરામાં ફેરફાર થઇ ગયો. આંખોમાંથી આંસુઓની ધારા વ્હેવા માંડી તેથી હું ચુપ થઇ ગઇ પણ તરતજ વિચાર આવ્યો કે મીર સાહેબ તો ચકરમ માણસની પેઠે છે. ફરી આવ્યા કે ન આવ્યા માટે અત્યારે હાથમાં આવેલી તક ગુમાવવી ન જોઇએ. આ વિચાર કરીને હું બોલી.

"મીર સાહેબ! આપે જે કાંઇ ફરમાવ્યું તે દુરસ્ત અને વ્યાજબી છે હમણા મારી વયજ શું છે માટે મારાથી આવી વાતો ન પુછાય, પણ આપ કહોછો કે સાંભળીને તું દુઃખી થઇશ, પરંતુ મીર સાહેબ! અત્યારે આપ એ વાત નહીં કહો તેથી મને બહુજ દુઃખ થશે અને હું સમજીશ કે આપે મને ના લાયક સમજી." હું દિલાસાના રૂપમાં બોલી "હું અત્યારે બોહોંસ કરીને આપથી એ વાત જાણવા માગુ છું તેનું કારણ બીજું કાંઇ નહીં પણ એ વાત સાંભળીને જો મારાથી બની શકતું હોય તો હું મારાથી બનતી કોશીશ

કરી તમારા દુઃખમાં હીસ્સો લઉં. અને તમને એ દુઃખમાંથી ઉગારવાની પયરવી કરૂં."

આ સાંભળી મીર સાહેબના ચેહરા ઉપર રતાશ ફરી વળી અને લગાર ખુશી થઈને બોલ્યા "ગવહરજાન ! ખુદા તમારૂં ભલું કરે, આજે એક તમે મળ્યાં કે જેણે મને જોઈ મારી સાથે હમદર્દી બતાવી છે; નહીં તો ઓળખાણ પીછાણ વાળા સગા સંબંધીઓ બધા એકી અવાજે મને દીવાનો અને બેવકુફ કહે છે. કોઈ કહે છે કે આને ભુત પીચાશની વળગણ થઈ છે તો કોઇ ભેજું ચસકી ગયાની વાતો કરે છે. ટુંકમાં એટલું જ કે જેટલા મોહઢાં તેટલી વાતો થઈ રહી છે. પણ હું એકનો એ જવાબ ન આપતાં

વો નહીં ભુલતા જહાં જાઉં
હાય મેં કયા કરૂં કહાં જાઉં

નું રટણ કરી રહ્યો છું."

આટલું બોલતાં બોલતાં મીર સાહેબ બેતાબ બની ચોધાર આંસુએ રડી પડયા. આંખો ઉપર રૂમાલ ઢાંકીને તેઓ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા તે વખતે અંમાની આંખ લાગી ગએલી હોવાથી સારૂં થયું, નહીં તો તેમની વાતો સાંભળીને નાકામી પીડામાં પડવું પડત. ઉસ્તાદજી પણ બાહેર ચાલ્યા ગયા હતા, તેથી હું મારી જગ્યાએથી ઉઠીને મીર સાહેબની પાસે બેસી ગઈ અને તેમને દિલાસો આપતાં બોલી. "આપ સમજુ થઇને આવી રીતે રડો તે કાંઇ સારૂં ન કહેવાય, ધીરજ ધરો. ખુદા તમારી સ્હાય કરશે" તે બાદ હું ઉઠીને પાણી લાવી એટલે મીર સાહેબે એકાદ ઘુંટ પીધી, મેં પાન બનાવીને આપ્યું તો તેના ખાવાથી લગાર તબીયત ઠેકાણે આવી એટલે તેઓએ પોતાની કથા શરૂ કરતાં કહ્યું.

"ગવહરજાન ! તમે તો કાલે બગીચામાં જોગજોગે મળી ગયા પણ હું આજે બે ત્રણ વરસથી એવીજ હાલતમાં ભટકું છું. અને

એવી હાલત થવાનું કારણ..............." (મીર સાહેબ આટલું બોલતાં બોલતાં રડી પડયા, પણ ફરી હિમ્મત કરીને બોલ્યા ) ચાર વરસ ઉપર બસંતના મેલામાં હું ગયો હતો ત્યાં સાંજની વખતે તમારા જેવીજ અને તમારીજ વયની એક મનહર મુર્તીનાં દર્શન થઇ ગયાં જેને જોતાંજ હું ભાન ભુલીને તેના પ્રેમમાં દીવાનો બની ગયો. તે સમયમાં હું સ્કુલમાં ભણતો હતો અને ઇન્ટ્રન્સની પરિક્ષાની તૈયારી કરી રહ્યો હતો. પણ તે મનહર મુર્તીને જોતાંજ ભણવા ગણવાનું માંડી વાળ્યું અને તેના મકાનની શોધ કરતાં કરતાં એક દીવસે તેના મકાન ઉપર પોંહચી ગયો. તે મને જોઇને બહુજ મહેરબાનીથી મળી, તેણીના માતપિતા કે બીજી કોઇ બહેન નહોતી પણ માત્ર એક બુઢા ઉસ્તાદજી હતા અને તેઓ પણ મારાથી બહુજ ખુશી થઇને મળ્યા. તે વખતે તમારી પેઠે તેની નાકમાં પણ બિન અનુભવીનો નીશાની પડેલી હતી. માત્ર બે ત્રણ વખત જવાથીજ અમો બંને જણમાં મોહોબ્બત થઈ ગઇ. તેથી મેં ભણવું ગણવું અને તેણે ગાવું બજાવવું મુકી દીધું. કલાકો સુધી અમે બને જણા એકાંતમાં બેસી વાતો કરતા હતા ખુરશીદને.........(અરે મેં તેનું નામ પણ કહી દીધું)...ભણવાનો શોખ હોવાથી માત્ર બે ત્રણ મહીનામાંજ તે સારી પેઠે ભણવા લખવા લાગી ગઇ જ્યારે ઉસ્તાદજીએ અમો બંનેમાં સારી પેઠે પ્રીતીની ગાંઠ બંધાએલી જોઇ ત્યારે તેઓએ મારી પાસે નાહની મોહટી ફરમાશો (માંગણીઓ) કરવા માંડી. અને મારાથી જ્યાં સુધી બની શકયું ત્યાં સુધી તેમની ફરમાશો પુરી કરી પણ જ્યારે તેમની ફરમાશોને પોંહચી વળવાની શક્તિ ન રહી તો મોહઢું છુપાવવાની કોશીશ કરી. ઉસ્તાદજીની આવી માંગણીઓ ચાલુજ રહી અને જ્યારે જોયું કે હું માંગણીઓ પુરી કરી શકતો નથી ત્યારે તેઓએ એક ગબ્બર મહાજનના છોકરાને પોતાનો શીકાર બનાવ્યો અને મને સાફ શબ્દોમાં કહી દીધું કે તમે આટલો પગાર આપી શકતા હોવ તો ખુશીની સાથે પધારો અને નહીં તો હું ખુરશીદને નોકર રખાવું

છું. ગવહરજાન ! મારી સ્થીતી એવી નહોતી કે હું પગાર આપીને ખુરશીદને રાખી લઉં, અને વળી મને ખુરશીદનો જે પ્યાર હતો તે કાંઇ પૈસા ટકા આપવાનો નહોતો, કેમકે હું તો સાચા પ્યારનો સેવક હતો, તેથી મેં પગાર આપવામાં આનાકાની કરી એટલે ઉસ્તાદજીએ પેલા મહાજનના છોકરાની સાથે ખુરશીદનો મેલાપ કરાવી દીધો. જ્યારે મેં મારી આંખોની સામે મારા પ્યારની મનહર મુર્તીને બીજાની પાસમાં જોઇ ત્યારે હું દુઃખના દરિયામાં ડુબી ગયો. ખાવું પીવું છોડી દીધું. રાત દિવસ તેનાજ વિચારમાં ભટકવા લાગ્યો એટલે હું મુંબઇ નહાસી ગયો " મીર સાહેબ અહીં સુધી પહોંચ્યા એટલે મેં પુછ્યું.

" આપ કહોછો કે ખુરશીદને પણ મહોબ્બત હતી તો આપની જુદાઇથી તેને પણ દુઃખ તો થયુંજ હશે ! "

" દુઃખની વાત કહોછો ? " મીર સાહેબ બોલ્યા 'જે ખુરશીદના માટે મેં મારૂં ઘરબાર મુક્યું, જે ખુરશીદના સબબે બાપદાદાની આબરૂ ઉપર પાણી ફરી ગયું, જે ખુરશીદની પાછળ મારૂં ભણવું ગણવું બરબાદ થયું, જે ખુરશીદના લીધે મા બાપ અને સંગાવ્હાલા નારાંજ થયા તેજ ખુરશીદ હવે મારા નામથી પણ ચીડાય છે. ભુલે ચુકે કોઇ દીવસે મારી વાત નીકળે છે તો હજારો ભલા બુરા શબ્દો બોલે છે. પણ ગવરજાન ! મારા દિલમાં તો હજુ સુધી તેનો પ્યાર પ્રથમની પેઠેજ છે. "

" પણ એ ખુરશીદ કઇ ? " હું બોલી " સીતારામના બજારમાં કંદોઇના મેડા ઉપર રહે છે તેતો નહીં ? "

" હા તેજ, તેજ ખુરશીદ, તેણેજ મને બરબાદ કર્યો છે. તેણેજ મને નકામો કરી દીધો છે તેનાજ પ્યારનો હું દમ ભરૂં છુ અને જ્યારે કોઇ દીવસે બહુજ આકુળવ્યાકુળ બનુછુ તો બગીચાની તરફ જાઉં છું અને ત્યાં એકાંતમાં રડીને જીવ હલકો કરૂંછું. એવીજ રીતે કાલે પણ ગયો હતો જ્યાં તમારી મુલાકાત થઇ ગઇ અને તે મુલાકાતના

સબબેજ અહીં આવીને આ કથા કહેવા બેઠો છું. કાલે તમારી મુલાકાત થઇ છે ત્યારથી મારા દિલમાં નવી આશાએ જન્મ લીધો છે અને મને ખાત્રી થાય છે કે, તમારા દિલાસા ભરેલા શબ્દોથી મને તથા મારા ભટકેલા દિલને આરામ પહોંચશે પણ ગવહરજાન ! સાચું કહો તમે તો ખુરશીદની પેઠે જુલમી નથી ને ? "

" મીર સાહેબ આપ ખાત્રી રાખજો કે હું તેવી નથી " મેં દિલાસો આપતાં કહ્યું " આપની બધી હકીકત સાંભળી મને બહુજ અફસોસ થયો. ખુરશીદના ઉસ્તાદજી ઘણાજ લાલચુ અને પ્રપંચી છે આ બધું તેમનીજ કારસ્તાનીનું પરિણામ છે; નહીં તો ખુરશીદ પોતે બહુજ ભોળી છે. પણ કાંઇ ચિંતા નહિ આપ ખુશીની સાથે મારે ત્યાં પધારતા રહો. ઇનશાઅલ્લાહ કોઇ પણ વખતે આપને મારાથી નારાજ થવાનો વખત નહીં આવે અને જો આપની મરજી હશે તો હું ખુરશીદના મેલાપની પણ કોશીશ કરી તેનું દિલ આપના તરફથી સાફ કરી દઇશ"

"નહીં નહીં" મીર સાહેબ ગભરાટમાં બોલી ઉઠ્યા "જ્યાં સુધી પેલો પાજી ઉસ્તાદ જીવતો છે ત્યાં સુધી હું પોતે તેનાથી દુર નાસુંછું."

" આપ ચુન્નેખાન ઉસ્તાદની બીક ન રાખો. ઇનશાઅલ્લાહ હું ખુરશીદને એવી રીતે સમજાવીશ કે સાપ મરી જાય અને લાકડી ન ભાગે, આપ કોઇ કોઇ વખતે તેની મુલાકાતે લેશો અને તેના ઉસ્તાદને ખબરે નહીં પડે. "

મીર સાહેબ ! મારી આ વાત સાંભળીને બહુજ ખુશી થઇને બોલ્યા " જો તમે મારા તરફથી ખુરશીદનું દિલ સાફ કરી આપો અને તે આઠ દસ દીવસે ઉસ્તાદજીથી છાનામાના મારી મુલાકાત લેતી થાય તો હું આખી જીંદગી સુધી તમારો દાસ બનીને રહું " આ સાંભળી મેં તેમને પુરે પુરી કોશીશ કરવાની ખાત્રી આપી. એટલે વધુ આનંદમાં આવી મારો આભાર માનીને બોલ્યા. "ગવહરજાન !

તમે નાહનાં છો તેથી પ્યારના રસ્તામાં કેવા કેવા સંકટો સેહવા પડે છે, તેનાથી અંજાણ છો, પણ માત્ર પોતાના દયા ભરેલા દિલના સબબે તમે મારાથાં આટલી બધી હમદર્દી કરોછો પરંતુ પ્યારની ખાતર મારા ઉપર કેવા કેવા સંકટો ગુજર્યાં છે અને ગુજરે છે તે જો તમે સાંભળ્યા હોત તો કોણ જાણે તમને કેટલું બધું દુઃખ થયું હોત!!"

" મીરસાહેબ ! મને આપની સાથે ખાસ હમદર્દી થઇ ગઈ છે, પણ હું પોતે સમજી શકતી નથી કે શામાટે ? અત્યારે મારૂં દિલ પોતાની મેળે આપના પ્યારની સઘળી હકીકત સાંભળવા ચાહે છે તેથી જો આપને કાંઈ હરકત ન હોય તો ખુલાસેવાર ફરમાવો. વળી મારી ખુશનસીબીથી અત્યારે કોઇ બીજું નથી, નહીં તો દરવખતે મારી પાસે ઉસ્તાદજી તથા અંમા એ બંનેમાંથી એક જણ તો બેસેલુંજ હોય છે."

"જ્યારે તમે મારા ઉપર આટલી બધી મહેરબાની કરો છો અને પુરેપુરી કોશીશ કરવાનું કહો છો તો હું તમારાથી મારી હકીકત શા માટે છુપાવું. પરંતુ તે કોઇને પણ કહેશો નહીં એવી કસમ ખાવ તો હું મારી હકીકત કહું."

આ સાંભળી મેં મીરસાહેબને આ વાત બીજાને ન કહેવાની ખાત્રી કરી આપી તો તેઓએ પોતાની હકીકત આવી રીતે શરૂ કરી.

"જે દીવસે પહેલ વહેલી વખતે મેં ભોલુશાહની બસંતમાં ખુરશીદને જોઇ હતી તે દીવસે તેનું જોબન પુર બહારમાં હતું. નહેરની પુલ પાસે તેની ગાડી ઉભી હતી અને આગળ પાછળ બીજી મોહટી મોહટી પઇસાદાર તવાયફોની ગાડીઓની હાર હતી. તે વખતે ખુરશીદનો ચંદ્રસમાન ચેહરો, રસીલી આંખો, કાળા વાળ, રાતા અને નાજુક હોઠ, લાંબી ગરદન, માથા ઉપર બસંતી રંગની ઓઢણી અને સઉથી વધુ ગજબનાક તો કમર ઉપર હાથ મુકી તથા એક અજબ અદાની સાથે પગ ઉપર પગ ચઢાવી બેસવું મારા વાસ્તે ગજબ થઇ ગયું. તેની સઘળી અદાઓએ મારા દિલમાં ઘર કરી લીધું. અને

હું તેજ વખતે તેના પ્રેમમાં અંધ થઇ ગયો. ખુરશીદની પ્યારી પ્યારી નથણી, કાનોના એરીંગ અને ખુબસુરત ઝુમર, ગળામાં એક સુંદર હાર, તથા જડાવની કંઠી અને તે કંઠીની ઓઢણીના ઝીણા રંગમાંથી બહાર આવતી ચમકદમક જોઇ હું દિવાનો બની ગયો. હલકાં ગુલાબી રંગનો તંગ અને ચુસ્ત ઉરેબ પાજામો, જેમાં રૂષ્ટપુષ્ટ પીંડલીઓ પોતાની બહાર બતાવા રહી હતી. અને પગના નકસીવાલા ઝીણા છરા, કાળી મખમલની સોનેરી જરીવાલી સલીમશાહી સપાટો, ગાડીમાંથી ઓઢણીનો લટકતો છેડો, આ બધી વાતો એવી હતી કે હું બાહોશીમાં બેહોશ બની ગયો. તે વખતે હું લાહોરી દરવાજાની સડક ઉપરથી આવ્યો હતો અને ભોગજોગે એકલોજ હોવાથી પુલ ઉપર પહોંચતાંજ આ ખુદાવંદે દોજહાંનની અજબ કારીગરી જોઇ કલેજું પકડીને બેસી ગયો, અને એક હાયકારો મારી બેહોશ થવાની તૈયારીમાંજ હતો કે ખુરશીદની નજર મારા ઉપર પડી ગઇ. હાય તે વખતે તેની નજરોથી જાહેર થઇ રહ્યું હતું કે લગાર સાવચેતી રાખ. હમણાથીજ આવી હાલત થઇ જશે તો આગળ ઉપર કેવી રીતે થશે. હું તેની ગાડીનું ચકર ખાઇ એક બાજુ ઉપર ઉભો રહી તેના મનહર ચેહરાને નિહાળવા લાગ્યો. તે વખતે મારૂં દિલ જખ્મી કબુતરની પેઠે તરફડીઆં ખાઇ રહ્યું હતું. બસંતના મેળાની બહારને બાજુએ મુકી હું તો ખુરશીદના ચંદ્રસમ ચેહરામાંજ બધી બહાર જોઇ વિચાર કરી રહ્યો હતો કે આ મનહરણી કોણ છે ને કયાં રહે છે, શું નામ છે. તેનાથી કેવી રીતે મળું, હું હજી તો આવા વિચારોમાંજ હતો કે મેળો વિખરાવા લાગ્યો. આ જોઇ છેલ્લી વખતે તજીકથી તે મનહરમુર્તિના દર્શન માટે હું તેની ગાડીની પાસે ગયો એટલામાં તો ખુરશીદની ગાડીની આગળની ગાડી વાળી તવાયફે કહ્યું "કેમ ખુરશીદ! ચાલવું છે કે?" આ સાંભળતાંજ નામની ખબર પડવાથી મેં પાક પરવરદિગારનો આભાર માન્યો. ખુરશીદે તે તવાયફના પુછવા ઉપર "હા ચાલો" નો જવાબ

તો આપ્યો પરંતુ તેણે ચારે બાજુ નજર નાંખી જેથી જણાતું હતું કે તેની આંખો કોઇને શોધી રહી છે."

"ત્યારે ખુરશીદના દિલ ઉપર પણ અસર થઇ?" હું વચમાં બોલી ઉઠી.

"હા તેને હવે અસર કહો કે ખુદાનો ફઝલ" મીરસાહેબે પોતાની કથા આગળ લંબાવતા કહ્યું "પરંતુ જ્યારે તેવણે મને જોયો ત્યારે તેની આંખો નીચી નમી ગઇ. વળી મેં તેની છેક પાસે પેંહચીને જોયું તો તેણી ઠંડો શ્વાસ લેતી જણાઇ. હાય ગવહરજાન! તેજ વખતે મને જણાયું કે તેના મનમાં પણ મારો ખ્યાલ પેદા થઇ ગયો છે. હું એકી ટસે તેના ચંદ્રસમ ચેહરાને જોવામાં લીન હતો કે એટલામાં ગાડીવાળાએ ઉસ્તાદજીને પુછ્યું.

"સીધી ઘેર ઉપરજ હંકારૂં!"

"હા સીધી ચાવડીમાં લઇ ચાલ."

ઉસ્તાદજીના આ જવાબથી મારા હર્ષનો પાર રહ્યો નહી. વગર પુછે વાતો વાતોમાં નામ ઠામ જણાઇ આવતાં જાણે મોહટી જાગીર ન મળી હોય તેમ લાગ્યું. ખુરશીદની ગાડી તો સડસડાટ કરતી ચાલી પણ તે ગાડીની સાથે સાથેજ મારૂં દીલ પણ ગયું. જ્યાં સુધી તેની ગાડી જણાઇ ત્યાં સુધી મેં જોયા કીધું પણ જ્યારે તેની ગાડી જણાઇ નહીં ત્યારે એક હાયકારો મારી બેસી ગયો. પરંતુ જતી વખતે ખુરશીદે આઠ દશ વખત પાછળ ફરી ફરીને જોયલું હોવાથી મારી હીમ્મતમાં બહુજ વધારો થઇ ગયો અને મેં તેજ વખતે દ્રઢ વિચાર કરી લીધો કે ગમે તેમ કરીને પણ ખુરશીદના ઘેર ઉપર જવું અને તેને મારો ખ્યાલ રહ્યો છે કે નહી તેનો તપાસ કરવો."

મીરસાહેબ પોતાનું વૃતાંત કહી રહ્યા હતા અને હું ખાસ દિલ લગાવીને સાંભળી રહી હતી કે, એટલામાં ધબધબ કરતાં ઉસ્તાદજી

આવ્યાં તેથી મીરસાહેબ ચુપ થઇ ગયા. જ્યારે ઉસ્તાદજીએ મીરસાહેબને જોયા ત્યારે ખુશામદી લેહજામાં બોલ્યા.

" આહા હુઝુર આપ છો કે ? અલ્લાહ અલીનો અમાન પીરો નો સાયો. "

" જીહા ખાંસાબ હું છું "

" હુઝુરના મીઝાજે શરીફ " ઉસ્તાદજીએ હાથ જોડીને પુછ્યું.

" ખુદાનો શુક્ર છે સારો છું. "

" હુઝુર ! કાલે તો આપ તે શેરને તાલસુરની સાથે ગાઇ રહ્યા હતા " ઉસ્તાદજી બોલ્યા. " જાણવામાં આપે કોઇ પ્રવિણ ઉસ્તાદની પાસેથી શીખેલું છે "

" નહીંરે ઉસ્તાદજી સંગીતનું શીખવું તો ઘણું કઠણ છે પણ ઘણા દીવસ થયાં એમ થાય છે કોઇ સારો ઉસ્તાદ મળે તો થોડું ઘણું હાંસલ કરી લઉં, પરંતુ હું એવો કમનસીબ છું કે અત્યાર સુધી કોઇ એવું મળાતુંજ નથી. " મીરસાહેબે કહ્યું " હા કેટલાક વરસો ઉપર બન્નુખાન ઉસ્તાદ પાસે થોડું ઘણું શીખવું શરૂ કર્યું હતું. પરંતુ તે બાદ એવી જંજાળોમાં ફસી પડયો કે કાંઇ પણ શીખી શકયો નહીં. "

" બેશક હુઝુર, ગાવું બજાવવું બહુજ મુશકેલ કામ છે અને તેના શીખવા માટે અથાગ મહેનતની જરૂર છે પરંતુ હુઝુરનું ગળું તો પેહલાંથીજ કસાએલું જણાય છે તેથી માત્ર થોડીજ મહેનતની જરૂર છે. "

" એ તો તમારી મહેરબાની છે નહીં, તો મને મારા ગળાથી સખત નફરત છે. હા જો તે સંબંધી કાંઇક પુરેપુરો બંદોબસ્ત થઇ જાય તો મહેનત કરવાને તૈયારી કરૂં. "

મીરસાહેબના બોલવા ઉપરથી જણાતું હતું કે તેઓ સંગીતના શોખીન જણાય છે, અને ગાણું શીખવાની ઉમેદ રાખે છે તેથી જો તેઓ ઉસ્તાદજીની પાસે ગાણું શીખે અને મને થોડુંક ભણવું લખવું શીખવાડે તો ઠીક થાય. આ વિચાર આવતાંજ મેં મીરસાહેબને કહ્યું.

" અને આપને મારી ભલામણ કોણ કરે ? " મેં કહ્યું.

" આપને શાની જરૂરત છે ? " મીર સાહેબ અજાયબીથી બોલ્યા.

" જે મને આવડતું નથી અને આપને આવડે છે " હું બોલી.

" એટલે ? "

" એટલે મારા અક્ષરો બહુજ કાચા છે, અને સાફ સાફ વાંચતું લખતું પણ આવડતું નથી તેથી જો આપ દરરોજ અર્ધા કલાકની તકલીફ લઇને બતાવતા રહો તો હું આખી જીંદગી સુધી આભાર નહીં ભુલુ " મેં આજીજીથી કહ્યું.

" વાહ ગવહરજાન ! " ઉસ્તાદજી બોલ્યા " તમે તો નફામાંજ રહ્યા, પણ હું કયા લાભની આશામાં મહેનત કરૂં ? "

" ઉસ્તાદજી ! મને જે લાભ થાય તેમાં તમારો પણ લાભ છે ને ? " મેં કહ્યું " તોપણ મીર સાહેબ ખાનદાની માણસ છે તેથી તેઓ તમારી જરૂર કદર કરશે. "

" ખાંસાબ " મીર સાહેબે કહ્યું " ઇનશાઅલ્લાહ તમને મારાથી કોઇ વાતની શીકાયત કરવાનો વખત નહીં આવે, માટે કહો ક્યારથી શરૂ કરાવશો ? "

" જ્યારથી આપ મને ભણાવવાનું શરૂ કરશો. "

મારા વચમાં બોલી ઉઠવાથી મીરસાહેબ હસી પડયા. અને થોડીક રકઝક પછી ભણવા માટે સવારનો વખત નક્કી કર્યો. ઉસ્તાદજીએ તાઅલિમ આપવા માટે ત્રીજા પહોરનો વખત મુકરર કર્યો અને મીર સાહેબના ઘરનું ઠેકાણું પુછી લઇને કહ્યું.

" અલ્લાહનું ચાહવું છે તો માત્ર એકાદ માસમાં આપ પ્રવિણ થઈ જશો પણ હુઝુર પહેલાં આપને બાકાયદા શાગિર્દ બનવું પડશે."

" તો મને તેમાં કયાં ઇનકાર છે ! " મીરસાહેબે કહ્યું. " ઉસ્તાદી શાગિર્દિ વગર દુન્યાનું કોઇ કામ પણ થઇ શકતું નથી."

" અલ્લાહ હુઝુરને સલામત રાખે, સમજદાર માણસની બલા દુર " ઉસ્તાદજી ચાપલુસી કરતા બોલ્યા. " હુઝુર ત્યારે ફરી હું ત્રીજા પોહરે આવીશ, પણ આપની પાસે સિતાર છે કે ?

" હા છે અને એક નાહનો સરખો તંબુરો પણ છે કોઇ કોઇ વખતે તેનાજ ઉપર આઆઆ કરી લઉ છું. "

" બસ તો બીજી કોઇ પણ ચીજની જરૂરત નથી. "

આટલું બોલી ઉસ્તાદજી સલામ કરીને રસોડામાં ચાલ્યા ગયા એટલે મેં મીરસાહેબને કહ્યું. " જુઓ ઉસ્તાદજીએ આવીને આપણી વાતોમાં ભંગાણ પાડયું " મીરસાહેબે આ સાંભળી અફસોસ જાહેર કર્યો, અને પોતાનો ગાવાનો બંદોબસ્ત થઇ ગયો તે માટે ખુશી થયા. એટલે મેં પુછયું " હા મીરસાહેબ ફરી શું થયું ? " મીરસાહેબે જવાબમાં કહ્યું " ગવહરજાન ! ઝોહરની નમાઝનો વખત થઇ ગયો છે. તેથી અત્યારે તો રજા લઉં છું ફરી ઇનશાઅલ્લાહ બીજા કોઈ પ્રસંગે કહીશ. આટલું કહી મીરસાહેબ જવા માટે ઉઠયા એટલે મેં પુછયું. " મને ભણાવવાનું કયારથી શરૂ કરશો ? " મીરસાહેબે હીસાબ કર્યો તો તે દીવસે શનીવાર હતો, રવીવારના દીવસે તેમને પોતાને કાંઇ કામ હતું અને સોમવારના દીવસથી ચાર પાંચ દીવસના માટે મને પેલા મોહટા પેટવાલા વાણીઆની જાનમાં જવું હતું તેથી મીરસાહેબે કહ્યું. " ઇનશાઅલ્લાહ, આવતા શનીવારના દહાડે સવારમાં આઠ વાગે આવીશ માટે તમે તમારી પાટી લખી ને તૈયાર રાખજો " આટલું બોલી મીરસાહેબ ગયા.

મીરસાહેબના જવા પછી હું પાછી પલંગપર જઈને પડી અને તેમનાજ વિચારોમાં લીન બની સોચવા લાગી કે "બાપડા મીરસાહેબે ખુરશીદના ઇશ્કમાં કેટલા બધા સદમા ઉઠાવ્યા અને બેવફા ખુરશીદને તેમનો ખ્યાલ પણ નથી. મીરસાહેબની ખાનદાનીયતમાં લગારે શક નથી. વળી ચેહરા મોહરામાં પણ સારા છે, પૈસા ટકા પણ પોતાના ગજા પ્રમાણે આપતા હશે, છતાં પણ ખુરશીદ બેવફા કેમ બની ગઇ?" હું મારા દિલમાં આ વાતો કરી રહી હતી કે એકાએક મારા દિલમાં આ સવાલે જન્મ લીધો કે "જો ખુરશીદે મીર સાહેબને જાણીબુઝીને સતાવ્યા હશે તો શું તેના ઉપર ખુદાનો ગઝબ નહીં પડે?" આ સવાલના જન્મ પામતાંજ હું મનમાંને મનમાં બીકથી ધ્રુજવા લાગી અને તેના પરિણામે તેજ વખતે મે મારા દિલમાં ઠરાવ કર્યો કે "હું કોઈ પણ દીવસે કોઇ પણ માણસને દુઃખ નહી પોંહચાડું, અને ખાસ કરી નવ્વાબ સાહેબને તો કોઇબી દીવસે સતાવીશ નહીં. ફરી ભલેને અંમા અને ઉસ્તાદજી ગાળો આપે. તેઓ બંને જણ તો પોતાના લાભ માટે મને નવી નવી ચાલો શીખવાડશે અને તેથી તેઓ લાભ ઉઠાવશે પણ ખુદાનો ગઝબ તો મારા ઉપરજ પડશેને!!" આ ઠરાવ કર્યા પછી મને જણાયું કે મારા દિલમાં એક નવીજ શક્તિએ જગ્યા લીધી છે અને તે શક્તિના સબબે નવ્વાબને સતાવવા માટે ઉસ્તાદજી તથા અંમા શીખામણો આપશે તો તેમની એ શીખ મારા ઉપર લગારે અસર કરી શકશે નહીં એમ જણાવા લાગ્યું. હું આવા અનેક વિચારો કરી પલંગ ઉપરથી ઉઠી અને પાન ખાઇ નવાબની વાટ જોતાં વચલા હોલમાં આવીને બેઠી તે વખતે ત્રણ વાગ્યા હતા, અને કાલે પણ નવ્વાબ સાહેબ ત્રણ વાગે આવેલા હોવાથી મને ખાત્રી હતી કે આજે પણ તેજ વખતે આવશે. અંમા અને ઉસ્તાદજી રસોડામાં બેસીને કાંઇ ગુપચુપ વાતો કરી રહ્યા હતા. એટલામાં થોડીવાર પછી અંમા વચલા

હોલમાં આવ્યા અને મને જોતાંજ પોકારવા લાગ્યાં "આમ ઉઘાડે માથે મેલાં લુગડાં પેહરીને કેમ બેઠી છે ? લગાર ઉઠ હાથ મોહડું ધોઈને લુગડાં બદલી નાખ, નવ્વાબ હમણા આવતાજ હશે " હું આ સાંભળી ઉઠી, અને સારી પેઠે હાથ મોં ધોઇને ચોટલો સાફ કર્યો તે બાદ અંમાએ સુરમાઈ રંગનો કપડાંનો જોડો કાઢી આપ્યો જે મેં મારા રૂમમાં જઈને પેહર્યો. ગઇ કાલ કાલ કરતાં આજે દર દાગીના પણ અંમાએ વધારે પેહરાવ્યા એટલે હું સારી પેઠે બનીઠનીને વચલા હોલમાં બેઠી. મારા બેસતાંજ અંમાએ ઉસ્તાદજીને ઇશારો કરીને બહાર જવાનું કહ્યું એટલે ઉસ્તાદ બહાર ચાલ્યા ગયા.

"ગવહર" અમાએ મારી પાસે બેસીને કહ્યું. "આજે નવ્વાબ સાહેબ આવે તો હસતા મુખે કેહજે, કે આપે કાલે જે ખાણું મોકલ્યું હતું તે જો કે બહુજ લહેજતદાર અને સ્વાદિષ્ટ હતું છતાં પણ જો આપ અમારી સાથે ખાવામાં શરીક હોત તો વધારે લહેજતદાર થઇ જાત. ખેર કાલે તો એમ ન બની શક્યું પણ જો આપને તકલીફ ન થતી હોય તો આજે રાતે અહીંજ ગરીબોની દાલ રોટી ખાવાની તકલીફ લ્યો." ફરી લગાર થોભીને અંમાએ કહ્યું "ગવહર વળી એક બીજી વાત મારે આ કહેવી છે કે મેં અત્યારે ઉસ્તાદજીને સારી પેઠે સમજાવી દીધા છે તેથી તેઓ નવ્વાબ સાહેબના આવ્યા પછી રહેમતઅલી અત્તરવાળાને અહીં મોકલશે એટલે તું તેમાંથી સાત આઠ જાતનું અત્તર ત્રણ ત્રણ ચાર ચાર તોલા પસંદ કરજે, પણ પસંદ કરતી વખતે દરેક અત્તર નવ્વાબ સાહેબને બતાવતી રહેજે એટલે તેઓ એમ સમજે કે જે અત્તરને હું પસંદ કરૂં છું તેનેજ ગવહર પણ પસંદ કરે છે. તે બાદ નવ્વાબ સાહેબને કહેજે કે જેટલી જાતના અત્તરો મેં પસંદ કર્યા છે તેટલીજ જાતના અત્તરો તેટલાજ પ્રમાણમાં આપ પણ ખરીદ કરો. બલકે એમ કરજે કે જે અત્તરો તેં પસંદ કર્યા હોય તે રહેમતઅલીને આપીને નવ્વાબ

સાહેબને ઘેર પહોંચાડી દેવાનું કહેજે અને હું તો ફરી લઇ લઇશ. કહીને રહેમતઅલીને વિદાય કરી દેજે. જો ગવહર! મેં અત્યારે જે કાંઇ કહ્યું છે તે ઉપર બરોબર અમલ કરજે, નહીતો ફરી તારી વાત તું જાણે, અત્યારે હું માથામાં દરદ હોવાનું બહાનું કરી રસોડામાં જઇને સુઇ રહું છું અને તેથીજ આજે હું આ તરફ નહી આવું."

અંમા આટલું કહીને રસોડા તરફ ગયાંજ હતાં કે એટલામાં નવાબ સાહેબ પધાર્યા, તેથી હું અંમાની શીખામણ ઉપર પુરેપુરી રીતે વિચાર પણ કરી શકી નહી. આજે નવાબ સાહેબની સાથે તેમનો નોકર પણ નહોતો, નવાબ સાહેબને મેં ઉભા થઇને માન આપી વચમાં ગાવતકીયા આગળ બેસાડયા. અને પગથી માથા સુધી તેમના શરીર અને સુંદર લીબાસ ઉપર એક નીચી નજર નાંખી ગરદન નમાવીને બેસી ગઇ. કાલ કરતાં આજે નવાબ સાહેબ લિબાસ પણ સારો પેહરીને આવેલા હોવાથી તેમની મોહકતામાં વધારો થઇ રહ્યો હતો, પ્રથમ તો તેઓએ બેસતાંજ મીઝાજ પુરસી કરી અને તે બાદ પુછ્યું.

"તમારી અંમા કયાં છે?"

"આજે તેમની તબીયત ઠીક ન હોવાથી સુઇ રહ્યાં છે અને ઉસ્તાદજી પણ કાંઈ કામ પ્રસંગે બહાર ગયા છે."

"આપની અંમાની તબીયત ઠીક ન હોવાનું સાંભળી દિલગીરી થઇ પણ તમારી સાથે એકાંતમાં વાતચીત થશે એ વિચારથી મોહટી ખુશાલી થઇ." નવાબ સાહેબે હસતા હસતા કહ્યું, એટલે હું નીચી નજરોએ બોલી.

"હું ગઇ કાલે સાંજે ફરવા ગઇ હતી પણ કયાંયે આપને તો જોયા નહી."

"કાલે મારા એક મિત્ર આવી ગયા હતા તેથી હું બહાર ગયો નહોતો" નવ્વાબ સાહેબે જવાબ આપ્યો. જે સાંભળી મેં જાણે કાંઇ વાત યાદ ન આવી હોય તેમ ચેહરા ઉપર ફેરફાર કરીને કહ્યું:–

"અરે હાં, ખાણાં માટે આભાર માનવાનું તો ભુલીજ ગઇ, નવ્વાબ સાહેબ, કઇ કઇ વસ્તુની તારીફ કરૂં!! ખરેખર આપે બહુજ તકલીફ લીધી."

"ગવહરજાન!" નવ્વાબ સાહેબ ખુશી થતા બોલ્યા "મને શા માટે શરમાવો છો, તે ખાણું તમારા લાયકનું નહોતું."

"નવ્વાબ સાહેબ!" મેં નીચી નજરોએ કહ્યું. "ખાણું તો ખરેખર બહુજ લહેજતદાર હતુ પરંતુ માત્ર એકજ કસર હતી."

"કઇ? જલદી કહો!!"

"માત્ર એક આપનીજ કસર હતી" મેં લજ્જાથી અચકાતાં અચકાતાં કહ્યું. "મારૂં દિલ દસતરખાન ઉપર આપ ન હોવાથી બહુજ કચવાયું."

"ગવહરજાન! એમાં તે વળી શું?" બહુજ ખુશીના આવેશમાં આવીને નવ્વાબ સાહેબ બોલ્યા. "મારૂં મોકલેલું ખાણું તમને પસંદ પડયું. એજ મારા માટે તો બહુ મોહટી ખુશીની વાત છે, પણ ગવહરજાન! તમારૂં આટલું બધું શરમાવું મને કતલ કરી નાખે છે. માટે પ્યારી!" નવ્વાબ સાહેબ મારી પાસે આવી મારા માથા ઉપર હાથ મુકી બોલ્યા "લગાર નજર ઉંચી કરીને જુઓ કે તમારા મનહર ચેહરાને તમારો શયદા નવ્વાબ સારી પેઠે જુવે તો ખરો."

"તો ફરી આજે આપ મારે ત્યાં ખાવાનું કબુલ કરો."

"ગવહરજાન! મને તેમાં ઇનકાર નથી પરંતુ અત્યારે હું બીજેજ બંદોબસ્ત કરીને આવ્યો છું, એટલે આજે તમને તકલીફ

આપવાનો વિચાર હોવાથી મેં મારા મકાન ઉપર તમારા મુજરાનો બંદોબસ્ત કર્યો છે. માટે જો તમને આજે કોઇ બીજી જગ્યાએ ન જવું હોય તો સાંજના સમયે મારે ત્યાંજ પધારો અને ખાણાને પણ ત્યાંજ મનસાફ આપજો."

"વાહ! મારી ઇચ્છા તો આજે આપને મારે ત્યાંજ જમાડવાની હતી, તેટલામાં આપે વળી પોતાને ત્યાંની વાત કયાંથી કાઢી?" હું લગાર હસતા મુખે બોલી "આજે તો મારે બીજી કોઇ જગ્યાએ જવાનું નથી. છતા પણ જો જવાનું હોત તોએ શું? આપના હુકમને માન આપવું એ મારી ફરજ છે પણ મુજરાના માટે ઉસ્તાદજીને કહેજો."

"ગવહરજાન!" નવાબ સાહેબ મારી લગોલગ બેસી મારા હાથ પોતાના હાથમાં લઇને બોલ્યા "જુઓ કયાંક કોઇ આવી જશે તો મારા મનની વાત મનમાંજ રહી જશે માટે તમો અત્યારે આ એકાંતના વખતને કીંમતી ગણી મારે જે વાત પુછવી છે તેનો સાફ અને પોતાના ઇમાનથી સાચો જવાબ આપો."

"આપ ખુશીની સાથે ફરમાવો, હું ધ્યાન દઇને સાંભળીશ અને સાચોજ જવાબ આપીશ."

"ત્યારે ગવહરજાન હું કહું?"

"હા ફરમાવો."

"વ્હાલી! તમારી કાલની ભોળીભાળી વાતો, લિબાસની સાદગી, ચેહરાની મનહરતા અને સૌથી વધુ તો તમારી આ મૃગ જેવી આંખોના જાદુએ મને બેચેન બનાવી દીધો છે. દરેક વખતે અને દરેક પળે તમારી આ મનહર મુર્તી મારી આંખોમાં ફરે છે. મેં કાલનો દીવસ કેટલી બધી બેચેનીમાં ગુજાર્યો છે તેનું શું વર્ણન કરૂં? હાય ગવહરજાન! તમે તો મને પોતાનો ગુલામ બનાવી લીધો. એતો ઠીક થયું કે કાલે અહીંથી ગયા બાદ એક મીત્ર અલીગઢથી આવી

આ તો તેમના સાથે વાતચીતમાં બાકીનો વખત પસાર થઇ ગયો, નહી તો કોણ જાણે મારી હાલતનું શું થાત ? જ્યારે તેઓ સવારે દસ વાગે ગયા ત્યારેજ મારો ઇરાદો તમારા દર્શન માટે અહી આવવાનો હતો પણ બપોરનો વખત હોવાથી કદાચ તમે આરામમાં હશો એવા વિચારથી આવ્યો નહીં."

"આપે મારા આરામનો શા માટે વિચાર કર્યો !!" મેં એક લાંબો વિશ્વાસ નાંખતાં કહ્યું. "મારા નસીબમાં તો આરામ છેજ નહીં."

"આ સાંભળતાંજ નવ્વાબ સાહેબ બેચેન બનીને બોલ્યા" અરે તમો એવી તે કંઇ ચિંતામાં પડયા છો, કે આમ નિશ્વાસ નાંખીને બોલોછો !"

"નહીં, કાંઇ નહી" મેં લગાર હુશીયારીથી જવાબ આપ્યો. "મને યાદ નથી કે મેં શું કહ્યું."

"નહીં, ગવહરજાન ! હું માનતો નથી, તમે જે કાંઇ અત્યારે કહ્યું તે મેં સાંભળ્યું છે માટે ગવહર ! તમારા દિલમાં જે કંઇ હોય તે સાફ અને ખુલ્લા દિલથી કહો."

"કાંઇ હોય તો કહુંને ?"

"જુઓ ગવહરજાન ! મારા ઉપર જુલમ કરવો ન જોઇએ, હું તમોને મારા ખરા દિલથી ચાહુંછું અને સદાને માટે તમારોજ બની ગયો છું માટે તમારે પરદો રાખવો ન જોઇએ."

તે બાદ નવ્વાબે એવા તો આજીજીભર્યા શબ્દોમાં પોતાના દિલની વાત કહેવા માટે મને સમજાવી, કે હું ઉસ્તાદજીની શીખામણને ભુલી ગઇ અને નીચી નજર કરી બોલી.

"નવ્વાબ સાહેબ ! હું સાચુંજ કહુંછું કે આપે કાલે અહીં આવીને મારા ઉપર જાદુ કરી દીધું છે, અને તેજ વખતથી હું ઘણુ આપની યાદમાં બેચેન બની રહી છું. કાલે સાંજરે હું એટલાજ

માટે ફરવા ગઇ હતી કે રસ્તામાં આપના દીદાર થશે પણ અફસોસ ક્યાંએ આપ મળ્યા નહીં. રાત્રે આપે ખાણું મોકલ્યું પણ આપ પોતે આવ્યા નહીં તેથી મને બહુજ દુઃખ થયું અને હમણા પણ આવ્યા તો કહોછો કે બપોરે તું આરામમાં હઇશ એવા વિચારથી આવ્યો નહીં. ”

કોઇ પણ વખતે કોઇની સાથે અત્યાર સુધી મને પ્યાર જાહેર કરવાની તક મળેલી ન હોવાથી ઉપલા શબ્દો ઘણાજ ગભરાયલા દિલે અને ધડકતી છાતીએ અચકાઇ અચકાઇને કહ્યા, અને તે કહેતાંની સાથેજ મારા હાથ પગ બેકાબુ થઇ ગયા, તથા નવાબ મને પોતાના ગળે વળગાડી પ્યાર કરે અને હું તેમના ગળે વળગી સારીપેઠે દિલ ખોલીને રડું એમ જીવ ચાહવા લાગ્યો કે એટલામાં નવાબ સાહેબને મારા દિલની હકીકત કોણ જાણે ક્યાંથી ખબર પડી ગઇ કે તેઓએ મારા હાથને પોતાના હાથમાં લઇ ચુંબન કર્યું અને ફરી બહુજ પ્યારા શબ્દોમાં કહ્યું “ વ્હાલી ! તમને પણ મારા પ્રત્યે પ્યાર છે એ વાતની જાણ થતાં મારા આનંદનો પાર રહ્યો નથી. ખરેખર હું ઘણોજ બુલંદ નસીબનો છું પણ ગવહરજાન ! અત્યારે તમે મારાથી દૂર ન બેસો, હવે જુદાઇનો સદમો સેહવાની મારામાં શક્તિ નથી માટે આવો ” નવાબે આટલું કહી મને પોતાના ગળે વળગાડી અને મારા વાળની ખુશબોની તારીફ કરી પોતે તેની ખુશબોથી મસ્ત થઇ ગયા છે એમ જણાવ્યું; હાય ! તે વખતે હું મારૂં ભાન ભુલી ગઇ. અને નવાબની બાથમાં જવાથી બંને જહાનની અખુટ દોલત ન મળી હોય તેમ સમજવા લાગી. મારી આંખોમાં નવાબના પ્યારનો નીશો કાબુ કરી બેઠેલો હોવાથી મેં મારૂં માથું નવાબના ખોળામાં નાખી દીધું અને જ્યારે નવાબે મારા વાળોને મારા ચહેરા ઉપરથી હઠાવી ગાલ ઉપર એક મીઠું ચુંબન કર્યું ત્યારે મારૂં રહ્યું સહ્યું ભાન પણ દુર થઇ ગયું. કાશ ! તે ચુંબન લેવાથી હું બેભાન અવસ્થામાં એટલી બધી બેચેન

બની ગઈ કે નવ્વાબના ઓષ્ટ ઉપર પોતાના ઓષ્ટ મુકી ઉતાવ
એક ચુંબન લઇ લીધું નવ્વાબનુ ચુંબન લેતાંજ મારા શરીરમાં
સેવાના ઝોબેઝોબ બાઝયા અને ગભરાયલા અકળાયલા દિલે હું
નવ્વાબના ખોળામાં પડી. તેમના મનહર ચેહરાનું ચુંબન લે
તૈયારીમાંજ હતી અને નવ્વાબ પણ એવાજ વિચારમાં હતા કે એટ
દાદરમાં કોઈના આવવાનો ખડખડાટ થયો. બસ અમે બન્ને
ગભરાઇને જુદાં થઇ ગયાં અને હું મારા વાળોને તથા ઓઢણીને
કરતી નવ્વાબની સામી બાજુએ પાનદાનની પાસે બેસી ગઇ
નવ્વાબ પણ ગાવતકીયાને અઢેલીને બેસી ગયા. એટલામાં અં
અંદરથી પુછ્યું.

"દાદર ઉપર કોણ છે?"

"એતો હું રહેમતઅલી છું. અત્યારેજ કનોજથી અત્તરનું
સલ આવેલું હોવાથી ગવહરજાનના માટે બેચાર જાતના
લાવ્યો છું."

"અત્તર લાવવાનો આ કોઇ વખત છે." અંમા અંદર
પોકાર્યાં "લગાર મારી આંખ લાગી હતી તેટલામાં તો તમારા
વાના ખખડાટથી ઉઘડી ગઇ. ખેર, હવે આવ્યા છો તો વચલા હ
જાવ. મારામાં ત્યાં આવી શકાય એટલી તાકાત નથી."

એટલામાં દરવાજો ઉઘડયો અને રેહમતઅલી અત્તરવાલાએ
આવી નવ્વાબ સાહેબને ઘણાજ અદબની સાથે સલામ કરી, અ
બાદ અત્તરની પેટી ખોલી તેમાંથી જુદી જુદી જાતના અત્ત
શીશીઓ કાઢી તે વખતે મને અંમાની સઘળી શીખામણ યાદ
પરંતુ નવ્વાબથી ગળે મળવાનો નીશો એટલો બધો ચઢેલો હ
રહેમતઅલી અત્તર દેખાડે છે કે નહીં તેનું પણ ભાન રહ્યું
રહેમતઅલીએ બેચાર જાતના અત્તરો મને દેખાડયાં જે મેં

બેપરવાઇની સાથે સુંઘી નવ્વાબને આપ્યા નવ્વાબે પણ મારી પેઠેજ બેપરવાઇની સાથે સુંઘીને નીચે મુકી દીધાં એટલે રહેમતઅલીને ઘણીજ અજાયબી થવા માંડી. તો પણ તેણે એક બીજી શીશી કાઢી અને કહ્યું "હજુર! આ હિનાએ અમ્બરી છે અને તે હુજુરને જરૂર પસંદ પડશે" આ સાંભળી નવ્વાબે જેવી રીતે ગળે મળતી વખતે પ્યાર ભરી આંખોએ જોયું હતું તેવીજ રીતે મારી ઉપર નજર નાંખી અને જેથી હું ફરી બેચેન બની ગઇ. રહેમતઅલી ત્યાં મોજુદ છે કે નહીં તે બધું ભુલી ગઇ. હું ચાહતીજ હતી કે નવ્વાબની બાથમાં જાઉં કે એટલામાં ઉસ્તાદજીએ અંદર આવી રહેમતઅલીની તરફ જોઇને કહ્યું.

"ઓહો રહેમતઅલી તમે છો કે?" ફરી નવ્વાબની તરફ જોઇને બોલ્યા "હુજુર! રહેમતઅલીમાં લાખ વાતની એક વાત આ છે કે જ્યારે પણ તાજો માલ મંગાવે છે ત્યારે સઉથી પહેલાં ગવહરજાનની પાસે લાવે છે અને તે બાદ બીજા કોઇને બતાવે છે" તે બાદ રહેમતઅલીને કહ્યું. "નવ્વાબ સાહેબને અત્તરો દેખાડ્યા?"

"હા મેં પણ જોયા" નવ્વાબ સાહેબે કહ્યું "હિનાએ અમ્બરી સારો છે."

"બધા અત્તરો હમણાજ આવેલા હોય તેમ જણાય છે" મેં ઉપરના દિલથી કહ્યું પણ મનમાં તો આવ્યું કે અંમાએ કહેલી બધી વાતો નવ્વાબને કહી દઉં પણ અંમાની બીકથી ચુપ થઇ ગઇ. એટલામાં ઉસ્તાદજી બોલ્યા.

"ગવહરજાન! તમોએ કયા કયા અત્તરો પસંદ કર્યા?"

"આજે મારે પોતાની પસંદગીના લેવા નથી પણ આજે તો"

"નવ્વાબ સાહેબની પસંદગીના અત્તરો ખરીદ કરશો?" ઉસ્તાદજીએ મારા મોઢાનાં વાક્યને છીનવી લેતા કહ્યું.

જેવી રીતે અંમાએ શીખામણ આપી હતી તેવી રીતે કરવા માટે મેં ઘણી કોશીશો કરી, પરંતુ હું મારા દિલ આગળ લાચાર બની ગઈ તેથી મેં ઉસ્તાદજીના બોલવાનો ઝટ જવાબ આપ્યો.

"નવાબ સાહેબ તો લખનઉથી અત્તર મંગાવતા હશે તેથી તેમને આ અત્તર ક્યાંથી પસંદ પડે?"

'બેશક" નવાબ સાહેબ તરતજ બોલી ઉઠયા "ગવહરજાન! તમને જેજે જાતના અત્તરો પસંદ હોય તે મને કહો, તો હું કાલેજ અસગરઅલીને લખનઉ લખીને મંગાવી લઉં" તે બાદ નવાબે રહેમતઅલીની તરફ જોઈને કહ્યું—

"માફ કરજો, મને અત્તરની પીછાણ ન હોવાથી અત્યારે મને આપના અત્તર બીલકુલ પસંદ ન પડયા"

"નવાબ સાહેબ! આપ સાચું કહો છો?" હું એકદમ બોલી ઉઠી પણ ફરી અંમા અને ઉસ્તાદજીની બીકથી વાત બનાવતાં બોલી, પરંતુ બની શકી નહીં." જાણવામાં આજે ભુલથી તેઓ એવા અત્તર લાવ્યા હશે, પણ કાલે જરૂર સારા અને ઉમદા લાવશે"

આ સાંભળી ઉસ્તાદજીએ મારા ઉપર આંખો કાઢી, રહેમતઅલીએ ગુસ્સાથી પેટી બાંધવી શરૂ કરી. મેં થએલી ભુલની શરમથી નીચી નજર કરી લીધી અને નવ્વાબ અજાયબીમાં પડી ગયા. રહેમતઅલી પોતાની પેટી બાંધીને ચાલતા થયા એટલે ઉસ્તાદજીએ અંમાને બોલાવતાં કહ્યું—

"બાઈજી! શું, આજે તમો આખો દીવસ એમને એમ પડી રહેશો! જુઓતો ખરાં નવ્વાબ સાહેબ પધાર્યા છે" આ સાંભળી અંમાએ અંદરથીજ બેદીલીની સાથે જવાબ આપ્યો; કેમકે તેઓએ રહેમતઅલીની સાથે થએલી બધી વાતચીત સાંભળી હતી. "આજે મારી તબીયતનું ઠેકાણું નથી માટે મને તો માફજ રાખો."

"વાહ! તમે તો હદજ કરી નાંખી.' ઉસ્તાદજી ફરી પોકાર્યા "માથામાં દરદ શું થયું જાણે દુન્યાભરની બીમારી આવી ગઇ!!"

આ સાંભળી અંમા મોહડું ચઢાવી અને આંખો આંખોમાંજ મને ગાળો દેતાં આવી પહોંચ્યાં. નવ્વાબ સાહેબે અંમાને આવેલા જોઇ મીજાજ પુરસી કરી, પણ અંમાએ ઉપરનાજ દીલથી જવાબ આપ્યો. આ જોઇ મને બહુજ દીલગીરી થઇ. તે વખતે મારી સ્થિતી ઘણીજ દયાપાત્ર થઇ રહી હતી. અંમાની બીકથી મારૂ કલેજું ધડક ધડક થઇ રહ્યું હતું અને તેથી મારા મુખમાંથી વાત સરખી પણ નીકળતી ન હોતી. ઉસ્તાદજીનો ચહેરો પણ મલેકલમોતની પેઠે લાગતો હતો અને તેઓ પણ મને ખાઇ જવાને તલપી ન રહ્યા હોય તેમ દેખાતું હતું. પરંતુ નવ્વાબની મોજુદગીથી દિલને લગાર નીરાંત હતી, કેમકે જ્યાં સુધી તેઓ બેઠેલા છે ત્યાં સુધી અંમા અને ઉસ્તાદજી મને કાંઇ પણ કહી શકશે નહી. પણ તેમના જતાંજ મારા ઉપર આફતનો પહાડ ટુટી પડનાર હતો.

થોડીવાર પછી નવ્વાબને મુજરાની વાત યાદ આવી. એટલે તેઓએ ઉસ્તાદજીને મુજરા માટે કહ્યું, અને તે બાદ બોલ્યા "આજે મારી ઇચ્છા છે કે, તમે તથા ગવહરજાન વીગેરે બધા જણા મારે ત્યાંજ ખાણું ખાવ, હું ધમામીને બોલાવવા માટે મોકલીશ" મુજરાની વાત સાંભળી અંમા અને ઉસ્તાદજીના ચેહરા ઉપર ખુશાલીના નિશાન પ્રગટ થયાં તેથી તેઓએ નવ્વાબને ખુશી કરવા માટે બે ચાર વાતો હસ્તા મુખે કરી અને મુજરાની તથા ખાવાની વાતને કબુલ કરી લીધી. તે બાદ નવ્વાબે રજા માંગી અને જતાં જતાં પણ જલદી તૈયાર રહેવા માટે કહેતા ગયા. નવ્વાબ જવા માટે ઉઠયા તો મારી નજરો પણ તેમની સાથે ગઇ અને જાણે તેમને આજીજીથી કહી રહી હતી કે "હવે તમારા જતાંજ મારા ઉપર દુઃખનો પહાડ ટુટી પડશે, માટે અહીંજ બેસો અને મારો બચાવ કરો," પણ

નવ્વાબસાહેબને આ વાતની ખબર ક્યાંથી હોય ! ! અને હોય તો પણ તેઓ શું કરી શકતા હતા ! તેથી તેઓ તો મારી તરફ પ્યારભરી નજર નાંખીને ચાલ્યા ગયા.

નવ્વાબ સાહેબના જતાજ અંમાએ ઉસ્તાદજીની તરફ જોઈને કહ્યું "ખાંસાબ ! તમોએ જોયું, આ રાંડ કુતરીને કેટલી બધી શીખામણો આપી હતી પણ રાંડ જ્યારે બોલી ત્યારે ઉલટીજ વાત ! આ જોઇ મને તો કાંઇને કાંઇ થઇ જાય છે અને રાંડને કાચી ને કાચી ખાઇ જાઉં તેમ થાય છે." હું આ સાંભળી થરથર કંપવા લાગી, આંખોમાંથી આંસુઓ જારી થઇ ગયા, આ જોઇ અંમાએ ફરી ગાળો આપતાં કહ્યું "રાંડ કુકતી ! નવ્વાબની હિત્તેચ્છુ ન જોઇ હોય તો ! ખાંસાબ ! રાંડને કેવી કેવી રીતે સમજ પાડી હતી, પણ રાંડ નવ્વાબપર મોહી પડેલી હોવાથી એક પણ મતલબની વાત કહી શકીજ નહીં, ઉભી રે રાંડ હમણા તારી વલે કરૂં છું," આટલું કહી તેઓ આગળ વધી મને મારવા ચાહતાંજ હતાં કે, મેં હાથ જોડીને રડતાં રડતાં કહ્યું, "અંમા મને માફ કરો, મારી તવબા છે, હું હવેથી આવું નહીં કરૂં, ખુદાના વાસ્તે મને મુકી દો." ઉસ્તાદજી પણ મારી તરફેણમાં બોલ્યા, "બાઇજી ! હશે જવાદો, પહેલો ગુનોહ માફ કરો, હમણા એની વયજ કેટલી છે, વાતોથી તો તદ્દન બચપણ જણાઇ આવે છે, માટે આજે જવા દયો. હવેથી આપની દરેક વાત ઉપર અમલ કરશે." ઉસ્તાદજીના સમજાવવાથી અંમાએ પાંચ દસ ગાળો આપી કહ્યું, "ચાલ રાંડ, દૂર થા ! જા મારી સામેથી તારૂં મોહડું કાળું કર. રાંડ બેહયા મરતી પણ નથી કે પીડાજ મટી જાય." હું આ બધી વાતો સાંભળતી થરથર ધ્રુજતી મારા ઓરડામાં જઇ પલંગની નીચે પાથરેલા ગાલીચા ઉપર પડી ગઇ. અંમા, ઉસ્તાદજીને લઇને રસોડામાં ગયાં અને ઘણીવાર સુધી મને ગાળો આપતાં રહ્યાં અને વાતો વાતોમાં મને સંભળાવવા

ખાતર લગાર મોહડેથી બોલ્યાં, "જુઓ ઉસ્તાદજી ! આજે સાંજે પણ એ રાંડ કુતરીએ કોઇ નવો બુટટો ઉઠાવ્યો તો હું તેને એવો સ્વાદ ચખાડીશ, કે આખી જીંદગી સુધી યાદજ કરશે." હું તો ગાલીચા ઉપર પડી પડી બધી ગાળો સાંભળીને રડી રહી હતી, અને રડતાં રડતાંજ આંખ લાગી ગઇ. તો સ્વપ્નામાં જોયું કે, નવ્વાબ મારી પાસે આવ્યા છે અને મારા હાથને પકડી ઘણીજ મમતાથી પુછી રહ્યા છેઃ— "ગવહરજાન ! તમે શામાટે રડી રહ્યાં છો ? " આ સાંભળી મેં સ્વપ્નાનીજ સ્થિતીમા રડી રડીને સઘળી હકીકત સંભળાવતાં કહ્યુંઃ— "આ બધું જે કાંઇ થયું છે તે આપના પ્યારનીજ શિક્ષા છે." તેઓએ આ સાંભળી મને દિલાસો આપ્યો અને પોતાની પાસે બેસાડી તથા ગળામાં બાહ્યો નાંખી પ્યાર કરવા ચાહતાજ હતા, કે એટલામાં એક ખુબસુરત ચંદ્ર સમાન ચેહરાવાળી બાળાએ તે ઓરડામાં દાખલ થઇ, નવ્વાબનો હાથ પકડી તેમને મારી પાસેથી ઉઠાવી દીધા અને મને ગાળો આપી એક ધક્કો માર્યો, જેથી મારી આંખ ઉઘડી ગઇ. આંખ ઉઘડતાંજ છાતી ધડક ધડક થવા લાગી અને સ્વપ્નાનો ખ્યાલ આવતાંજ ધ્રુજવા લાગી. એટલામાં અંમા અંદરથી પોકાર્યાં, "કેમ, હજુ ક્યાં સુધી રડતી રહીશ ?" આ સાંભળી હું બહાર આવી અને હાથ મોં ધોઇ, ઘડીઆળ જોઇ તો પાંચ વાગી ગયા હતા. આજે મને નતો ઉસ્તાદજીએ અને નતો અંમાએ ફરવા જવા માટે કહ્યું અને નતો મારી પોતાનીજ મરજી ચાહતી હતી. વળી મગરેબની વખતે મુજરામાં જવાનું હોવાથી તેની તૈયારી પણ કરવી હતી, તેથી હું વચલા હોલમાંજ ગમગીન ચેહરે બેસી ગઇ. એટલામાં મેલાં લુગડાં પેહરેલો એક આઠ નવ વરસની વયનો છોકરો ઘરમાં દાખલ થયો અને એક કાગળ આપતાં બોલ્યો "પંડીતના કુચામાં જે ડિપ્ટીસાહેબ રહે છે તેમણે આ કાગળ આપ્યો છે." આ સાંભળી અંમાએ પુછ્યુંઃ— "અહીં આવ" તે છોકરો તેમની પાસે ગયો એટલે ફરી પુછ્યું "કયા ડિપ્ટી સાહેબ ?" છોકરાએ જવાબ આપ્યો "જે સવારમાં અહીં

આવ્યા હતા.” અંમાએ છોકરાની પાસેથી કાગળ લઇ લીધો અને મને હાંક મારી. જ્યારે હું ગઇ ત્યારે કહ્યું કે. ‘આ કાગળ વાંચ, જોતો ખરી કે એમાં શું લખ્યું છે. આજેજ આવ્યા હતા અને આજથીજ કાગળ પત્રનો વ્યવહાર પણ શરૂ કરી દીધો.” મેં અંમાના કહેવાથી કાગળને વાંચ્યો, તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું—

“ કરમ ફરમાએ દોસ્તાં ! તસલીમ.

હમણાંજ મારી પાસે નવ્વાબ અખતર ઝમાનની ચીઠી આવી છે. તેમાં તેઓ લખે છે કે, સાંજરે મારે ત્યાં ગવહર-જાનનો મુજરો છે તેથી તમે જરૂર આવજો. આ ચીઠી મળવાથી હવે હું આજે નવ્વાબને ત્યાં મુજરામાં હાજર થનાર છું.

હું નવ્વાબથી ઘણા દીવસ થયાં મળ્યો નથી, તેથી આપની સાથે મળવાના હકીકત પણ તેમને કહી નથી તેમજ નવ્વાબની સાથે આપની પહેલાંથી મુલાકાત છે કે નહીં તેની પણ મને ખબર નથી. વળી તેઓએ તમારી ઓળખાણના સબબે મુજરો કર્યો છે, કે અમસ્થો, તેનાથી પણ હું જાણીતો નથી માટે ટુંકમાં લખવાનું એટલુંજ કે, આજે મુજરામાં તમારે મારે પેહલાંથી મુલાકાત છે એમ તમે જાહેર કરતા નહીં, મારી સાથે મારા મિત્ર મીરઝાસાહેબ પણ મુજરામાં આવનાર છે; તેમને તો મેં સારી પેઠે સમજાવી દીધા છે. માટે મહેરબાની કરી તમે તમારા ઉસ્તાદજી વીગેરેને પણ ખબરદાર કરી દેજો અને મારે તમારી સાથે પહેલાંથી ઓળખાણ છે એવી ખબર ન થાય તેની ખાસ સાવચેતી રાખવાની મહેરબાની કરજો એજ.”

અંમાએ કાગળ સાંભળીને લગાર મોહડું બગાડયું. અને તે બાદ ઘણીજ બેપરવાઇથી છોકરાને કહ્યું “જા સલામ કહેજે, અને કહેજે

કે, આપે જેવું લખ્યું છે તેવુંજ કરવામાં આવશે." છોકરો આ સાંભળીને ચાલ્યો ગયો એટલે અંમાએ મને કહ્યું "ગવહર! હજુ તું અણસમજ છે તેથી મારી સોનેરી શીખામણોનું તોલ કરી શકીશ નહીં. પણ હું જે કાંઇ કહું છું તેજ પ્રમાણે કરીશ તો આગળ ઉપર તારૂં ભલું થશે. માટે બેટા! જો, ધ્યાન દઇને સાંભળ! આજે મુજરામાં જાય, તો ડિપ્ટી સાહેબ અને મીરઝાસાહેબથી વાત ન કરજે પણ ડિપ્ટીસાહેબની સામે બેસીને સારી પેઠે ગાયનના એક એક શબ્દને બતાવજે, અને તે એટલા સુધી, કે નવ્વાબને શંકા થઇ જાય. હમણા તને આ કુનેહની ખબર નહીં પડે, પણ જ્યારે તેના ફાયદાથી જાણીતી થઇશ ત્યારે મને લાખો આશીર્વાદ આપીને યાદ કરીશ."

હું "બહુ સારૂં" કહીને મારા ઓરડામાં ચાલી ગઈ. તે વખતે મને શું કહ્યું, તેનું લગારે ભાન રહ્યું નહીં કેમકે હું તો નવ્વાબના સુંદર નામ અખતર ઝમાનને યાદ કરી આનંદ પામી રહી હતી.

દીવા થતાંજ ઇમામી બોલાવવાને માટે આવી પહોંચ્યો. હું તો તૈયાર થઇનેજ બેઠેલી હોવાથી ગાડીમાં સવાર થઈ ગઇ. આજે અમારો બીજો સારંગીઓ બીમાર થઇ ગએલો હોવાથી ઉસ્તાદજીએ પોતાના ભત્રીજા નથનખાનને ( જે દુર્ગા પાતરને ત્યાં નોકર હતો ) બોલાવી લીધો હતો. અમે બરાબર સાડાસાત વાગે નવ્વાબ સાહેબનાં મકાન ઉપર પોંહચી ગયાં. નવ્વાબ સાહેબની આલીશાન હવેલી ચીતલી કબરની પાસેની ગલીમાં હતી. જ્યાં આજે સારી રોશની કરી હતી. જ્યારે મારી ગાડી હવેલીની પાસે પોંહચી ત્યારે નવ્વાબ સાહેબે મોહટા ઉત્સાહની સાથે મને આવકાર આપ્યો અને પોતાના ખાસ ઓરડામાં લઈ ગયા. બીજા માણસોને સામેની અગાસીના નીચલા ઓરડામાં બેસવાનો હુકમ આપ્યો, હું તે વખતે આ વિચાર કરી રહી હતી કે, ઉસ્તાદજી મને આ ઓરડામાં નવ્વાબની પાસે મુકી પોતે બીજા મીરાસીઓની પાસે જઇને બેસશે; પરંતુ તેમ થયું નહીં.

ઉસ્તાદજી મારી સાથે સાથેજ ઓરડામાં બેઠા. નવ્વાબસાહેબ નોકરોની સાથે બંદોબસ્તમાં ગુંથાએલા હોવાથી તેઓ મારી પાસેથી દસ મિનિટની રજા માંગીને ગયા અને જ્યારે સઘળા કામથી પરવાર્યા ત્યારે મારી પાસે આવીને બેઠા અને બોલ્યા "ગવહરજાન! હવે ખાણું ખાઇ લેવું જોઇએ, કેમકે મેં મારા બધા મિત્રોને નવ વાગે બોલાવ્યા છે અને ગાણું બરોબર સાડાનવ વાગે શરૂ થઇ જવું જોઇએ." આ સાંભળી ઉસ્તાદજી બોલ્યા—

"હુઝુર! આ એકલીજ છે, કે બીજી કોઇને પણ હુઝુરે બોલાવી છે?"

"ના, મેં તો બીજી કોઇને બોલાવી નથી, અને ગવહરજાન એકલી ક્યાં સુધી ગાશે તેનો પણ વિચાર કર્યો નથી, માટે બીજી બોલાવવી જોઇએ."

"બેશક!" મને ખુરશીદનો વિચાર આવતાંજ બોલી ઉઠી:— "સીતારામના બજારવાલી ખુરશીદને બોલાવી લ્યો. ગાય છે બહુ સારૂં!!"

"અને ચેહરો મોહરો પણ ક્યાં ખરાબ છે?" ઉસ્તાદજીએ કહ્યું.

"તો ફરી ખાંસાબ" નવ્વાબ સાહેબ બોલ્યા "આ વાતનો તમેજ બંદોબસ્ત કરી દયો, પણ બરાબર નવ વાગે અહીં આવી જાય."

ઉસ્તાદજીએ તરતજ પોતાના ભત્રીજા નથનને ખુરશીદને બોલાવવા માટે મોકલી દીધો એટલે નવ્વાબ પંદર મિનિટની રજા લઇ અંદર મકાનમાં ગયા અને તે બાદ અંદરથી આવી મને ખાવા માટે બોલાવી. અગાસીમાં સામા સામા બે મોહટા ઓરડા હતા તેમાંથી એક ઓરડામાં બધા મીરાસીઓના ખાવાનો બંદોબસ્ત કર્યો હતો અને બીજા ઓરડામાં અમારા માટે દસ્તરખ્યાન પાથર્યું હતું. નવ્વાબના બોલાવાથી હું ખાવાના ઓરડામાં ગઇ, તો ત્યાં પણ ઉસ્તાદજી મારી પાછળ આવ્યા. આવી રીતે ઉસ્તાદજી "માન ન માન મેં તેરા

મહેમાન "ની પેઠે અમારી પાછળ લાગેલા હોવાથી મને તથા નવ્વાબને બહુજ ખોટું લાગ્યું. પણ " કહેરે દરવીશ બર જાને દરવીશ" ની કહેવત અનુસાર મારૂં તથા નવ્વાબનું ચુપ રહેવા સિવાય કાંઇ ચાલ્યું નહીં. ખાવાના ઓરડામાં જતાંજ ત્યાં આગળ ખાણાની ગોઠવેલી રકાબીઓમાંથી નીકળી રહેલી સુગંધથી અમારૂં મગજ તર થઇ ગયું. આજે નવ્વાબ સાહેબે ખાણાનો ખાસ બંદોબસ્ત કરેલો હોવાથી અનેક જાતના પકવાનો બનાવ્યા હતા, અને ખાસ સફાઇથી સુંદર દસ્તરખ્વાનની આસપાસ સ્વચ્છ લુગડાં પેહરી તથા હાથમાં સફેદ ટુવાલ લઇ બે ખીદમતગારો ઉભા હતા. મજકુર ઓરડામાં એક બાજુએ શીશમનું ઉચી બનાવટનું ટેબલ મુકેલું હતું અને તેના ઉપર સોનેરી પુંઠાવાળી ચોપડીઓ ગોઠવેલી હતી, તથા એ સિવાય લખવા વાંચવાનો બધો સામાન ઘણીજ સફાઇથી મુકયો હતો. ટેબલની સામી બાજુએ દિવાલ ઉપર નવ્વાબ સાહેબે પોતાના નાહનપણની એક છબી ટાંગી હતી, જ્યારે મારી નજર તે છબી ઉપર પડી ત્યારે સઘળું ભાન ભુલી ગઇ. અને એકી નજરે તે છબીને નિહાળવા લાગી, અને નવાબના મોહઢાં ઉપર તે છબીની તારીફ કરવાને મન ચાહતું હતું; પરંતુ ઉસ્તાદજીની મોજુદગીમાં તેમ કરી શકી નહીં, એટલામાં મને ચારે બાજુએ નજર નાંખતી જોઇ નવ્વાબ સાહેબ બોલ્યા.

" હું મારા પીતાની જીંદગીમાં આજ ઓરડામાં બેસતો હતો, અને નાહનપણમાં પણ આજ ઓરડામાં રહેતો હતો."

" અને આ છબી પણ જાણ્યામાં આપના નાહનપણનીજ છે." મેં સખત દિલ કરીને કહ્યું " વાહ કેવી સરસ છે !!"

" આપણા નવ્વાબ સાહેબ બહાદુરને માશાઅલ્લાહ બધી વાતોનો શોખ છે " ઉસ્તાદજીએ વચમાં ઉમેર્યું, " જુઓ ગવહરજાન ! આ ચાંદની કેવી સરસ રીતે બાંધી છે અને કેટલી બધી સુંદર છે ? તમે પણ તમારા ઓરડામાં એવીજ ચાંદની બંધાવો તો સારૂં."

"હાં, ઉસ્તાદજી ઠીક યાદ દેવડાવ્યું" નવ્વાબ સાહેબે કહ્યું" મને પણ તમારા ઘરની ચાંદની નાપસંદ છે."

"અલ્લાહ હુઝુરને સલામત રાખે. બાઇજી પણ બહુજ ખુશી થશે."

હું તો ઉસ્તાદજીની વાતો સાંભળી અજાયબીમાં ગરકાવ બની રહી હતી, અને કેવી સરસ રીતે વાતો વાતોમાં મારા ઘેરની ચાંદની બનાવવાનો બંદોબસ્ત કરી દીધો તે જોઇ મનમાંને મનમાંજ શરમાઇ રહી હતી એટલામાં નવ્વાબસાહેબે દસ્તરખ્વાન ઉપર બેસી એક નોકરને હુકમ આપ્યો "જુઓ, ઉસ્તાદજીની સાથે જેટલા માણસો આવેલા છે તે બધાને સારી પેઠે જમાડવાનો બંદોબસ્ત કરો" આ સાંભળી મને ખુશી થઇ કે, હવે ઉસ્તાદજી પોતાના સાથીઓની સાથે જમશે, અને તેથી હું નવ્વાબની સાથે એકાંતમાં જમીશ. પરંતુ ઉસ્તાદજી તો સરેસની પેઠે ચોંટેલા હોવાથી કેમે કરીને ઉખડયા નહીં. અને તરતજ બોલ્યા—

"હઝુર! હું તો આપના પગો આગળજ મઝામાં છું. ત્યાં આગળ નથન, ફીમુ, અલીયો અને ગફુરી છે. તેમાંથી નથન ખુરશીદને ત્યાં ગયો છે તેથી તે આવી જાય તો ચાર માણસનું ખાણું મોકલવાનો હુકમ આપજો."

ઉસ્તાદજી અમારી સાથે દસ્તરખ્વાન ઉપર જમવાને બેઠા તે માટે નવ્વાબ સાહેબને ખરાબ તો લાગ્યું હશે, પણ બાપડા કાંઇ બોલી શકયા નહીં. અને જ્યારે ઉસ્તાદજીએ ઉપલી વાત કહી ત્યારે તેઓએ કહ્યું "ઉસ્તાદજી! તમો પણ તેમની સાથે બેસીને જમો એમ હું કહેતો નથી." ટુંકમાં એટલુંજ કે અમે ત્રણે જણા દસ્તરખ્વાન પર બેસી ગયા અને બિસ્મીલ્લા બોલી ખાવું શરૂ કર્યું. હજુ અમોએ બે ચાર કોળીયા લીધાજ હશે, કે ઉસ્તાદજીએ મને સંબોધીને

કહ્યું "આજે તમારી અંમાને એકલાંજ જમવું પડશે." આ વાક્ય સાંભળતાંજ નવ્વાબ સાહેબ ચોંક્યા અને નોકરને બોલાવી કહેવા લાગ્યા "ઇમામી તું તો આમનું મકાન જાણે છે. માટે હાલ તરત બે ત્રણ માણસનું ખાણું લઇને એમના મકાન ઉપર આપી આવ." તે બાદ ઉસ્તાદજીને કહ્યું "ઉસ્તાદ! જો તમે અત્યારે ન બોલ્યા હોત તો હું તદ્દન વિસરીજ ગયો હતો." આ સાંભળી ઉસ્તાદજીએ આશિર્વાદ આપ્યા અને ફરી અમોએ ખાવું શરૂ કર્યું. આજે નવ્વાબસાહેબે જુદી જુદી જાતના ઉમદા પકવાનો બનાવવા માટે ખાસ બંદોબસ્ત કર્યો હતો, પરંતુ ગઇ કાલે અંમાએ આપેલી ગાળો તથા અત્યારે ઉસ્તાદજીની દેખરેખનો વિચાર આવતાંજ ઉદાસ થઇ ગઇ. અને તેથી ખાવાનું લગારે મન ચહાતું નહોતું. નવ્વાબ સાહેબ ઘડી ઘડી ખાવા માટે કહેતા હતા, પરંતુ મારી ભુખ મરી ગએલી હોવાથી મેં હાથ ખેંચી લીધો પણ તેઓની બોહોસ ચાલુજ રહી તેથી એક વખતે તો ઉસ્તાદજીની મોજુદગીને દિલમાંથી ભુલાવી દઇ નવ્વાબ સાહેબને કહી દીધું, "હુઝુર! આપની સાથે બેસીને ખાવાની ખુશીમાં મારી ભુખ નહાસી ગઇ તેથી શું! ખાઉં?" નવ્વાબ સાહેબે હસતાં હસતાં સમોસાનો થાળી આગળ મુકીને કહ્યું "બે ચાર સમોસા તો ખાવાજ પડશે." આ સાંભળી હું બેચેન બની ગઇ કેમકે ખરેખર મારૂં જીગર ચાહી રહ્યું હતું કે, નવ્વાબ સાહેબ પોતાના હાથે મને ખવડાવે, બલકે હું વધુ ખુશી તો એમાં હતી કે, હું પોતે નવ્વાબ સાહેબને મારા હાથે ખવડાવુ. પરંતુ ઉસ્તાદજીની હાજરીથી મારી બધી ખુશી ધુળમાં મળી ગઇ અને બધી ઉમંગોને મનમાંજ દબાઇ દેવી પડી. નવ્વાબ અને મેં તો જે કાંઈ ખાધું તે ખાધું, પણ ઉસ્તાદજીએ તો સારી પેઠે હોજરી ભરી લીધી અને જ્યારે ખાઇ રહ્યા ત્યારે હાથ ધોઇ ઓડકારો ખાતાં બોલ્યા—

"ખુરશીદ પણ હમણાં આવતી હશે, માટે હુઝુર! રજા આપો તો અમે અગાસીમાં જઇને બેસીએ. ગવહરજાન આપના માટે પાન

પણ ત્યાંથીજ બનાવીને મોકલશે " આ સાંભળી નવ્વાબ સાહેબના ચેહરા ઉપર ઉદાસી છાઇ ગઇ, પરંતુ પોતાની ઉદાસીને છુપાવતાં તેઓએ રજા આપતાં કહ્યું "ભલે જેવી તમારી મરજી, પણ પાન તો અહીંજ હાજર છે" તરતજ નોકરે ચાંદીની નકસીદાર થાળીમાં ચાંદીના વરખ લાગેલાં પાનો આપ્યાં, જે લઇને હું ઉસ્તાદજીની સાથે અગાસીમાં આવીને બેઠી અને નવ્વાબ સાહેબ કરમાએલા ચેહરે ઉપરના ઓરડામાં ચાલ્યા ગયા.

મેં અગાસી ઉપર બેસીને વિચાર કરવા માંડયો કે આજે ઉસ્તાદજીએ કેમ પીછો લીધો છે. ઘણીવાર સુધી વિચાર કરતાં કરતાં હું આ પરિણામ ઉપર પોંહચી કે ગઇ કાલની નવ્વાબની મુલાકાત અંમાએ જોઇ લીધી હશે અને તેઓએજ ચોકસી રાખવા માટે ઉસ્તાદજીને સમજાવી દીધા હશે. આ વિચાર આવતાંજ હું ચિંતામાં પડી ગઇ, એટલામાં ખુરશીદ આવી અને બધા લોકો પણ ખાણાથી પરવારી ગયા. નવ્વાબ સાહેબના મિત્રોની આમદ પણ શરૂ થઇ ગઇ. અર્ધા કલાક પછી નોકરે ખબર આપી કે "પહેલાં ગવહરજાનનું ગાણું થશે, માટે તૈયારી કરો, અને ખુરશીદજાનને કાંઇ તકલીફ ન થતી હોય તો નવ્વાબ સાહેબ ફરમાવે છે કે ત્યાંજ આવીને બેસે " તરતજ અમોએ તૈયારી કરી અને નવ્વાબ સાહેબના દિવાનખાનામાં પોંહચ્યા, ખુરશીદ પણ સાદા લિબાસમાંજ આવીને એક બાજુએ બેસી ગઇ.

દિવાનખાનામાં જઇને મેં નજર નાંખી તો ડિપ્ટી સાહેબ અને મીરઝા સાહેબને જોતાંજ ઓળખી લીધા પણ બીજા ચાર પાંચ માણસ હતા તેમને ઓળખી શકી નહીં મારા દિવાનખાનામાં પોંહચતાંજ નવ્વાબ સાહેબે ડિપ્ટી સાહેબને ઇશારો કરી ધીમેથી કહ્યું:- "હું જેમના માટે કહેતો હતો તેઓ આજ છે?" ડિપ્ટી સાહેબે ધીમેથીજ જવાબમાં કહ્યું " મુબારક " પણ ડિપ્ટી સાહેબે મારી સામે જોયું નહીં, મારા ઉસ્તાદજીનો ભત્રીજો નથન ડિપ્ટી

સાહેબને ઓળખતો હોવાથી તેણે ઘણાજ અદબપુર્વક નમીને સલામ કર્યા અને તે બાદ કહ્યું, "હુઝુર! ઘણા દીવસથી કેમ પધાર્યા નથી? દુર્ગાબાઇ તો દરરોજ યાદ કરેછે" આ સાંભળી ડિપ્ટી સાહેબે શરમાઇને ગરદન ઝુકાવી લીધી તે વખતે મને ઉસ્તાદજીનું અંમાને કહેવું યાદ આવ્યું, કે તેઓ દુર્ગાપાતરને ઘેર જાય છે અને તેની સાથેજ સાંજરે આવેલી ચીઠીની યાદ થતાં મેં મનમાં નક્કી કરી લીધું કે ડિપ્ટી સાહેબ ઘણા પેચદાર માણસ છે; કેમકે આ તરફ તો તેઓ દુર્ગાપાતરને ત્યાં જાય છે અને બીજી તરફ નવ્વાબથી છુપી રીતે મારી સાથે મેલમિલાપ રાખવા ચાહે છે. આ વિચાર આવતાંજ મને તેમના ચેહરાથી નફરત થઇ ગઇ; અને તેથી દિલમાં એમજ થતું હતું કે, ગાતી વખતે તેમની તરફ જોઉં પણ નહીં; પરંતુ અંમાની ધમકી યાદ હોવાથી તેમની તરફ જોયા વિના છુટકો નહોતો. બિચારા મીરઝા સાહેબ નીચી ગરદન કરીને બેઠા હતા. તેમને જોઇ જોઇને તેમનું રડવું અને વડીઆળનું આપી દેવું યાદ આવી રહ્યું હતું.

ઉસ્તાદજી તથા બીજા સાઝંદાઓએ પોતાના સાઝ મેળવી લીધા એટલે મેં "કમલા બારી બંદાઇ આવે" વાલો ટપ્પો ઘણીજ સંભાળથી ગાયો અને ફરી એક ઠુમરી ડિપ્ટી સાહેબની સામે અર્થ કરીને ગાઇ. આ જોઇ તેઓ શરમથી પરસેવામાં તરબોળ થઇ ગયા, અને હું ડિપ્ટી સાહેબને બતાવીને ગાઉંછું એ જોઇ નવ્વાબના ચેહરા ઉપર અજાયબી પ્રગટી નીકળી, આખરે જ્યારે તેમનાથી રહેવાયું નહીં ત્યારે બોલી ઉઠયા "કેમ સાહેબ! અમોએ શો અપરાધ કર્યો છે કે આપ અમારી તરફ ફરતાંજ નથી!!" ફરી મીરઝા સાહેબને સંબોધીને કહ્યું, "કાં સાહેબ તમે કાંઇ જાદુ તો કર્યો નથીને?" આ સાંભળી હું શરમાઇને નવ્વાબની સામે ફરી અને આ ગઝલ શરૂ કરી દીધી—

"મુંહ ઉસને ઇસ અદાસે છુપાયા નકાબ મેં
બોસા છુપાકે લે લિયા બઢકર હિજાબ મેં"

આ શેરના એક એક શબ્દને સારી પેઠે બતાવ્યો એટલે નવ્વાબ સાહેબ ઘણાજ ખુશ થયા. મિરઝાસાહેબ પણ નીચી નજરે આ શેરની મઝા લઇ રહ્યા હતા કે એટલામાં મેં બીજો શેર કહ્યો—

"ઇફરાતે મય કશીને કીયા મુઝકો જુઝવે મય,
સાકીને મેરી રૂહ કો ખીંચા શરાબ મેં"

મીરઝાસાહેબે આ સાંભળતાંજ ગરદન ઉંચી કરીને મને શાબાશી આપી, અને આજ શેર ફરીથી કહેવા માટે ભલામણ કરી એટલે મેં આ શેરને બે ચાર વખત સારી પેઠે અર્થ કરીને કહ્યો જેથી મીરઝાસાહેબ બહુ જ ખુશ થયા. તે બાદ મેં ત્રીજો શેર કહ્યો, પણ તેની અસર માત્ર એક પચાસ વરસની વયના માણસ સિવાય બીજા ઉપર થઇ નહીં. તે શેર આ હતો—

"શમશીરો સરકી લાગ ફકત મેરે દમસે હે,
સારા હવાકા ખેલ હે મવજે હબાબમેં"

આ ગઝલના બાકીના શેર પુરા કરવા બાદ ઉસ્તાદજીએ આ ગઝલ શરૂ કરાવી.

મોહોબ્બત બુરી હે ન ચાહત બુરી હેં,
બુરા હે વોહી જીસકી નિય્યત બુરી હે"

બસ આ શેરના ગાતાંજ ચારે બાજુએથી મજાક મશ્કરી થવા લાગી. મેહફીલમાં એક ફોજદાર સાહેબ પણ હતા તેઓએ તો ખુલ્લે ખુલ્લી મજાક શરૂ કરી દીધી, એટલે તેઓ આ શેર સાંભળતાંજ બોલ્યા "આટલી નહાની વયમાં તમે શું જાણો, કે બુરી નિય્યત (ખરાબ નિષ્ઠા) કોને કહે છે?" નવ્વાબ સાહેબે તરતજ જવાબ

આપ્યો:—"આપ જેવા સાહેબોની મહેરબાની હશે તો બધું જાણી લેશે" આ સાંભળતાંજ ફોજદાર સાહેબ લજવાઇને બીજી બે ચાર વાતો બોલ્યા. પણ ફરી તે વાતોની અસર થઇ નહી. મેં ઉપલી ગઝલ પુરી કર્યા બાદ એક બે દાદરા ગાયા, એટલે મારો છુટકારો થયો અને ખુરશીદ ગાવાને બેઠી. જયારે હું ગાઇને ઉઠી ત્યારે નવાબસાહેબે ઈશારો કરી મને પોતાની પાસે બોલાવી. મેં વિચાર કર્યો કે જો હું ઉસ્તાદજીને પુછીશ તો તેઓ કામ બગાડી નાંખશે તેથી હું તેમને પુછવાના અખાડા કરી નવાબની પાસે જઇને બેસી ગઇ, આ જોઇ ઉસ્તાદજી આંખો કાઢવા લાગ્યા પણ હવે શું થઇ શકે! નવાબની પાસે બેસતાંજ તેઓએ કહ્યું "આજે ઉસ્તાદજીને શું શીખવીને લાવ્યાં છો કે તેઓ એક પળ માટે પણ પીછો મુકતા નથી, મેં તો આજે મોહટી ઉમંગોને મનમાં જગ્યા આપી હતી." આ સાંભળી મેં જવાબમાં કહ્યુ "મને પોતાને આવી કેદ ખરાબ લાગે છે પણ શું કરૂં? કોણ જાણે આ લોકો કેવા છે? શું હું નહાસી જાઉંછું?" મેં શરમાઇને ત્રણ કટકામાં જવાબ આપ્યો જે ઉપરથી નવાબ સાહેબે પ્યાર ભર્યા સાદે કહ્યું "જણવામાં આ લોકોની એવી મરજી છે કે અમારી મરજી વિના કાંઇ ન થાય તો તેમાં મને કયાં ઇન્કાર છે!" મેં આ વાતના જવાબમાં કાંઇ ન કહેતાં નજરો નીચી કરી લીધી. તે બાદ હું લગભગ બે ત્રણ કલાક સુધી નવાબ સાહેબની પાસે બેસી રહી પણ કેટલીક સાધારણ વાતચીત સિવાય બીજી કોઈ અગત્યની વાત થઇ નહી. જ્યારે ખુરશીદ ઘણીજ થાકી ગઇ ત્યારે ફરી મને ગાવાનો હુકમ થયો. ખુરશીદ પણ ગાવાની જગ્યાએથી ઉઠીને પેલા ફોજદારની પાસે જઇને બેઠી. જ્યારે મેં ગાવાનું શરૂ કર્યું ત્યારે ચારે બાજુએથી જુદી જુદી ગઝલો અને ઠુમરીઓની ફરમાયશો થવા માંડી. તે વખતે મારૂં ઉમદા ગાવું અને બતાવવું મારા માટે ઘણુજ મુશ્કેલ થઇ પડયું, પણ ફરમાયશો પુરી કરવા સિવાય છુટકો નહોતો. જોકે ખુરશીદે ગાવા અને બતાવવામાં લગારે કચાશ

રાખી નહોતી છતાં તે ફોજદારના સબબથી બીજા કોઇની આગળ સારી પેઠે બતાવી શકી નહી, તેથી આ વખતે મારી પાસેથી સખત મહેનત લેવામાં આવી અને જ્યારે મેં બધી ફરમાયશો પુરી કરી ત્યારે મારો છુટકારો થયો, એટલે ફરી ખુરશીદની વારી આવી અને તે મારી જગ્યાએ આવીને બેઠી. ખુરશીદના બેસતાંજ હું પ્રથમની પેઠે ઉઠીને નવ્વાબની પાસે જવા ચાહતીજ હતી કે પાછળથી ઉસ્તાદજીએ સારંગીનો ગજ મારી કમરમા માર્યો અને જ્યારે મેં પાછળ ફરીને જોયું તો તેઓએ વાઘની પેઠે આંખો કાઢી મને ત્યાંજ બેસવાનું કહ્યું એટલે હું લાચારીએ ત્યાંજ બેસી ગઈ. ખુરશીદે બેસતાંજ બે ચાર દાદરાની ચીજો સારી પેઠે બતાવીને ગાઇ અને તે બાદ કેહરવાની ચીજ ઉપર જલસો ખતમ કરવામાં આવ્યો, એટલે નવ્વાબ સાહેબે અમો બધાને રજા આપી. હું બીજી વખતે નવ્વાબની પાસે જઇને ન બેઠી તેથી નવ્વાબ ભારે દીલગીરીમાં પડી ગયા હતા પરંતુ ઘેર જતી વખતે ઉસ્તાદજીએ ઘણીજ ચાપલુસી અને ખુશામદની વાતો કરી મકાન ઉપર આવવાની તાકીદ કરી જેથી નવ્વાબના ચેહરા ઉપર થોડી ઘણી ખુશીનાં ચિન્હો પ્રગટી નિકળ્યા. ઉસ્તાદજીએ નવ્વાબ સાહેબની સાથે જે વાતો કરી તે બીજા બધા માણસોથી અલગ બોલાવીને કરેલી હોવાથી નવ્વાબના દિલ ઉપર તેની અસર બહુજ થઈ.

જ્યારે અમે બધા નવ્વાબને ત્યાંથી રવાના થયા ત્યારે હું તથા ખુરશીદ જુદી જુદી ડોલીઓમાં સવાર હતી. ડોલીઓ ઝડપથી જતી હોવાથી અમારી સાથના માણસો પાછળ રહી ગયા એટલે મેં ખુરશીદની ડોલીની પાસે મારી ડોલી લઇ જઇને કહ્યું—

“ખુરશીદ! મારે તને કાંઇ કહેવું હતું તેટલા માટેજ મેં તને અહીં બોલાવી હતી પરંતુ અહીં વાતચીત કરવાનો વખત મળ્યો નહી તેથી જો તું કાલે મારે ઘેર આવે તો મોહટી મહેરબાની”

"બહેન! મને એવું તે શું કહેવાનું છે?" ખુરશીદ બોલી "કાંઈક કહે તો ખરી."

"બીજું તો કાંઇ નહીં. મીરસાહેબના સંબંધમાં કહેવું છે."

"કયા મીરસાહેબ!"

"ઓહો! મીરસાહેબને જાણે ઓળખતીજ નથી" મેં ઠણકો કરતાં કહ્યું "જેમના ઉપર તેં જુલમ કર્યો છે, જેમની પાસેથી લખતાં વાંચતાં શીખી છો, જેમને તું ચાહતી હતી. કેમ હવે ઓળખ્યા?"

"ગવહર! તું તો મહા લુચ્ચી નીકળી" ખુરશીદે કહ્યું "તને ક્યાંથી ખબર?"

"ખબર ન હોત તો કહેતી કેમ!" મેં કહ્યું "જો હવે તારે તારી ભલાઇ ચાહવી હોય તો કાલે મને મળી જજે."

"નહીં તો?"

"હું મીરસાહેબથી મિત્રતા કરી લઇશ."

"ભલે ભલે! ખુદા તને મુબારક કરે" ખુરશીદ બોલી "પણ ઠીક કાલે હું જરૂર આવીશ."

આ વાતચીત પુરી થઇ એટલામાં મારૂં મકાન આવી પહોંચ્યું તેથી હું મારા મકાનમાં ગઇ અને ખુરશીદ પોતાને ઘેર ગઈ.

રાત્રે ત્રણ વાગ્યા પછી હું સુતેલી હોવાથી સવારમાં અગ્યાર સાડા અગ્યાર વાગ્યા સુધી હું પલંગ ઉપરજ પડી રહી જો કે અગ્યાર વાગેજ આંખ તો ઉઘડી ગઈ હતી પરંતુ આળસના સબબે પલંગ ઉપરજ આંખો બંદ કરીને પાસાં બદલી રહી હતી કે એટલામાં વચલા હોલમાં ઉસ્તાદજી અને અંમામાં થતી નીચલી વાતચીત સાંભળી.

"બાઇજી! વાતચીત કરવા માટે તો કસમ ખાઈ શકતો નથી પરંતુ મેં એટલી મોહોલત આપી નથી, કે બંને સારી પેઠે મળી શકે" ઉસ્તાદજી બોલ્યા.

"ખાંસાબ" અંમાએ કહ્યું "આ છોકરી તો તદન દીવાનીજ છે, તે દીવસે મેં મારી આખોથી નવાબના ગળામાં હાથ નાંખીને ચુંબન લેતાં જોઇ હતી."

"પણ બાઈજી! હમણા એની વયજ કેટલી છે? ધીમે ધીમે બધું શીખી લેશે" ઉસ્તાદજી બોલ્યા "હું રાત્રે ચાંદનીના મટે તો બંદોબસ્ત કરી આવ્યો છું."

"બસ ખાંસાબ! આવાજ ઢંગથી ચાલશો તો ઈનશાઅલ્લાહ ન્યાલ થઇ જશો" અંમા બોલ્યાં "અને હા નથનથી ડિપ્ટી સાહેબની હકીકત પુછી કે?"

"હા! તે કહેતો હતો, કે દુર્ગાને ત્યાં તેઓ ચોરી ચોરીથી આવે છે પણ તે તેઓને પુછતી નથી. બે અઢી મહીનાથીજ આવક જાવક શરૂ કરી છે એટલામાં સો દોઢસો રૂપીઆ પાણી થઈ ચુકા। પણ ત્યાં કાંઇ વળે તેમ લાગતું નથી, કેમકે દુર્ગા મહાપ્રપંચી અને હુશીયાર તવાયફ છે."

"ભલા, ખાંસાબ! મારા કહ્યા પ્રમાણે રાત્રે ગવહરે ડિપ્ટીસાહેબની સામુ સારી પેઠે બતાવ્યું હતું કે નહી?"

"આપના કહેવા પ્રમાણેજ ગવહરે તો કર્યું પણ નવાબના બોલવાથી બીજી તરફ ફરી ગઇ, તો પણ કહ્યા કરતાં વધારે વાર સુધી બતાવ્યું હતું."

"બસ, મારી પણ એજ ઇચ્છા હતી" અંમાએ કહ્યું "હવે તમારા ગવહર જ્યારામાં જઈ આવે તો ફરી તમને એક વાત કહીશ."

એટલામાં નવાબ સાહેબનો નોકર ઇમામી દરજીને સાથે લઇને આવ્યો તેથી અંમા અને ઉસ્તાદજીની વાતોમાં ખલલ પડી દરજીએ આવતાંની સાથે ચાંદની બનાવવી શરૂ કરી એટલે હું કલમો પઢતી ઉઠી અને હાથ મોં ધોઇને બેઠી. દરજીને બધી રીતની સમજણ પાડી ઇમામીએ જતી વખતે અંમાને કહ્યું "નવ્વાબ સાહેબે ફરમાવ્યું છે

, રાતના ઉજાગરાના સબબે માથામાં દર્દ થઇ રહ્યું છે તથા મારી ...માં સાહેબાની તબીયત પણ લગાર નાસાઝ છે, તેથી હું ઘણું ...રીને આજે આવી શકીશ નહીં." આ સાંભળી અંમાએ બહુજ ...ગ્રહની સાથે કહ્યું "નહીં, આજે તો નવ્વાબ સાહેબને જરૂર ...વવુંજ પડશે, માટે ઇમામી! મારા તરફથી નવાબસાહેબની ખીદ... ...તમાં અરજ કરજે કે, આજે ગમે તેમ કરીને પણ થોડીવારના ...ટે આવી જાય. કેમકે કાલે ગવહરને એક જાનમાં ત્રણ ચાર દીવસ ...ટે બહારગામ જવું છે તેથી નવ્વાબસાહેબથી મલ્યા વગર કેવી રીતે ...શે? માટે તું મારો આ સંદેશો કહીને તેમને જરૂર મોકલજે." ...મામી "બહુ સારૂં કહી દઇશ" નો જવાબ આપી ચાલ્યો ગયો.

જ્યારે મેં અંમાની આ વાતનો ખ્યાલ કર્યો ત્યારે ભારે અજા... ...બી ઉપજી. કેમકે કાલે રાત્રે નવ્વાબની સાથે વાત કરવા પણ દીધી ...હીં અને અત્યારે આટલા બધા આગ્રહથી બોલાવવામાં આવે છે એ ...? મેં મારી બુદ્ધિ ઉપર બહુએ જોર નાંખ્યું પણ આ પ્રપંચનો ...રદો ખુલ્યો નહીં.

તે દીવસે ત્રીજા પોહોરના વખતે દાદર ઉપર ચુડીઓ અને છરાનો ...ણુકાર સંભળાયો એટલે હું સમજી ગઇ કે ખુરશીદ આવે છે તેથી ... ઉડીને બારણા સુધી ગઇ અને ખુરશીદને સાથે લઇ વચલા હોલમાં ...વી. જ્યાં ખુરશીદે અંમાને સલામ કરી. એટલે તેઓએ સલામના ...વાબમાં દોઆઓ આપી કહ્યું "ખુરશીદ! તારી મા તો બહુજ ...ણા મોહોબ્બતવાળી હતી અને તું તો કોઇ દહાડે આવતી ...ણુ નથી."

"હવે હું આવ્યા કરીશ. કેમકે રાત્રે મેં ગવહરની સાથે ...હેલપણું જોડયું છે."

આટલી વાતચીત પછી હું ખુરશીદને મારા ઓરડામાં લઇ ગઈ જ્યાં બેસતાંજ મેં તેણીએ નાકમાં પહેરેલા જડાવના કાંટાની તારીફ કરી એટલે તેણે જવાબ આપ્યો.

" બહેન ! ચિંતા શામાટે કરે છે ? ખુદાનું ચાહવું છે તો હવે તું પણ આવોજ કાંટો પહેરવાને ભાગ્યશાળી થઇશ. "

" લે હવે રહેવા દે, મને બનાવ નહીં. "

" હું ક્યાં તને બનાવું છું ? હવે ક્યાં સુધી નથની પેહરીને ફરીશ ? "

" લે ચાલ હવે ચુપ રહે. "

" શામાટે ચુપ રહું ! નવ્વાબ જેવો રંગીલો, રસીલો, ગબ્બર ફરયો છે તો ફરી આ નથની રહેશે કે ? " ખુરશીદ હાથના ટચાકડા ફોડતી બોલી " તારી નથની તો એવી ધુમધામથી ઉતરશે, કે કોઈ બે ઘડી જોઇ રહેશે, તે બાદ તારી મરજીમાં આવે તો હીરાનો કાંટો પહેરજે કે પોખરાજનો પહેરજે. "

નવ્વાબ રસીલો રંગીલો છે. અને તેનાજ માથા ઉપર સેહરો બંધાશે એ સાંભળી હું ખુશીને જાહેર ન કરતાં બોલી.

" ખુરશીદ ! તું તો થોડીજ મુદતમાં ઘણી હુશીયાર બની ગઈ !! વાત કાંઈએ ન મળે અને તું ક્યાંથી ક્યાં પોંહચી વળી !!! "

" લે હવે રહેવા દે, મન તો ઘણુંએ ચાહતું હશે, કે ગમે તેમ કરીને પણ થાય, પણ બહેન............બસ હવે મને વધારે........." ખુરશીદના મોહઢાં ઉપર હાથ મુકી દીધો તેથી ચુપ થઇ ગઇ. છતાં ફરી બોલી " મીરસાહેબની શી હકીકત છે ? "

" ખુરશીદ ! હું એ હકીકત કહુંછું પણ પેહલાં તું મારા માથાના કસમ ખા, કે જે કાંઇ હકીકત હશે તે સાફ સાફ કહી દઇશ અને ખોટું નહીં માનું "

"બ્હેન ! મને ખોટું તો નહીં લાગે અને તેના માટે જેવી કસમ ચાહે તેવી લઈ લે. પણ મીરસાહેબના સંબંધનો જે ભેદ છે તે નહીં કહું, હા પેહલાં તું કહે તો હું પણ કહું."

"જો ખુરશીદ ! હું તારી બહેનની પેઠે છું, માટે બહેનથી કોઈ પણ વાત છુપાવવી ન જોઇએ" મેં કહ્યું "મારાથી પણ જે કાંઇ પુછવું હોય તે પુછજે હું કસમ ખાઇને કહુંછું કે સાફ સાફ કહી દઇશ."

"ત્યારે તું કસમ ખાઇને પેહલાં બતાવ, કે મીરસાહેબની સાથે તારો શો સંબંધ છે ?"

"હું તેમની પાસે લખતાં વાંચતાં શીખનાર છું તેથી તેઓ મારા ગુરૂ છે" આટલું કહી મીરસાહેબની બગીચામાં થએલી મુલાકાત મારા ઘેર ઉપર આવી ખુરશીદના પ્યારની કહેલી હકીકત વીગેરે શબ્દે શબ્દ ખુરશીદને કહી સંભળાવી જે સાંભળી ખુરશીદે નિશ્વાસ નાંખ્યો અને આ શેર કહ્યો—

"હમ કો તો જાન હોગઇ દુભર ફિરાકમેં
કયા જાને લોગ જીતે હેં કયોંકર ફિરાકમેં"

તે બાદ ખુરશીદે દર્દભર્યા દિલે અને હાયકારા નાંખતાં કહ્યું "ગવહર ! હવે તારી આગળ હું મારી બધી હકીકત કહુંછું અને સાફ સાફ ઇકરાર કરૂંછું કે, મીરસાહેબની સાથે મને સાચી મોહોબ્બત છે, પરંતુ ખુદા મારા ઉસ્તાદનું ભલું કરે કે જેમના ફંદામાં હું ફસાઇ પડી છું. તેઓ મીરસાહેબથી મળવા દેતા નથી. મીરસાહેબ જેવા સાચા પ્યારવાળો મને તો જીંદગી સુધી બીજો નહીં મળે, તેમના જેવો પોતાના ગજા પ્રમાણે પૈસા ટકા આપનાર પણ નહીં મળે. મીરસાહેબની ભલાઇઓ અને સાફ દિલથી મળવું મને આખી જીંદગી સુધી યાદ રહેશે, ગવહર ! ખુદાની કસમ ખાઇને કહુંછું કે, હું તો તેમના ઘરમાં પડી જાત પણ ખુદા મારા ઉસ્તાદજીનું સત્યાનાશ કરે કે તેઓને નાહકની મીર સાહેબ સાથે દુશ્મની થઇ ગઇ છે."

"અને મીરસાહેબનો પણ કાંઈ કસુર છે?" મેં પુછ્યું. "નહીં જરા પણ નહીં" ખુરશીદ આંખમાંથી આસુઓ પાડતાં બોલી:— "ગવહર! હું જે જંજાળમાં ફસી પડી છું તેવી જંજાળમાં ખુદા દુશ્મનને પણ ન ફસાવે. મારી હાલત બહુજ અફસોસકારક બનેલી છે. હાય! હું શું કહું? પોતાની ટાંગ ઉઘાડતાં પોતેજ લાજી મરે એવી હાલત મારી છે." આટલું બોલતાં બોલતાં ખુરશીદ ચોધાર આંસુએ રડી પડી. આ જોઈ મને ખુરશીદની સાથે હમદર્દી પેદા થઇ ગઇ તેથી મેં ઘણીજ આજીજીથી તેના આંસુઓ લુછી પોતાની હકીકત કહેવા માટે કહ્યું; જેથી તેણે પોતાની હકીકત પાછી શરૂ કરી— "ગવહર! આ તારા ઉસ્તાદજીનો ભત્રીજો નથન જે રાત્રે સારંગી બજાવી રહ્યો હતો, તે મારા ઉસ્તાદ ચુનાખાનનો પણ દુરનો સગો થાય છે. તે ગયા વરસમાં મારે ત્યાં નોકર હતો તે વખતે એ બદમાશે મારી સાથે.........બસ ગવહર! સમજી જા. હું અત્યારે કાંઇ કહી શકતી નથી. આ લુચ્ચા નથને મારા ઉપર તથા મીર સાહેબ ઉપર કેવા કેવા જુલમો ગુજાર્યા છે તે મારૂંજ મન સારીપેઠે જાણે છે. આ શયતાન નથનના સબબેજ એક વખતે મને ઝેર આપવાની તૈયારી પણ થઈ ગઇ હતી. પણ મારા ખુદાએ મને બચાવી લીધી. નથન પોતે સારી પેઠે સમજતો હતો કે કોઇપણ ગૃહસ્થ માણસની આવક જાવક રહેશે તો હું સારી પેઠે મોજ માણી શકીશ નહીં. તેથી તેણે જે જે ન કરવાનું હતું તે કર્યું. મારા ઉસ્તાદ ચુનાખાન આ બદમાશની મદદ કરતા હોવાથી લાચારીએ તેઓએ જેજે કહ્યુ તે કર્યું. ખુદા આવા બદમાશ ઉસ્તાદને જહન્નમનાં નાંખે. એક તરફથી તેઓ મને દીકરી કહેછે અને બીજી તરફ નથનને દીકરો કહેછે અને ફરી મારા ઉપર આવો જુલમ!! હાય ગવહર! હું તો એમ કહુંછું કે એમના ઉપર આસમાન કેમ તુટી પડતું નથી? હમણા થોડા દીવસથી તેઓએ મને આ ફોજદારને હવાલે કરી દીધી છે તેથી તે મુવો રાત દીવસ પોલીસનોજ રોફ મારી, કેદખાનાનોજ બીક બતાવતો રહે છે. ગવહર બહેન!

મારા ઉપર શું શું વીતેછે તેનું વર્ણન કરવા જેટલી મારામાં શકિત નથી. હાય! આ કરતાં તો મને મોત આવે તો સારૂં. આવી જીંદગી કરતાં તો મોત હજાર દરજ્જે સારૂં" ખુરશીદ આ બોલતાં બોલતાં રડવાના સબબે અચકાઈ ગઇ. આ જોઇ મને અજાયબીની સાથે અફ્સોસ થયો અને ખુરશીદના જેવી પરાધિનતા કોઇને પણ નસીબ ન થાય એવી દોઆ માગવા લાગી. ઘણીવાર સુધી ખુરશીદને દિલાસા અને હિમ્મતના શબ્દો કહ્યા. જેથી તેના મન ઉપરનો બોજો ઓછો થયો એટલે મેં પુછયું:-

"તો તું હવે મીરસાહેબથી મળી શકીશ?"

"શામાટે નહીં? હું તો તેમને મળવા માટે તલપી રહી છું, પણ હવે તેઓ પોતેજ મારાથી જાહેર રીતે નહી મળે, કેમકે તેઓ મારાથી મળતા હતા તે વખતમાં ઉસ્તાદજીએ તેમના ઉપર એક એવું તોહમત મુકયું હતું, કે મીરસાહેબ તો આપઘાત કરવા તૈયાર થયા હતા," ખુરશીદ બોલી "મારા ઉસ્તાદજીએ જ્યારે જોયું કે અમારા બંનેમાં કોઇપણ રીતે ફુટ પડી શકતી નથી, ત્યારે તેઓએ મારી પોંચીઓ પેટીમાંથી ચોરી જવાનો મીરસાહેબ ઉપર આરોપ મુકયો; આવા આરોપથી તેઓ મારાથી જુદા થઇ ગયા. તે દીવસથી મારા ઉસ્તાદજી દરેક માણસની સામે તેમની આવીજ બુરાઇઓ કરે છે અને કોઇ કોઇ વખત તો મને પણ ટેકો આપવા કહે છે. ગવહર! હું મારી કથા કયાંસુધી કહું? પણ ટુંકમાં એટલુંજ કે જો તું મને મીરસાહેબથી મેળવી આપે તો આખી જીંદગી સુધી તારી દાસી બનીને રહું."

"ખુરશીદ! બિચારા મીરસાહેબ તો પોતેજ તારી મુલાકાત માટે બેચેન બની રહ્યા છે. માત્ર એક વખત મુલાકાત કરાવવાનીજ જરૂરત છે. તે ઇનશાઅલ્લાહ! હું જાનમાંથી આવ્યા બાદ મુલાકાતનો બંદોબસ્ત કરી દઇશ."

આ સાંભળી ખુરશીદે મારો આભાર માન્યો અને ઘણીવાર થઇ ગએલી હોવાથી ઘેર જવા માટે ઉઠી અને ઉઠતી વખતે બોલીઃ– "ગવહર ! માહરી આટલી વાત યાદ રાખજે, કે કોઇની સાથે મોહોબ્બત કરવી નહીં. મોહોબ્બત કરવા કરતાં મરી જવું સારૂં. માટે બહેન ! મોહોબ્બતના નામથી ચેતતી રહેજે." ખુરશીદ અહીંજ સુધી કેહવા પામી હતી, કે ધભધભ કરતાં નવ્વાબ આવી ગયા અને ખુરશીદને જોતાંજ બોલ્યા–

"ઓહો ! તમે પણ અહીંજ છો ?"

"જીહા ! લગાર આ આપની ગવહરને આપના તરફથી સમજાવવા આવી હતી પણ આપ પધાર્યા એટલે હું જાઉં છું. હવે આપ જાણો અને આપની ગવહર" હું તેના જવાબમાં કાંઇ કેહવા ચાહતીજ હતી, કે ખુરશીદ છમછમ કરતી દાદર ઉપર પોંહચી ગઇ. નવ્વાબ પણ ખુરશીદને રોકાવા માટે કેહતાજ રહ્યા પણ તેતો ધભધભ અને છમછમ કરતી ચાલી ગઇ. એટલામાં અંમા તરતજ આવ્યા. નવ્વાબે સલામ કરી અંમાએ દોઆ આપતાં કહ્યુ–

"નવ્વાબ સાહેબ ! આપે મારી ગવહરની સાથે કાલે જે જે મહેરબાનીઓ કરી છે તે માટે તે આપનો ઘણોજ આભાર માનતી હતી; અને ખરેખર આપ ઘણાજ ખાનદાની માણસ છો. મારા જેવાને પણ ભુલ્યા નહીં. હું તો આપને ત્યાંના ખાણાની કાંઇ તારીફ કરી શકતી નથી."

"તમે મને શા માટે શરમીંદો કરો છો ?" નવ્વાબ બોલ્યા "કોઇ દીવસે તમને ખુશી કરવાની તક મળે તો હું મારા મોટા નસીબે સમજું."

"અમે તો આપના તાબેદાર છીએ અને તેથી હર વખતે ખુશીજ છીએ" અંમાએ કહ્યું "ગવહરતો આખો દીવસ આપનીજ વાતોજ કરે છે."

" એમની મહેરબાની અને મારી ખુશનસીબી છે. "

" અરે, તવબા ! " અંમાને કાંઇક યાદ આવ્યું હોય તેમ બનાવટ કરતાં બોલ્યાં " હું તો પુછવુંજ ભુલી ગઇ, કે આપની અંમા સાહેબાની તબીયત કેવી છે ? "

" હમણા તો સારી છે. પણ તેમના લીધેજ મારૂં લાહોર જવું બંધ રહ્યું છે. નહીં તો મારે કેટલાક અંગ્રેજોથી મળવા સારૂ પંદર વીસ દીવસ માટે લાહોર જવું હતું. "

" ગવહર જાનમાં જઇને આવશે ત્યાંસુધી તો આપ નહીં જાવ ? "

" કયાં જવાનાં છે ? અને કયારે પાછાં આવશે ? "

" કાલે સોનીપત જશે અને ઘણું કરી શુક્રવારના દીવસે આવી જશે. "

" ત્યારે હું તો ગુરૂવારે ચાલ્યો જઇશ. "

" એક દીવસ રહી જાવ તો મુલાકાત થઇ જાય. "

" પણ હું કોઇબી રીતે રહી શકતો નથી. "

" તો ખેર ! કાંઇ નહીં, અલ્લાહ તમોને ખેરીયતથી પાછા લાવે. " અંમાએ પોતાના અસલી ખુશામદી સાદે કહ્યું, " ગવહરના માટે આપ જે કાંઇ લાવો કરો તે માટે આપ જાણો અને તે જાણે; પણ મારા માટે પગમાં પહેરવાનાં બે કડાં લેતાં આવજો. "

" બહુ ખુશીની સાથે. " ફરી મને પુછ્યું, " કહો ગવહરજાન ! તમારા માટે શું લાવું ? તમે કોઇબી ચીજ મંગાવશો તો હું મારા મોહટાં નસીબ સમજીને લાવીશ. " આ સાંભળી મેં શરમથી નીચી નજર કરી લીધી. વળી લાહોરમાં શું શું મળે છે તેની પણ મને ખબર નહોતી. તેથી હું તો ચુપજ રહી. પણ અંમા તરતજ બોલી ઉઠયાં.

" પંજાબી કરણફુલના માટે મારો જીવ ખાય છે અને હવે નવાબ સાહેબ પુછેછે તો બોલતી નથી ? "

અંમાના સફેદ જુઠ ઉપર હું તો અજઅજ થઇ ગઇ, પણ "હા" કીધા સિવાય છુટકો નહોતો. તેથી હા કહીને મનમાં વિચારવા લાગી, કે બિચારા નવ્વાબના માથે સો રૂપીઆની મફતની ચોંટી. નવ્વાબ સાહેબે હસ્તા મુખે કરણફુલ લાવવાનો ઇકરાર કર્યો અને ઘડીઆળ જોઇને કહ્યું. " સાડાપાંચ વાગી ગયા છે અને ડોકટર આવતા હશે માટે હવે હું રજા લઉંછું. " આ સાંભળી અંમા છણકો કરતાં ઉઠીને બોલ્યાં, " નવ્વાબ સાહેબ ! સાફ સાફ કેમ કેહતા નથી. કે ચાલ્યા જાવ. " આ જોઇ નવ્વાબ ના ના કહેતા રહ્યા પણ અંમા રસોડામાં ચાલ્યાં ગયાં. નવ્વાબ મિનિટ બે મિનિટના માટે મળેલા એકાંતના વખતથી ખુશી થઇને બોલ્યા—

" ગવહરજાન ! પંદર વીસ દીવસની જુદાઇમાં તમે મને નહીં ભુલો એવી આશા છે. પણ ગવહરજાન ! હું પંદર વીસ કેવી રીતે ગુજારીશ તેની ચિંતા થઇ રહી છે. ખેર તમોને મળવાની આશામાં ગમે તેમ કરીને ગુજારી દઇશ. અત્યારે એકાંતનો વખત મળ્યો પરંતુ હું એક એક મિનિટ કરતાં વધારે બેસી શકતો નથી." આ સાંભળી મેં નીચી નજરેજ ઉભા થઇને નવ્વાબના કોટનો છેડો પકડી લીધો અને ધીમેથી કહ્યું.

" થોડીવાર તો બેસો. "

" હાય ! અત્યારે તમારી છબી ઉતારવી જોઇએ. " નવ્વાબે આટલું કહી મને બાથમાં લઇ લીધી અને મારી પેશાની તથા ગાલ ઉપર ચુંબનો ઉપર ચુંબનો કર્યાં તે વખતે મારાથી પણ જે કાંઈ થઈ શકયું તે કર્યું. લગભગ દસ મિનિટ સુધી અમે બંને જણ બેફામ હાલતમાં રહ્યા અને બાદ લથડતા પગે નવ્વાબ સાહેબ મારી અંતઃકરણની અનેક દોઆઓ લેતાં ચાલ્યા ગયા.

# દોર ૨ જો.

## જુવાનીનો જોશ.



પેલા વાણીઆની જાનમાં ગઇ તો ત્યાં બે નવીન વાતો મારા અનુભવમાં આવી જે આ જગ્યાએ લખ્યા વિના રહી શકતી નથી. જ્યારે રાતના અગ્યાર વાગે મેહફિલમાં હું નાચવા માટે ઉભી થઇ ત્યારે મેહફિલનો રંગ બિલકુલ જામેલો ન હોતો, કેમકે મેહફિલમાંથી દર વખતે દસ દસ વીસ વીસ માણસો જમવા માટે આવતા જતા હતા તેથી મારો જીવ લાગ્યો નહી, અને હું મેહફિલ જામવા માટે સારી પેઠે નાચીને બતાવી રહી હતી, કે એટલામાં વરરાજાનો બાપ મારી પાસે આવીને ઉભો એટલે મારો જીવ ઉચાટ થઇ ગયો અને હું નાચવા ગાવાનું તથા બતાવવાનું પણ ભુલી ગઇ કેમકે વરરાજાના બાપનું બેડોળ

શરીર અને તેના ઉપર પરસેવામા તરબોળ બનેલું અંગરખું અને તેમાંથી આવતી વાસ, એ બધી વસ્તુઓ એવી હતી કે હું મારૂ ભાન ઠેકાણે રાખી શકી નહીં વળી તેનું પેટ એટલું મોહટું હતું કે તેને જોતાજ હું ધ્રુજવા લાગી. એટલામાં તેણે મારી પાસે ઉભા રહી, ઓડકારો ખાતાં તથા પોતાના પખાલ જેવા પેટ ઉપર હાથ ફેરવતાં મારી સામું જોયું તેથી હું લગાર પાછળ હઠી ગઇ, એટલે તે આગળ વધ્યો અને મારો હાથ પકડી બોલ્યો "બીબીજી ! બીબીજી ! એકાદ ભેંરવીનું ગાયન ચલાવો ભેંરવીનું, તેમાં બડી મઝા આવતી હેં" આ સાંભળતાંજ મારા રહ્યા સહ્યા હોશ ઉડી ગયા. કેમકે તે વખતે મેં બિહાગની ઠુમરી શરૂ કરી હતી અને તેને સારી પેઠે બતાવી તથા નાચીને ગાઇ રહી હતી કે તેમાં ભેરવીની ફરમાશ થઇ. તે વખતે બિહાગનો વખત હોવાથી બે વખતની ચીજ ગાતાં સારૂં લાગતું નહોતું અને વળી બેવખતતી ચીજ ગાવી કાયદા વિરૂદ્ધ હતી. પણ જો હું તેની ફરમાયશ પુરી ન કરૂં તો તે વરનો બાપ હતો. ઈનામ ઇકરામ આપવું તેના હાથમાં હતું, તેથી ભારે જંજાળમાં ફસી પડી, એટલામાં એક મેલાં લુગડાં પેહરેલો રસોઇઓ આવ્યો અને તે વરરાજાના બાપનો હાથ પકડી મેહફિલની બહાર લઇ ગયો. આ જોઇ મેં ખુદાતાલાનો આભાર માની ફરી ગાવું શરૂ કર્યું. તે મેહફિલમાં બીજા ત્રણ તાયફા હતા, તેથી એક ચીજ પુરી કર્યા બાદ મારો છુટકારો થનાર હોવાથી મેં જલદીથી ગાવા માંડયું અને ચાહતીજ હતી કે, તે ચોજ પુરી કરી પોતાની બેઠક લઉં, એટલામાં તો ફરી તે મોહટા પેટવાલો દેવ મારી પાસે આવ્યો અને પહેલાંની પેઠેજ મારો હાથ પકડીને બોલ્યો "બીબીજી ! ભેંરવી ભેંરવી, બીબીજી ! ભેંરવી ભેંરવી" આ જોઇ હું ફરી ગભરાટમાં પડી ગઈ. પરંતુ મારા ઉસ્તાદજીએ બહુજ ઝડપની સાથે મારા કાનમાં કહ્યું "કહી દે, કે શેઠજી હું ભયરવીજ ગાઇ રહી છું." આ સાંભળી મેં અચકાતાં અચકાતાં ઉસ્તાદજીએ કહેલા શબ્દો શેઠજીને કહ્યા. ભયરવી બિહાગ વીગેરે કોને કહે છે તે શેઠનું ભુત પણ જાણતું

ન હોવાથી તે આ સાંભળતાંજ ખડખડ કરતાં હસી પડયો અને ફરી પેટ ઉપર હાથ ફેરવી બોલ્યો "ભેરવીકા ગાયન હોનેસે તો બડી મજા આવતી હે, અયસા હમને ભી સુણ્યા થા, તો તમ ભેરવી ગાવને હો તેથીજ એટલા બધા સ્વાદ અને મઝા આવે હે" આટલું બોલી તે હસતો હસતો મેહફિલમાંથી ચાલ્યો ગયો. તેના જવા બાદ મને લગાર નિરાંત વળી અને ગમેતેમ કરી તે ચીજ પુરી કરી મારી બેઠક લીધી. એટલે બીજો તાયફો ઉભો થયો, પાછળથી મારા સાંભળવામાં આવ્યું કે, જેવી રીતે લગ્ન અને બીજા ખુશીના અવસરો ઉપર ભાંગ પીવામાં આવે છે તેવીજ રીતે આ શેઠે પણ ભાંગ પીધી હતી અને તેના દોસ્તોએ લગાર વધારે પાઇ દીધેલી હોવાથી આ વખતે તે તેના નિશામાં ચકચુર બનેલો હતો.

બીજી વાત આ છે કે ત્યાંની મસજીદનો એક મુલ્લાં મારા ઉપર આશક થઇ ગયો, તેનો કીસ્સો આવી રીતે છે, કે જ્યારે હું જાનમાંથી ફારેગ થઇ ત્યારે ત્યાંના કેટલાક માણસોની જીભે સાંભળ્યું કે અહીં એક જાગતા જોર પીરની દરગાહ છે, અને આ ગામમાં જે કોઇ તાયફો આવે છે તે પીરની દરગાહ ઉપર મુજરા માટે જાય છે. આ સાંભળી ઉસ્તાદજી મને પણ તે પીરની દરગાહ ઉપર લઇ ગયા. પીરની દરગાહની પાસેજ એક ખંડેર મસજીદ હતી અને તેની દીવાલ ભાંગી ગએલી હોવાથી મસજીદનો સઘળો ભાગ દરગાહમાંથી દેખાતો હતો. લગભગ સાંજના સમયે હું દરગાહમાં પહોંચી હતી. દરગાહમાં પોંહચીને મસજીદ તરફ જોયું તો મસજીદમાં નીલા રંગની લુંગી પહેરેલો એક એક મુલ્લાં ઉઘાડા શરીરે ઉભો હતો. તેના શરીરનો રંગ ઘઉં વર્ણનો અને હાથ પગ લગાર સારા હતા. પરંતુ તેણે પોતાનું માથું તદન બોડાવી નાંખેલું હોવાથી, પ્રદર્શનમાં જવા લાયક બની ગયો હતો; અને તેની દાઢીના વાળ એવી રીતે આસપાસ વિખરાઇને ઉડી રહ્યા હતા, કે જોતાં વેંતજ હસવું આવતું હતું. તેના હોઠ જાડા તથા મોટા

હોવાથી તદ્દન બેડોળ લાગતા હતા. પરંતુ કુદરતે જેવા બનાવ્યા તેવા ખરા. તેમાં તેનો કાંઇ ઇલાજ નહોતો, પણ તેણે પોતાની મુછોનો કચડઘાણ વાળવામાં સારી પેઠે ઉદારતા બતાવી હતી તેથી તેની છેક પાસે જઇને જોતાં મુછોની જગ્યા ઉપર માત્ર સુરમાની એક લીટી હોય તેવો ભાસ થતો હતો, જ્યારે હું દરગાહમાં પોંહચી ત્યારે તેણે મને જોઇ અને મેં તેને જોયો. મેં ગાવાનું શરૂ કર્યું તે વખતે તે વઝુ કરવા બેઠો, અને મોહટેથી ખંખારી ખંખારીને વઝુ કરવા લાગ્યો અને લગભગ અર્ધો કલાક સુધી વઝુ કર્યા બાદ એક સાદાં લુગડાંની ટોપી પેહરી મગરેબની અઝાન આપવા લાગ્યો. અઝાનનો સાદ સાંભળી અમોએ ગાવું બજાવવું બંધ કર્યું, અને સાઝ સામાન બાંધી ઉતારા ઉપર આવ્યા. રાતના આઠ નવ વાગ્યાના શુમારે તેજ મસજીદવાળો મુલ્લાં અમારા ઉતારા ઉપર આવ્યો એટલે અમોએ તેને માન અકરામની સાથે બેસાડયો. તેણે બેસતાંજ કહ્યુઃ—

"હું અત્યારે ચુપચાપ અને સંતાતો છુપાતો આવ્યો છું. માટે તમે ખુદાના વાસ્તે કોઇને મારા અહીં આવવાની ખબર ન આપજો."

આ સાંભળી મેં તેને ખાત્રી આપી તેથી તે રાજી થતાં બોલ્યો, "હું ગોડગાઉંનો રહેવાશી છું, મારા માબાપ નહાનપણમાંજ મરી ગએલાં હોવાથી હું દીલ્લીમાં આઠ દસ વરસ સુધી રહ્યો છું અને ત્યાંના નામચીન મોલવીનો શાગિર્દ છું."

"આપ અમો ગુનેહગારોને ત્યાં પધાર્યા તેથી ઘણીજ ખુશી થઇ." ઉસ્તાદજી બન્ને હાથ જોડી બોલ્યા, "પણ હુઝુરે અમો ગુનેહગારોને ત્યાં પધારવાની શામાટે તકલીફ લીધી ?"

"લાહોલ વલા કુવ્વત !" આ અરબી વાકયને સારી પેઠે કિરાઅતની સાથે અદા કરતાં મુલ્લાં બોલ્યો, "હું પોતે ઓછો ગુનેહગાર છું ! પણ કદાચ તકરારની ખાતર કબુલ કરી લઉં કે હું ગુનેગાર

નથી, તો એ કોઇપણ ઇન્સાનને હિકારતની નજરથી જોવું તે શરીઅતે હકામાં દુરૂસ્ત નથીં; અને વળી આપણા પાક મઝહબમાં જુઠું બોલવું ગુનાહે કબીરા હોવાથી સાચું કહું છું કે, હું તો દિલ્લીમાં પણ...... જાન ને ત્યાં જતો હતો અને તે બિચારી બીજે ત્રીજે મારી દાવત કરતી હતી."

"બેશક ! આપ જતા હશો" મેં કહ્યું "પણ હું તો મારાં બહુ મોહટાં નસીબ સમજું છું, કે આપના જેવા બુઝુર્ગ મારે ત્યાં પધાર્યા."

"બહુ મોહટાં નસીબ તો મારાં કે તમારા જેવી નાઝનીનના દિદાર કર્યા અને તમે મને પોતાની પાસે બેસાડ્યો." મુલ્લાંએ કહ્યું, "હમણા મગરેબની નમાઝ અદા કર્યા બાદ ખુદાબક્ષ લવારને ત્યાં દાવતમાં ગયો હતો, ત્યાંથી આવતી વખતે વિચાર આવ્યો, કે જે પરી જમાલે સાંજે નમાઝમાં ખલલ કરી છે, તેના દીદાર કરી આવું તો સારૂં એવા ઇરાદાથી આવ્યો છું."

"મી તરસમ અઝ ખરાબીએ ઇમાં કે મી બરદ
મેહરાબે અબરૂએ તો હુઝુરે નમાઝે મન"

આ શેરને પણ ઝિરાબતની સાથે પઢી મારી સામું જોઇને પુછયું:– "તમે આ શેરની મતલબ સમજ્યાં ?"

"હા, થોડું ઘણું સમજી."

"કહો જોઇએ ?"

"આપ અત્યારે ગુસ્સામાં ફરમાવી રહ્યા છો કે તારા જેવી ગુનેહગાર મસજીદની પાસે શામાટે આવી ? કેમકે તારા આવવાથી મારી નમાઝમાં ખલલ પડી ગઇ."

"આ સાંભળી મુલ્લાં પેટ પકડીને હસ્યો અને તે એટલે સુધી કે તેની દાઢીનો એક એક વાળ હાલી ગયો. તે બાદ તેણે કહ્યું.

"સાહબ! તમે બહુજ શોખીન છો. ખુદાતાઅલા તમારી ઉમરમાં તરક્કી આપે."

"મોલવી સાહેબ!" મેં કહ્યું "આપ મને નમાઝ રોઝા શીખવાડો તો બહુ મોહટો સવાબ થશે."

"પહેલાં તમે મારૂં ઇમાન ઠેકાણે લાવી આપો એટલે ફરી હું બધું શીખવાડી દઇશ."

"એટલે?"

"જુઓ સાહબ! શરીઅતે હક્કામાં નિકાહને અર્ધું ઇમાન લખેલું છે." મુલ્લાં લગાર થોભીને બોલ્યો "મેં જ્યારથી તમને જોયાં છે ત્યારથી મારો જીવ બેચેન બની રહ્યો છે તેથી દાઅવતમાં પેટ ભરીને ખાણું પણ ખાઇ શકયો નથી. મીઠા ચાવલની રકાબીમાંથી માત્ર પોણીજ રકાબી ખાધી છે અને પુલાવ પણ એકજ થાળ ખાધો છે. માટે જો તમે મારી સાથે નિકાહ કરી લ્યો તો સારૂં. મારી બધી બેચેની દુર થઇ જાય, મારૂં ઇમાન દુરસ્ત થઇ જાય, અને તમે પણ ગુનાહથી બચી જાવ...

"બસ મોલવી સાહેબ! ચુપ થાઓ" ઉસ્તાદજી વચમાં બોલી ઉઠયા "શરીઅતની વાતો કુંજડા કસાઇઓમાં જઇને બ્યાન કરજો, આ વાતો જો કદાચ ગવહરજાનની અંમા સાંભળી લે તો તમારી કમબખ્તીજ આવી જાય."

"મીયાં! ખાંસાબ! તમે શામાટે ગુસ્સે થાવ છો?" મુલ્લાં આંખો કાઢીને બોલ્યો "હું કયાં આમને નસાડી જાઉં છું?"

"મીયાં તમારૂં મોહડું છે કે........?" ઉસ્તાદજી ગુસ્સાથી બોલ્યા "પેહલાં નિકાહની વાત કરી અને હવે નસાડી લઇ જવાનો ઇરાદો પણ છે કે શું? ચાલો ઉઠો લાંબા થાવ, ચાલતી પકડો, અહીં તમારી દાળ નહીં ગળે."

મેં જોયું કે વાતવાતમાં કાંઇ ઝગડો ન થઇ જાય તેથી મેં ઉસ્તાદજીને કહ્યું "ઉસ્તાદજી! ખુદાના વાસ્તે માફ કરો, આ બિચારા જે કાંઇ કહે તે સાંભળી લો કેમકે સઘળો વાંક મારો છે. હું એમનાથી નમાઝ રોઝા માટે ન પુછતી તો આટલી બધી લાંબી વાત ન થાત; પણ હવે જે થયું તે ખરૂં."

"ગવહર! આ બધાં તારાંજ કૃત્યોનું પરિણામ છે. હું તો ઘેર પોંહચીને તારી માને કહી દઇશ કે આ છોકરી મારા કહેવામાં નથી."

હું ઉસ્તાદજીને હાથ જોડી સમજાવવા લાગી અને પેલો મુલ્લાં અરબી ભાષામાં ગાળો આપતો તથા બબડાટ કરતો ચાલ્યો ગયો એટલે મહા મુશ્કેલીથી ઉસ્તાદજી ઠંડા પડયા. આ વાત થઇ તેના બીજા દીવસે અમોએ કુચ કરી. રસ્તામાંએ ઉસ્તાદજીને સમજાવવામાં મેં કસર રાખી નહીં. પેહલાં તો તેઓ સારી પેંઠે ગુસ્સે થયા પણ ફરી બહુજ સમજાવવાથી નરમ થઇ ગયા. તે બાદ તેઓએ નીચલી વાત કેહવી શરૂ કરી:—

"તારા નહાનપણમાં આ મુલ્લાંના જેવાજ એક મુલ્લાં દિલ્હીમાં આવ્યા હતા પણ બુંદાજાને તેમને એવા બનાવ્યા, કે તેઓ આખી જીંદગી સુધી તે ભુલશે નહીં."

"શું, તેઓ પણ આ મુલ્લાંની પેઠે નિકાહ કરવા ચાહતા હતા?"

"તેઓ પોતાનો નિકાહ કરવા ચાહતા નહોતા પરંતુ તેમની એવી મરજી હતી કે, બધી તવાયફો નિકાહ કરીને ગાવું બજાવવું મુકી દે, પરદામાં રહે, ચરખો કાંતે, લોટ દળે, વાસણ કુસણ માંજે, બાલ બચ્ચાંનું પાલણ પોષણ કરે અને ઘરમાં રહેનારી ગૃહસ્થ સ્ત્રીઓની પેઠે બધી મજુરી કરે."

"વાહ! વાહ! એવા તો કોણ હતા? શું તેઓ દીવાના તો નહોતા થયા?"

" શીકારપુરના રહેવાશી હતા, હાફિઝે કુરઆન અને એક આંખે કાણા હતા. ભણેલા ગણેલા તો કાંઈ વધારે નહોતા પણ છોકરાઓને ભણાવી પેટ ભરવા ચાહતા હતા. પહેલાં તો તેઓ સાંજની વખતે ઘંટા ઘરની પાસે ઉભા રહી વાઅઝ કેહવા લાગ્યા. પણ પોતે જાહિલ હોવાથી કેટલીક એવી વાતો બોલી ઉઠયા, કે જેથી છોકરાઓ તાલીઓ બજાવીને પાછળ લાગ્યા એટલે તેઓએ ઘંટાઘર ઉપર આવવું મુકી દીધું, અને હિંદુઓનાં મંદીરો આગળ જઇને ઉભા રહેવા લાગ્યા અને જે કોઇ સ્ત્રી પુરૂષ મળતાં તેમની આગળ દેવ દેવીઓની બુરાઇ કરતા; જેથી ત્યાં પણ એક બે દીવસમાંજ સારી પેઠે ખોખરા થયા. તે બાદ તેઓ જુદા જુદા મહેલ્લાઓમાં વાઅઝ કેહવા માટે ફર્યા પણ કોઈ જગ્યાએ તેમની દાળ ગળી નહીં. તેથી છેવટે તેઓએ કસ્બીઓ અને ડેરાવાલી તવાયફોને વાઅઝ સંભળાવી પોતાનો ધંધો મુકી દેવા માટે સમજાવવાનો ઇરાદો કર્યો. આ ઇરાદો કરી તેઓ બુંદાને ત્યાં આવ્યા. ઉનાળાની મોસમમાં ચાંદની રાત્રે અગાસીમાં બે ચાર શોખીન ગ્રહસ્થ બુંદાજાનને ત્યાં બેઠા હતા જાણવામાં કોઇ કામસર હું પણ ત્યાં ગયો અને જેઉં છું તો ઉસ્તાદ મદારખાનનો ભાણેજ સિતાર બજાવી રહ્યો હતો. મદારખાનનું ખાનદાન સિતાર બજાવવામાં મશહુર છે અને તેમના ખાનદાનનો એક એક માણસ એવી સરસ સિતાર વગાડે છે કે કાંઇ તારીફ થઇ શકતી નથી, એક સુર બીજા સુરનો મુશતાક રહે છે. ટુંકમાં મદારખાનના ભાણેજે સિતાર બજાવી એક સમો બાંધી દીધો હતો. ફઝલુ ઉસ્તાદ તબલા બજાવવામાં તો પ્રખ્યાત છેજ. એટલે ફરી પુછવુંજ શું ? સિતાર બજાવનાર અને તબલા બજાવનારની સારી જોડી થઇ હતી. જેટલા સાંભળનારા હતા તેટલા બધા મસ્ત બનીને સાંભળી રહ્યા હતા. એટલામાં દાદરમાં કાંઇક ખખડાટ થયો. લાકડી ટેકવાનો સાદ પણ સંભળાયો અને તેની સાથેજ એક અંજાણ્યુ સાદ આવ્યો.

"અસ્સલામો અલયકુમ ! કાં સાહેબો આ ગુનેહગાર બંદો અંદર આવે કે ?"

અંદરથી કોઇ માણસ પુરો જવાબ પણ આપવા પામ્યો નહોતો કે પેલા મુલ્લા સાહેબ ખટ કરીને અંદર દાખલ થયા. તેમનો લીલા રંગનો સાયો, મેલો અમ્મામો, વાંસની લાકડી, માદરપાટનો ઉંચો પાજામો, ફાટેલા જોડા અને પગમાં પાટો બાંધેલો જોઇ બધા જણા સમજ્યા કે કોઇ ભીખારી હશે તેથી બેસવાની પણ સલાહ કરી નહીં પરંતુ તેઓ તો અંદર આવતાંજ બોલ્યા, "સાહેબો ! હવે તમારા શહેરમાં ખુદાનો ગઝબ ઉતરનાર છે. જુઓ અમે આઠ દીવસથી વાઅઝ કેહવા માટે ફરીએ છીએ પણ કોઇ સાંભળતું નથી અને કાલે તો એક ભલા માણસે કુતરૂં પણ કરડાવ્યું. અત્યારે અમોએ સાંભળ્યું કે બુંદાજાન બહુ મોહટી ખાનદાની બાઇ છે તેથી અમે તેના પાસે એવા ઇરાદાથી આવ્યા છીએ, કે ખુદાની કાંઇક વાતો બતાવીએ." આ સાંભળી બુંદાજાને મોહટા માનની સાથે તેમને પોતાની પાસે બેસાડયા અને એક નોકરને પંખો હલાવવા માટે કહી તેમના મીઝાજ પુછ્યા એટલે મોલવી સાહેબ બોલ્યા

"બુંદાજાન ! હરામકારી અને ગાવું બજાવવું મુકી દો. કેમકે આ બધી વાતો ખુદા તઆલાની મરજી વિરૂદ્ધની છે. માટે તેને મુકી દઇ નિકાહ કરી લ્યો."

"આપનું કયાંથી આવવું થયું ?" ત્યાં બેઠેલા ગ્રહસ્થોમાંથી એક ગ્રહસ્થ વચમાં બોલી ઉઠયા એટલે મોલવી સાહેબ લગાર ગુસ્સો કરીને બોલ્યા.

"તમને શી પંચાત ? જાણ્યામાં તમારી દાનત પણ ખરાબ છે."

"પણ કયાંથી આવવું થયું એ બતાવવામાં શી હરકત છે ?" બીજાએ પુછ્યું એટલે લાચાર બનીને બોલ્યા,

" અમારૂં વતન શરીફ શીકારપુર છે અને ત્યાંથીજ આવીએ છીએ."

" બસ, એટલુંજ પુછવું હતું. હવે આપની મરજીમાં આવે તે ફરમાવો."

" જે કાંઇ કહેવું હતું તે કહી દીધું, માત્ર બુંદાજાનના જવાબની વાર છે.

" મોલવી સાહેબ! ખુદા આપનું દીન અને દુન્યામાં ભલું કરે આપ ફરમાવોછો તેવીજ રીતે અમો લોકો હરામકારીમાં પડેલા છીએ" બુંદાજાને કહ્યું "પણ હવે તો આવી ખરાબ જીંદગીથી તદન કંટાળો આવે છે, માટે કાલે હું દસવીસ નામચીન તવાયફોને મારે ત્યાં બોલાવું અને તેમની રૂબરૂ આપ નિકાહનો વાઅઝ સંભળાવો ખુદાનું ચાહવું છે તો તેમના ઉપર અસર થઇ જશે? અને મહેનતની દાદ પણ મળશે માટે આપ કાલે સાંજે પધારજો પરંતુ ને પેહલાં તે તવાયફોના માટે વરોનો બંદોબસ્ત પણ આપ કરી રાખજો."

મોલવી સાહેબ આ વાત કબુલ કરી ત્યાંથી રવાના થઇ ગયા. બીજા દીવસે આખા શહેરમાં આ વાતનો ઢંઢેરો પીટયો અને સાંજરે બુંદાને ત્યાં આવ્યા. બુંદાએ પોતાની બધી સાહેલીઓને બોલાવી હતી અને મોલવી સાહેબની ગત બનાવવા માટે ચાર પાંચ દીલલગીબાઝ માણસો પણ આવી પહોંચ્યા હતા. એટલે સઘળાની વચમાં ઉભા રહીને મોલવી સાહેબે નિકાહનો વાઅઝ શરૂ કર્યો અને બેએક મિનિટ થઇ હશે, કે તવાયફોએ તથા બીજા માણસોએ ઉપરા છાપરી સવાલો કરી તેમને સારી પેઠે બનાવવા માંડયા. ચારે બાજુએથી તાળીઓનો સાદ સંભળાયો અને છેવટે દસેક મિનિટ સુધી બબડાટ કરી લાખો ગાળો આપતાં મોલવી સાહેબ ચાલતા થયા. બીજા દીવસે આખા શહેરમાં મોલવી સાહેબના વાઅઝનો શોરબકોર થઇ ગયો. આખા શહેરના છોકરા "પેલો તવાયફોનો નિકાહ, પેલો તવાયફોનો નિકાહ"ના

ઘુમઅરાડા મારતા તેમની પાછળ લાગ્યા તેથી છેવટે ગભરાઇને એ ત્રણ દીવસમાંજ મોલવી સાહેબ પોતાનું કાળું મોહડું લઇને દીલ્લીથીજ ચાલ્યા ગયા.”

ઉસ્તાદજીએ નિકાહવાળા મોલવી સાહેબની વાત પુરી કરતાં કહ્યું. “ગવહરજાન! ખુદાએ તમોને અયશ અશરત અને હુકુમત કરવા માટે દુનિયામાં પેદા કર્યાં છે માટે કોઈ પણ દીવસે મુલ્લનટાઓની વાતો સાંભળી નિકાહના વિચારને મનમાં જગ્યા આપવી નહીં; નહીંતો યાદ રાખો કે, ગ્રહસ્થ સ્ત્રીઓની પેઠે રાત દીવસ મજુરી કરવી પડશે. ગરીબ બિચારી ગ્રહસ્થીઓને કેટલાં બધાં સંકટો સહન કરવાં પડે છે? તે તેમનાજ મનથી પુછો તો જણાય, અને આપણા આ ધંધામાં રાત દીવસ અમનચેન અને આનંદ આનંદજ છે.”

મેં ઉસ્તાદજીની દરેક વાત ઉપર હાહા કહી, અને એમ કરતાં છેક રાતના અગ્યાર વાગે ઘેર ઉપર પહોંચી. સવારમાં ઉઠી તો તે શનીવારનો દીવસ હતો અને તેજ દીવસે મીરસાહેબે આવવાનો વાયદો કર્યો હતો. હું સવારના જરૂરી કામકાજથી પરવારીજ હતી, કે એટલામાં મીરસાહેબ કેટલીક ચોપડીઓ લઇને આવી પહોંચ્યા. હું પોતે મીરસાહેબથી મળી ખુરશેદ સંબંધી વાત કહેવાને તલપી રહી હતી એટલામાં તેઓએ પોતેજ કહ્યું.

“તમો તો જાનમાં સારી પેઠે રહ્યાં અને હું અહીં ખુરશીદના વિચારોમાં અર્ધો થઇ ગયો. હવે જોઉંછું તમો મારૂં કામ કરોછો કે નહીં? યાદજ નહીં રહ્યું હોય!”

“મીરસાહેબ! હું ભુલી જાઉં એવી નથી, પણ આપનું કામ બહુજ મુશ્કેલ જણાય છે પરંતુ હા આપે મોહડું મીઠું કરાવવાનું તો કબુલ્યુંજ નથી?”

“મીઠું મોહડું તો શું, પણ તમે જે કાંઇ કહો તે કરવા તૈયાર છું.”

"અને જો આપનું કામ અબઘડી કરી આપું તો ?"

"આખી જીંદગીના માટે ગુલામ બની જાઉં"

"મીરસાહેબ ! ધીરજ ધરો" મેં કહ્યું "જાનમાં જવા પહેલાંજ મેં આપનું કામ કરી રાખ્યું છે."

આટલું કહી નવ્વાબને ત્યાં મુજરામાં જવાની અને ત્યાંથી આવતી વખતે ખુરશીદથી થએલી વાતચીતની બધી હકીકત શબ્દે શબ્દ કહી સંભળાવી. જે સાંભળતાંજ મીરસાહેબ બેતાબ બનીને મારા પગો ઉપર હાથ મુકી આશિર્વાદ આપવા લાગ્યા એટલે મેં મારા પગો હઠાવી લેતાં કહ્યું:-

"હવે કહો જોઇએ ખુરશીદથી કયાં મળવા ચાહોછો ?"

"જ્યાં તમે કહો" મીરસાહેબે કહ્યું "અહીં ન બની શકે ?"

"બની તો શકે. પણ અંમાની રજાની જરૂર છે."

"તો આજે રજા લઇ લ્યો" મીરસાહેબ બોલ્યા. "અને આજે ભણાવવાનું નહીં બની શકે માટે ચોપડીઓ મુકી દો. અને ખુદાના વાસ્તે ખુરશીદથી મળવાનો બંદોબસ્ત કરી આપો."

"આપ નચિંત રહો."

"ત્યારે હું જાઉં છું."

"ભલે જેવી મરજી, પણ ફરી કયારે ?"

"કાલે સવારે."

આટલું કહી મીરસાહેબ ચાલ્યા ગયા. થોડીવાર પછી અંમા મારી પાસે આવ્યાં અને રસોડામાં ઉસ્તાદજી હતા તેમને "ઉસ્તાદજી જાવ પેલું કામ કરી આવો" કહી મને કેહવા લાગ્યાં,

"ગવહર ! તારા જવા પછી પેલા ડિપ્ટીસાહેબ મારી પાસે દરરોજ આવતા હતા, બિચારા બહુજ ભલા માણસ જણાય છે. આ ત્રીસ ચાલીસ રૂપીઆનું લુગડું પણ તારા માટે આપી ગયાં છે."

આટલું કહી એક લુગડાંની ગાંસડી ઉપાડી લાવ્યા જેમાંથી રેશમી તથા સુતરાઉ ફેન્સી લુગડાંના કટકાઓ કાઢીને મારી આગળ મુકયા; મેં તે લુગડાના કટકાઓને જોયા તો ઉંચી જાતના ઉમદા કકડા હતા. એ સિવાય એક વિલાયતી બુટની જોડ, એક ડઝન વિલાયતી કાંસકા અને પોયર્સ સોપનું બાકસ હતું. આ સામાન જોતાંજ મારી ખુશીનો પાર રહ્યો નહીં; દરેક વસ્તુને મોહટા ઉત્સાહની સાથે જોવા લાગી એટલામાં અંમાએ કહ્યું.

"આપણા ઘર સિવાય બીજાના ઘર જવાની ડીપ્ટીસાહેબે મારી આગળ કસમ ખાધા છે તેથી મે પણ તારી મુલાકાત કરાવી આપવાની હા ભણી છે. માટે ગવહર! તેઓ આવે તો તેમનાથી હસ્તા મુખે મળજે. વળી તેઓએ પોતેજ ખર્ચ આપવાનું કહેલું હોવાથી મેં અત્યારે ઉસ્તાદજીની સાથે તારા આવવાની ખબર મોકલાવી છે તેથી તેઓ બપોર સુધીમાં આવશે. નવ્વાબ કરતાં આ માણસ ઉદાર જણાય છે તેથી આપણને આગળ ઉપર સારો ફાયદો થશે માટે તું તેમનાથી મોહોબ્બતની સાથે મળજે. નવ્વાબ આપણે ત્યાં આવે છે ખરો, પણ હજુ તે કેટલા પાણીમાં છે તે હું પારખી શકી નથી, તેથી તેની પુરેપુરી ખબર મેળવ્યા બાદ જોઈશું; તેટલામાં તું ડિપ્ટીસાહેબનું દિલ હાથમાં લઈ લે. ખુદા ચાહશે તો તું સોનાના દાગીનાઓમાં લાલ પીળી થઈ જઈશ. માટે ગવહર! હું કહું છું તેના ઉપર પુરેપુરો અમલ કરજે. નહીં તો મને બીજી રીતે તને સમજાવવો પડશે."

"નહીં, અંમા! તમોએ મને જેવી રીતે કહ્યું છે તેવીજ રીતે કરીશ."

"અને હાં, મેં ડિપ્ટી સાહેબને આ વાત પણ કહી દીધી છે કે નવ્વાબમાં લગાર બાળક બુદ્ધિનો ભાગ વધારે હોવાથી તેઓને આ વાતની ખબર પડે તે મને પસંદ નથી. આ સાંભળી ડિપ્ટી

સાહેબે ઇકરાર કર્યો છે કે આ વાતની કોઇને ખબર પડવા નહીં દે, અને તે પણ એટલે સુધી કે તેમના ખાસ મિત્ર મીરઝા સાહેબને પણ અંધારામાંજ રાખશે. જો કે મીરઝા સાહેબને કોઇ કોઈ વખતે સાથે લાવશે પરંતુ તે વખતે મોહોબ્બત સંબંધી કાંઇ પણ વાત કરશે નહીં માટે ગવહર ! તું પણ આ વાતનો ખાસ ખ્યાલ રાખજે."

"ઇનશાઅલ્લાહ ! હું આપના કહ્યા પ્રમાણેજ કરીશ."

"અને ગવહર ! આ મીરસાહેબ તો કાંઇ સારા માણસ દેખાતા નથી, તેમનાથી કાંઈ લાભ પોંહચે એમ પણ જણાતું નથી માટે તેમનાથી વધારે મેલમીલાપ રાખવો નકામો છે."

"પણ મેં તો તેમની પાસે ભણવાનો ઇરાદો કર્યો છે અને તેઓએ ઉસ્તાદજીની પાસે કાંઇક શીખવાનો વિચાર કર્યો છે."

"ખેર ! તારી ઇચ્છા હોય તો કાંઇ પણ હરકત નહીં, પણ માણસ નકામા છે."

"અંમા ! તેઓ બિચારા બહુજ મુસીબતમાં પડેલા છે." ખુરશીદ અને મીરસાહેબના સંબંધની વાત યાદ આવી જવાથી મેં કહ્યું "અને ખરેખર તેમના ઉપર બહુજ જુલમ ગુજર્યો છે."

"કેવી મુસીબત ?"

"મારાથી એક ભુલ થઇ છે જો તમે માફ કરો તો કહું."

"કહે જોઇએ ?'

"મીરસાહેબ ખુરશીદને અને ખુરશીદ મીરસાહેબને ચાહતી હતી તેથી ઉસ્તાદ ચુન્નાખાન અને નથન તેમનાથી બળવા લાગ્યા એટલે તેઓએ મીરસાહેબના ઉપર પોંહચાઓ ચોરી જવાનો આરોપ મુકીને સારી પેઠે બદનામ કરી દીધા. તે દીવસથી તેઓએ ખુરશીદને ત્યાં આવવું જવું બંધ કરી દીધું. આ બધી હકીકત મીરસાહેબે મને કહી ખુરશીદથી એક વખત મેળવી આપવાનું કહ્યું. જે ઉપરથી મેં ખુરશીદને પુછ્યું તો તેનું દીલ પણ મીરસાહેબની તરફથી સાફ

જણાયું, તેથી હવે આપ રજા આપો તો એક દીવસે ખુરશીદ અને મીરસાહેબનો આપણે ત્યાં મેલાપ કરાવી આપું."

અંમાએ મારી આ વાત ઘણીજ ધ્યાનપુર્વક સાંભળીને ચુપકીદી ધારણ કરી. તેથી હું બીકથી ધ્રુજવા લાગી અને હમણા માર પડશે એવા વિચારથી અધીં થઇ ગઇ; પરંતુ તેઓએ થોડીવાર સુધી વિચાર કર્યા બાદ ઘણીજ એદીલીથી કહ્યું—

"ગવહર! આ વાત ઘણીજ પેચદાર છે પરંતુ મીરસાહેબ આપણા કહ્યા પ્રમાણે એક કામ કરવાની કસમ ખાય તો ફરી ખુરશીદથી મેળવી આપવામાં કાંઇ હરકત જેવું નથી. કાલે મીરસાહેબ આવે તો પેહલાં તેમને કસમથી બાધી લેજે અને ફરી ખુરશીદનો મેલાપ કરાવજે. જ્યારે તેઓ કસમ લેવા સંબંધી પુછે તો કહેજે કે હું તમને નવ્વાબ સાહેબની મુલાકાત કરાવી આપું તો તમે દરરોજ તેમની હીલચાલ ઉપર નજર રાખી દરેક વાતની બાતમી આપતા રહેજો. ગવહર! જો મીરસાહેબ આ વાત કબુલ કરી લે તો ફરી ઇનશાઅલ્લાહ ફતેહ છે."

"આપના કહ્યા પ્રમાણેજ કરીશ" અંમાની વાતનો આ જવાબ આપી હું ભારે સોચમાં પડી ગઇ. અંમા રસોડામાં ચાલ્યાં ગયાં તે બાદ અંમાની દરેક વાત ઉપર વિચાર કર્યો તો પોતાની નજર આગળ એક મોહટો ડુંગર ઉભેલો જોયો. ડિપ્ટીસાહેબ આવે તો તેમની સાથે મોહોબ્બતની વાતો કરવી સખતમાં સખત મુશ્કેલ કામ જણાયું. મારૂં દિલ અને રૂંવેરૂંવું નવ્વાબની શોધમાં હતું તો ફરી હું ડિપ્ટીસાહેબની સાથે પ્યારની વાતો કેવી રીતે કરી શકું? અને વળી પ્યારની વાતો પણ એવી રીતે કરૂં કે જેને ડિપ્ટીસાહેબ સત્ય સમજી લે. આ એક ન બનવા જેવી વાત હતી. વળી દિલમાં એવું પણ આવતું કે, ડિપ્ટી સાહેબ આવે તો તેમને સાફ કહી દઉં કે મને તો નવ્વાબ અખતર ઝમાનની સાથે મોહોબ્બત છે માટે તમારે મારી આગળ

પ્યારની વાતો કરવી નહીં, અંમાએ તમોને આશા દેખાડી હોય તો તેમની પાસે જાવ, મારાથી પ્યારની આશા રાખતા નહીં. વળી વિચાર આવતો હતો કે જો ડિપ્ટી સાહેબને મારા પ્રત્યે પ્રેમ નહોત, તો તેઓ મારા માટે આટલાં બધાં લુગડાં અને બીજી વસ્તુઓ શામાટે લાવત? નહીં, તેઓ મને જરૂર ચાહે છે અને મારા પ્રેમમાં પડેલા છે તેથી તેઓ આવે તો તેમની સાથે હસતા મુખે વાતચીત કરવી જોઇએ."

આવા જુદા જુદા વિચારોમાં હું લીન બની હતી, કે પોતાની મોજીજ મારા દિલમાં નવી ઉમંગે જન્મ લીધો અને તેથી વિચારવા લાગી કે મારી બધી વાતો ફોગટની છે. હું જે કાંઈ વિચારો કરીશ તે નકામા છે, કેમકે અંમાએ જે કાંઇ કહ્યું છે તે પ્રમાણે કર્યા વિના છુટકો નથી, માટે તેને એવી રીતે કેમ ન કરૂં કે જેથી અંમા પણ ખુશી થાય અને ડિપ્ટીસાહેબ પણ રાજી થઇ જાય. આ વિચાર આવતાંજ લગાર નિરાંત વળેલી જણાઇ અને ડિપ્ટીસાહેબ જલદી આવે એમ દિલ ચાહવા લાગ્યું. વળી આવી વાતોમાં કેવી મઝા પડે છે તેનો વિચાર કરી દિલમાં ને દિલમાં ખુશ થવા લાગી. ડિપ્ટીસાહેબ આવશે તો હું આમ બેસીશ, અને તેમ વાતો કરીશ, તેમને આવી રીતે પ્યારની વાત કહીશ વાગેરે તરંગોમાં લીન બની હતી, કે એકાએક નવ્વાબનો ખ્યાલ આવી જવાથી ચોંકી ઉઠી, દીલ ધડક ધડક થવા લાગ્યું. હાથ પગ ટાઢા પડી ગયા, ચેહરા ઉપર ઉદાસી ફરી વળી એટલામાં "ગવહર! રસોડામાં આવીને બેસ અને ગરમ ગરમ રોટલીઓ ઉતરતી જાય તેમ ખાતી જા" નો અંમાનો સાદ સંભળાવાથી હું ઉઠી અને રસોડામાં જઇને ખાવા બેઠી. હું ખાણું ખાઇને પાણી પીવાને ઉઠોજ હતી, કે એટલામાં ઉસ્તાદજી આવ્યા અને આવતાંની સાથેજ બોલ્યા, "ગવહર! હમણા ડિપ્ટીસાહેબ આવે છે. માટે જલદીથી તારી જગ્યા ઉપર જઇને બેસ." આ સાંભળી હું પાણી પીને મારી જગ્યા ઉપર જઇને બેઠી અને પાન ખાઇને મીરસાહેબની

લાવેલી ચોપડીઓને બેપરવાઇથી જોવા લાગી એટલામાં સીડીનું બારણું ઉઘડવાથી મને જણાયું કે ડિપ્ટીસાહેબ આવ્યા છે. પણ હું ચોપડીમાં મોહડું ઘાલીને બેઠેલી હોવાથી તેઓ એમજ સમજ્યા કે, તેમના આવવાની મને ખબર પડી નથી. તેથી તેઓ પહેલાં અંમાની પાસે ગયાં અને સલામ કરી. જેના જવાબમાં અંમાએ દોઆઓ આપી મારી પાસે આવવાનું કહ્યું એટલે તેઓ મારી પાસે આવ્યા જ્યારે તેઓ છેક મારી પાસે આવી ગયા ત્યારે હું ચોપડીઓને બાજુએ મુકી ઉભી થઇ ગઇ અને તેમને વચલા ગાવતકીયાની પાસે બેસાડી તેમની સામી બાજુએ હું બેસી ગઇ. ડિપ્ટીસાહેબે બેસતાંની સાથેજ મારાથી નજર મેળવીને કહ્યુ.

"અલ્લાહ, અલ્લાહ! હું તો આ ચંદ્રસમાન ચેહરો જોવાને તલપી રહ્યો હતો પણ ખુદાનો શુકર કે આજે મારી આશા પુરી થઇ."

"ખુદાનો શુકર ફરી કરજો પહેલાં પાન તો ખાઇ લ્યો" આટલું બોલી મેં પાન આપ્યું જે તેઓએ હસતા ચેહરે લઇને પોતાની આંખોએ લગાડયું અને તેને ચુંબન કરી ખાઇ ગયા. તે બાદ તેઓએ પોતાનો પ્યાર જાહેર કરતાં જુદાઇના રોદણા અને બેકરારીનું બયાન શરૂ કર્યું જે સાંભળતાંજ મેં ઠણકો કરતાં જવાબ આપ્યો,

"બસ રહેવા દો. નવ્વાબને ત્યાં મુજરો હતો તે દીવસે ચીઠી લખીને મારી ઉમંગોનો નાશ કરી દીધો અને હવે બેકરારીનું બયાન કરી રહ્યા છો. ભલા! એતો કહો, કે તમને ત્યાં કોની બીક હતી? અને જો તમે આમ લોકોથી બીહતા ફરશો, તો ફરી કોઇ માણસ તમારાથી કઇ આશાએ મોહોબ્બત કરે!" મારા આ છેલ્લાં વાકય ઉપર ડિપ્ટીસાહેબ નરમ ઘેંસ જેવા બની ગયા અને હાથ જોડીને બોલ્યા, "જો મને એવી ખબર હોત કે મારા લખવાથી તમને ખોટું લાગશે તો હું એમ કદીએ લખત નહીં."

"તમને નવ્વાબની બીક હશે?" મેં કહ્યું "પણ મને તો કોઇનીએ બીક ન હોવાથી તમારા સામું જોઈને સારી પેઠે ગાઇને બતાવવામાં લગારે કસર રાખી નહોતી,"

"બેશક! તે દીવસે તમે ગજબજ કર્યો, બધી મેહફિલની નજરો મારી તરફજ ચોંટી હતી."

"અને હાં. કહો તો ખરા, કે આપનાં બાઈજી કેવાં છે?" દુર્ગાપાતરનો યાદ દેવડાવતાં ચીડવવા ખાતર કહ્યું અને લગાર દુર ખસીને બોલી 'તવબા! તવબા! હું પણ ક્યાં આપની પાસે આવીને બેસી ગઇ! આપ તો બાઈજીના મળનારા, તેથી મારા બેસવાથી અભડાઈ જશો, માટે મારૂં દુર બેસવુંજ સારૂં,"

બસ, આ વાક્ય ઉપરતો ડિપ્ટીસાહેબ બિલકુલ લટ્ટુ બનીને બોલ્યા "ગવહરજાન! આ વાતોને મુકી દયો. હું તમારી અંમાની આગળ કસમ ખાઇને બંધાઈ ચુકયો છું માટે આવી વાતો ન કરો. મને બેહદ રંજ થાય છે. તમારા જેવી પરી પેકરને જોયા પછી બાઈજી તો શું, પણ હુરનો ખ્યાલે આવી શકતો નથી" તે પછી મને પોતાની પાસે બેસાડીને બોલ્યા, "તમારો કસમ ખાઇને કહું છું કે, હવે મને બાઈજી વાઇજી કોઈનો પણ ખ્યાલ નથી."

"ડિપ્ટીસાહેબ! માફ કરજો, હું તો અમસ્થી કહેતી હતી" મેં ડિપ્ટીસાહેબની પાસે બેઠક લેતાં કહ્યુ "ભલા! આપને મારો ખ્યાલ ન હોત તો આટલાં બધાં લુગડાં અને બીજી વસ્તુઓની શામાટે તકલીફ લેત? માશાઅલ્લાહ, બધી વસ્તુઓ સારી છે."

"અલહમ્દોલિલ્લાહ!" ડિપ્ટીસાહેબ ફુલણજી બનતા બોલ્યાઃ—"તમોએ મારી લાવેલી વસ્તુઓ પસંદ કરી એ, મારા માટે બહુજ ખુશીની બીના છે, પણ હવે તમે તેને જલદીથી સીવડાવી લો, કે હું તમને તે લુગડાં પેહેરેલાં જોઉં."

" અને હું આપને ક્યાં લુગડાં પેહરેલા જોઉં ? " મેં કહ્યું " ડિપ્ટી સાહેબ ! આ જાડાં ઇંગ્રેજી લુગડાં, જેવાં આપે પહેર્યાં છે તેવાં મને તો બિલ્કુલ પસંદ નથી. "

ડિપ્ટીસાહેબે ઇંગ્રેજી લુગડાં ન પહેરવાનો ઇકરાર કરતાં કહ્યું:– " હવેથી આવાં લુગડાં નહીં પહેરૂં. પણ તમે જેવાં પસંદ કરશો તેવાં પેહરીશ. જાણ્યામાં અત્યારે તમે મારાથી દુર દુર રહોછો તેનું પણ એજ કારણ હશે ? જો અત્યારે હું અચકન અને પાટલુન પેહરીને ન આવ્યો હોત તો આજનો દિવસ બરબાદ ન થાત, પણ હશે જે થયું તે ખરૂં ! કાલે જીંદગી છે તો આવાં લુગડાં પેહરીને નહીં આવું. " આટલું કહી ડિપ્ટીસાહેબે મારી ચોટલીના જમણી બાજુના આઠ દસ વાળ કાઢી મારા ગાલ ઉપર ફેલાવી દીધા અને ફરી નિશ્વાસ નાંખી બોલ્યા " હાય ! આવા મનહર ચેહરાના કુરબાન " હું શરમથી નીચી નજર કરીને બેઠી હતી તે આ સાંભળી વધારે શરમથી નીચી નમી ગઈ. અને નીચી નમી તો ક્યાં ? તેમના પગો આગળ ! ડિપ્ટીસાહેબે તરતજ મને પોતાની ગોદમાં લઇ લીધી, અને દિલ ખોલીને સારી પેઠે પ્યાર કર્યો. હું આવી રીતે ફસાઇ પડવાથી બોલી:– " બસ, સાહેબ રહેવા દો. કોઇ માણસને આવી રીતે દબાવી પોતાના મનની ઉમંગો પાર પાડવી અને તેના ઉભરાઓનો વિચાર ન કરવો એ પણ એક જાતનો જુલમ નહીં, તો બીજું શું ? " આ સાંભળતાંજ ડિપ્ટીસાહેબ બેતાબ બની ગયા. એટલામાં મને નવ્વાબની યાદ આવી જવાથી કલેજામાં ગુપ્ત ફટકો લાગ્યો. તેથી હું મારી બધી બેશરમી તજી ડિપ્ટી સાહેબની પાસમાંથી હઠીને બાજુએ બેસી ગઇ; એટલામાં અંમા આવી ગયાં જેમને જોઇ ડિપ્ટીસાહેબે કહ્યું " આપ આટલીવાર સુધી ક્યાં હતાં ? " તેઓએ આમતેમનો અમસ્થો જવાબ આપી મારી પાસે બેઠક લીધી, અને ફરી ડિપ્ટીસાહેબની આગળ તદન તુતે તુત જુઠા ગપ ગોળા ફેંકવા શરૂ કર્યા.

"જાનમાં જતી વખતે ગવહરે આપને બહુજ યાદ કર્યા હતા અને જ્યારથી આવી છે ત્યારથી પણ હજારો વખત યાદ કરી ચુકી છે. કોણ જાણે આજકાલની છોકરીઓ કેવી છે, કે બસ, જ્યાં કોઇથી જીવ મલ્યો, કે ફરી તેનીજ થઇ ગઇ. આપની લાવેલી બધી વસ્તુઓને સેંકડો વખત જોઇ ચુકી છે અને હમણાંજ મારી નજર બચાવીને દરેક વસ્તુને આંખોથી લગાવી રહી હતી. અમારા જમાનામાં તો એવું કાંઇએ નહોતું પણ હાલના બારીક જમાનામાં આવી છોકરીઓ થઇ છે. પ્યાર અને મોહોબ્બતને સંતાડી રાખવાની કાબેલીયતજ નથી."

ડિપ્ટીસાહેબ આ સાંભળીને ઘણાજ ફુલણજી બની ગયા અને ફરી મારી તરફ નજર કરીને બોલ્યા—

"એમને મારો આટલો બધો ખ્યાલ છે એ મારી બહુ મોહટી ખુશ નસીબી છે. આ બધી આપના જેવા બુઝુર્ગોની દોઆનીજ અસર છે."

"મારી ગવહર બીજીઓની પેઠે તડાક ભડાક નથી; પરંતુ ઘણીજ કમ બોલનારી તથા જેટલી વાત કરે છે તેથી દસગણો વધારે દિલમાં ખ્યાલ રાખનારી છે." આ સાંભળી ડિપ્ટીસાહેબે કહ્યું.

"હું પણ એવાજ માણસને પસંદ કરૂં છું અને હું પોતે પણ એવોજ છું." ફરી મારી સામું જોઇને બોલ્યા "ત્યારે આ હીસાબથી આપણે બન્ને એકજ સ્વભાવના જણાઇએ છીએ." આ સાંભળી મેં શરમથી નીચી ગરદન કરી લીધી. અને અંમા ત્યાંથી જવા લાગ્યાં એટલે ડિપ્ટી સાહેબે કહ્યું "મારે આપનાં સાથે કાંઇ વાત કરવી છે" આટલું બોલી તેઓ અંમાને લઇને દુર જઇને ધીમેથી વાતો કરવા લાગ્યા. પેહલાં તો મને તેમની વાતો ઉપર કાંઇ ખ્યાલ ન આવ્યો, કેમકે તે વખતે હું આ વિચારમાં પડી હતી કે, આજની આ વાતોનું કોણ જાણે કેવું પરિણામ આવે છે? પણ જ્યારે મેં નજર ઉઠાવીને જોયું તો અંમાના હાથમાં ડિપ્ટીસાહેબને નોટોનું બંડલ આપતા જોયા અને તેના જવાબમાં અંમાને આ બોલતાં

સાંભળ્યાં કે, " હમબાજ આટલી બધી શી ઉતાવળ છે ? ધીમે ધીમે થઇ રહેશે. દેર આહે દુરૂસ્તાહે ( દેર આયદ દુરૂસ્ત આયદ ) " આ સાંભળતાંજ મારા જીગરમાં ચિન્તાએ વાસો કર્યો, ચેહરા ઉપર ઉદાસી છવાઇ ગઇ. આ બન્ને જણ ખુશી ખુશી થઇ જુદા થયાં. અંમા રસોડામાં ગયાં અને ડિપ્ટીસાહેબ મારી પાસે બેસીને પ્યારની વાતો કરવા લાગ્યા; અને ફરી મારા હાથને પોતાના હાથમાં લઇ મારા હાથની વીંટીઓ અને છીલ્લાઓની તારીફ કરવા લાગ્યાં, તે પછી મારા કમીસના કફને ખોલી મારાં કાંડાંને ચુંબન કરી આંખોએ લગાડયાં, તે વખતે મને ઉસ્તાદજીની તે તરકીબ યાદ આવી ગઇ; જે તેઓએ નવાબના માટે બતાવી હતી. તેથી મેં તેમને કહ્યું.

" જે હાથમાં સાધારણ પોંચીઓ સિવાય ચુડીઓ, કાંકણીઓ અને કડાં નથી તે કાલા કાલા હાથને શું પ્યાર કરોછો ? અંમા તો દરરોજ કહે છે કે, તને કાંકણીઓ, કડાં વીગેરે બનાવી આપીશ પણ અત્યાર સુધી બનાવ્યાં નથી." આટલું બોલી મેં મારા હાથને ખેંચી લીધો આ જોઇ ડિપ્ટી સાહેબ પેહલાં તો લગાર થોભ્યા પણ ફરી બોલ્યા—

" ગવહરજાન ! ખુદા ચાહશે તો સઉ સારૂં થશે. તમારી અંમાએ બધી વાતો મંજુર કરી છે એટલે હવે ગભરાવાની વાત નથી." આ સાંભળી મને ઘણુંજ ખોટું લાગ્યું તેથી લગાર ગુસ્સાથી બોલી—

" અંમાને તો બસ પોતાનાજ હાથ ગરમ કરવાની ચિંતા પડેલી છે."

આટલું બોલી હું તરતજ અથકી પડી અને ફરી આળસ ખાઇ ગાવ તકીયા ઉપર માથું રાખીને ટેકાથી બેસી ગઇ. આ જોઇ ડિપ્ટી સાહેબ મગરૂરી ધરાવતાં બોલ્યા.

" કરૂગા મેંભી તેરા એકદી લહુ પાની
જો દમમેં દમ મેરે અય તેગે યાર બાકી હે "

આ શેર પઢી તેઓ મારી આગળ વધવા લાગ્યા. તે વખતે હું વિચારોના વમળમાં કયાંથી કયાં પોંહચી ગઇ હતી, અંમા અને અંમાની દરેક વાત ઉપર ગુસ્સો આવી ગયો હતો, ડિપ્ટી સાહેબનો ચેહરો ઝેર સમાન લાગતો હતો તેથી ડિપ્ટી સાહેબનો આગળ વધેલો હાથ દુર ખસેડી દઇ બુમ મારીને ખસી ગઇ. આ જોઇ ડિપ્ટી સાહેબે કહ્યું.

" શું, નવ્વાબ સાહેબ યાદ આવી ગયા કે ? "

" ડિપ્ટી સાહેબ ! બીજાનું નામ લેનારા તમે કોણ ? " મેં ગુસ્સાથી કહ્યું " તમોએ મને શું સમજી લીધી ? લગાર સીધા બેસો."

ડિપ્ટી સાહેબ આ સાંભળી અજાયબીમાં પડીને બોલ્યા " ખરેખર તમે તો ગુસ્સામાં આવી ગયાં ! "

તે વખતે મારા મનમાં તો આવ્યું કે, બેચાર એવી સંભળાવું, કે ડિપ્ટી સાહેબ દુમ દબાવીને નહાસી જાય; પણ તેઓ અંમાને કહી દેશે અને અંમા જુલમનો વરસાદ વરસાવશે એવો ખ્યાલ આવી જવાથી ગુસ્સાનો ઘુંટડો પી જઇ વાત ફેરવતાં બોલી.

" નહીં, હું તો આ કહું છું કે આપ નવ્વાબનું નામ ન લ્યો. અંમા સાંભળી લેશે તો ખોટું માનશે. કેમકે તેઓ નવ્વાબથી ચિડાય છે. રહી, મને હાથ લગાડવાની વાત; તો તેના માટે અત્યાર સુધી જે કાંઇ થયું તે ખરૂં. હવે તમે જ્યાંસુધી દુર્ગાપાતર અને તમારે શો સંબંધ હતો તે, તથા નવ્વાબને ત્યાં મુજરામાં તમે એટલા બધા દબાયલા કેમ રહ્યા હતા ? તેનું કારણ નહીં જણાવો ત્યાંસુધી તમારી સાથે દુરથીજ અલેક સલેક રહેશે. "

આ સાંભળી ડિપ્ટીસાહેબ હસી પડયા, અને મારા માથાંની કસમ ખાઇને નીચે પ્રમાણે સત્ય હકીકત કહેવા લાગ્યા—

" ગવહરજાન ! તે દીવસે જે મીરઝા સાહેબ મારી સાથે આવ્યા હતા તેઓજ મને દુર્ગાને ત્યાં લઇ ગયા હતાં, પણ પાછળથી તેઓએ

આવવું જવું બંધ કરી દીધું; કેમકે દુર્ગા તેમનાથી કાંઇ બીજીજ આશા રાખતી હતી અને તેઓ પોતે તો સુફી માણસ હતા તેથી તેઓએ મને આગળ ધકેલી પોતે આવવા જવાનું બંધ કરી દીધું. હું પણ લગભગ દસવીસ વખત એને ત્યાં ગયો હઇશ. તે પણ મીરઝા સાહેબના કહેવાથીજ તેની ખબર અંતર પુછવા ગયો હતો, તેથી કાંઇ વધારે થયું હોય તો તમે ચાહો તે કસમ ખાવા તૈયાર છું. મે કાલે એક માણસની જીભે સાંભળ્યું છે કે દુર્ગાએ મીરઝા સાહેબને પોતાને ત્યાં બોલાવ્યા હતા પણ આ વાત મારા માનવામાં આવતી નથી. મીરઝા સાહેબ પણ મારાથી મળ્યા નથી. નહીં તો તેમને પુછીને બધી હકીકત જાણી લેત."

"એતો થયું ! પણ નવ્વાબસાહેબથી આટલું બધુ છાનું મળવાનું કારણ ?" મેં પુછ્યું.

"ગવહર ! તે સબંધી ન પુછો." ડિપ્ટીસાહેબે કહેવાના અખાડા કરતાં કહ્યું "તેઓ મારા નહાનપણના મિત્ર છે તેથી તેમનો ભેદ ખુલ્લો થાય તે મને સારૂં લાગતું નથી."

"વાહ ! હું તો પુછ્યા વગર નહીં રહું. શું આપે ત્રીયાહઠ સાંભળી નથી ?"

"પણ ખુદાની કસમ ખાઇને કહો કે, હૂં તેમને નહીં કહું."

"હા, હવે કહો જોઇએ."

"અસલ વાત આ છે કે, ઘણા લાંબા સમયથી અખતરઝમાન તમારી બહુજ તારીફો કરતો હતો, અને જે દીવસે પેહલાં તમારે ત્યાં આવ્યો તે દીવસે તો તમારી તારીફોનાં દફતર ખોલીને મારા નાકમાં દમ લાવી મુકયો. ભોગજોગે તેજ સાંજરે અમોએ તમને પડીતના કુચા આગળ જોયાં. રાત્રે નવ્વાબને ત્યાં ખાવાની પાર્ટી હોવાથી અમે ત્યાં ગયા અને જ્યારે નવ્વાબની આગળ તમારા મન-

હર ચેહરાની દરેક નીશાનીઓ બયાન કરી ત્યારે તેને યકીન થઈ ગયું કે તે તમેજ હતાં અને અમને પણ પુરેપુરૂં યકીન જામી ગયું. કે નવ્વાબ જેની તારીફ઼ે કરતો હતો તેપણ તમેજ હતાં. બીજા દિવસે સવારે ખસુસ કરીને અમે તમારે ત્યાં આવ્યા. ત્રીજા પોહરે નવ્વાબ તમારે ત્યાં થઈને અમારી પાસે આવ્યો અને તમો તેને ચાહોછો એ વાત કહી પોતાનાં સદભાગ્ય ઉપર ખુશી થઇ રહ્યો હતો. તે વખતે અમે વિચાર કર્યો કે, જો તમારે ત્યાં આવવાની હકીકત અમે કહી દઈશું તો નવ્વાબ અમને દેખાડવાની જે ઇચ્છા ધરાવતો હતો તેમાં નાસીપાસ પામશે; તેથી અમે ચુપ થઇ ગયા અને ફરી તમને પેલી ચીઠી લખી. અખતરઝમાનની ટેવ એવીજ છે કે, મહિના બે મહિનાના માટે નવા માશુકનો ગુલામ બની જાય છે. પણ તે બાદ કાંઇએ મળે નહી. તેની આદત તદન આ મીસરાને મળતી છે.

આંધી કી તરાહ આઇ તબીયત જીધર આઇ

માટે ગવહરજાન! તમે તેનાથી ચેતતાં રહેજો. લગાર ખુબસુરત અને દેખાવડો હોવાથી રખે એની જાળમાં ફસાઇ પડતાં!"

ડિપ્ટી સાહેબની આ વાતો કેવી રીતે મેં સાંભળી તે મારૂંજ દિલ જાણેછે. તેઓએ બધી વાતો કસમ ખાઇને સાચી કહેલી હોવાથી મને તેના ઉપર ભરૂસો આવી ગયો. પરંતુ નવ્વાબના સંબંધમાં જે છેલ્લી વાત કહી હતી તે માનવામાં લગાર આનાકાની કરી રહી હતી અને તેમની દરેક વાતને દિલમાં સોચી રહી હતી. નવ્વાબની ચાલચલણ માટે શંકાને જન્મ આપું એ મારૂં દિલ કબુલ ન કરતું તેથી મેં ડિપ્ટીસાહેબની વાતોના જવાબમાં કહ્યુ—

"ખેર! બિચારો નવ્વાબ મારૂં શું કરી લેશે! મારે ને એને એવો ગાઢો સંબંધજ ક્યાં છે? પણ અત્યારે આપે જે જે વાતો કહી તેણે મારા મનમાં પેદા થએલી શંકાઓનો તોડ કરી દીધો તે માટે આભાર માનું છું."

હું અહીંજ સુધી કહેવા પામી હતી, કે તે દિવસે ડિપ્ટીસાહેબની ચીઠી લઇને જે છોકરો આવ્યો હતો તે હાંફતો હાંફતો અંદર દાખલ થયો અને ડિપ્ટીસાહેબને કહેવા લાગ્યો—

"હુઝુર ! આપના મામાસાહેબ આપની નોકરીની ખબર લાવ્યા છે તેથી ચારે બાજુએ આપની શોધ થઇ રહી છે. મને ખબર મળતાંજ હું અહીં દોડતો દોડતો આવ્યો છું માટે ચાલો."

આ સાંભળતાંજ ડિપ્ટીસાહેબ જવાને માટે ઉઠ્યા, એટલામાં અંમા પણ મુબારકબાદી આપતાં આવી પહોંચ્યા મેં પણ નીચી નજરોએ મુબારકબાદી આપી, જેનો એહસાન માનતાં ડિપ્ટીસાહેબ વિદાય થયા.

ડિપ્ટીસાહેબ ગયા તેને ચાર પાંચ દીવસ થઇ ગયા એટલે અંમાને ચેન પડ્યું નહીં, તેથી તેઓએ ઉસ્તાદજીને ડિપ્ટીસાહેબના ઘર ઉપર મોકલ્યા જ્યાંથી ખબર મળી કે, ડિપ્ટીસાહેબ, ડિપ્ટીકમીશ્નર ડીસ્ટ્રીકટમાં ગએલ હોવાથી તેમને મળવા માટે ગએલ છે, અને ત્યાંથી આવીને અમ્રતસરમાં તેહસીલદારના હોદ્દા ઉપર જશે. આ સાંભળી મને લગાર નિરાંત વળી. ડિપ્ટીસાહેબના જવા પછી મીરસાહેબ અને ખુરશીદની મુલાકાત થઇ ગઇ. અને આઠમે દસમે દીવસે મારા ભણાવવાના ટાઇમ ઉપર મુલાકાત કરવાનું મુકરર થઇ ગયું. જેથી મીરસાહેબ ઘણીજ ખુશીની સાથે મને ભણાવવા લાગ્યા. અને ત્રીજા પહોરે ઉસ્તાદજી તેમને શીખવાડવા જતા હતા. અને ચાર પાંચ દીવસમાં મીરસાહેબ સિવાય કોઇ આવનાર જનાર ન હોવાથી આખો દીવસ ફુરસત રહેતી હતી. ડિપ્ટીસાહેબે આણેલાં લુગડાં સીવવાને આપી દીધાં હતાં અને ઘણીજ તાકીદથી તૈયાર કરાવ્યાં હતાં. અંમા તથા ઉસ્તાદજીમાં ખાનગી વાતો વધી પડી હતી અને તેથી મારો જીવ ગભરાતો હતો. હું દર વખતે એજ વિચારમાં રહેતી હતી કે કોણ જાણે હવે શું થશે ? અંમ અને ડિપ્ટીસાહેબની તે દીવસની

વાતોનો જેમ જેમ વિચાર કરતી હતી તેમ તેમ નવ્વાબનો ખ્યાલ મજબુત થતો હતો; અને ધીમે ધીમે મને જણાયું કે, હું તો નવ્વાબની અમાનત છું. અને જો આ અમાનતમાં ખ્યાનત થઈ ગઈ તો ફરી હું નવ્વાબને શું મોહડું બતાવીશ ? એ ખ્યાલ આવતાંજ બીકથી થરથર ધ્રુજતી હતી. દરરોજ આવાજ વિચારોમા આખો દિવસ પસાર થતો હતો. એક દીવસે ત્રીજા પહોરે હું એકલી બેઠી હતી એટલામાં દાદર ઉપર નીચલો સાદ સંભળાયો.

“ અચો શેઠ અચો, હી, મકાન તાયફેજો આય.”

આ સાદ સાંભળી હું ભારે સોચમાં પડી ગઈ કેમકે મેં કોઈ દીવસે આવી ભાષા સાંભળી નહોતી તેથી ભાષા બોલનારા કેવા માણસો છે તે જોવાને માટે ઉભી થઈ ગઈ. તે વખતે અંમા અને ઉસ્તાદજી સોનીને ત્યાં ગએલા હોવાથી આખા ઘરમાં હું એકલીજ હતી. થોડી-વારમાં ચાર માણસો ઉપર આવ્યા જેઓમાં ત્રણ માણસ તો પચીસથી ત્રીસ વરસની વયના હતા અને એક આશરે સત્તર અઢાર વરસની વયનો હતો. જે સત્તર અઢાર વરસની વયનો હતો તે ગોરા રંગનો તથા હાથપગે સારો હતો; માથા ઉપર આશરે ત્રીસ ચાલીસ રૂપીઆની કસ્બી ટોપી મુકી હતી અને તે એટલી બધી વાંકી મુકી હતી કે, દૂરથી જોનારને ઉઘાડું માથું હોવાનું યકીન થતું હતું પોલકાં અને મડમોના લેંહગામાં જે ઝાલર લગાડવામાં આવે છે તે ઝાલરવાળી ઉંચી સુરવાળ અને તેના ઉપર એક નીચું પહેરણ પહેર્યું હતું અને પહેરણ ઉપર બસ્સો ત્રણસો રૂપીઆનો સદરીઓ અને તેમાં સોનાનો જાડો અછોડો લટકી રહ્યો હતો. હાથમાં હીરા તથા માણેકની ચારપાંચ વીંટીઓ તથા પહેરણમાં પોખરાજનાં બટન લાગેલાં હતાં. ટુંકમાં એટલુંજ કે, તે છોકરો હીરામાણેક અને સોના તથા કસબ, ટીંક ટીકીમાં લેસ થઈને આવેલો હતો; તેની સાથવાળા ત્રણે માણસો તેના જેવાજ ઘાટના સાદા લીબાસમાં હતા. જ્યારે તેઓ ચારે જણા ઉપર

આવ્યા ત્યારે મેં તેઓને અદબની સાથે સલામ કરી વચમાં બેસાડયા; અને હું સામી બાજુએ પાનદાનની પાસે બેસી પાન બનાવવા લાગી. આવી રીતે લગભગ પા કલાક ગુજરી ગયો પરંતુ તેઓ કાંઇ વાતચીત કરતા ન હોવાથી મને ભારે અજાયબી ઉપજી પણ પણ ફરી તેઓ ઉર્દું નહીં જાણતા હશે એવો વિચાર આવવાથી ચુપકીદી ધારણ કરી લીધી. અને પાન તૈયાર થઇ ગએલાં હોવાથી આપ્યાં. તે બાદ તેમાંથી એક લાલ સદરીઆવાળાએ કહ્યું, જે હું તેમનીજ સુરીયાની ઉર્દુમાં ઉતારી લઉંછું.

"હમેરે સેટ તમેરા ગાણા સુણનેકો આયે હેં વાસ્તે તમેરે ઉસ્તાદજીયુંકો બુલાવ." હું તરતજ તેમના કહેવાનો ભાવાર્થ સમજી ગએલી હોવાથી બોલી,

"મારી અંમા તથા ઉસ્તાદજી બહાર ગએલા છે તેથી તેઓ આવે ત્યારે તેમને કહેજો."

"બીબી! તમેરા નામ કયા હે?" કાળા સદરીયાવાળાએ પુછ્યું.

"મને ગવહર કહેછે."

"હમેરે મુંબાઇમેં ભી એક ગવહર હે."

"તો શું આપ મુંબઇના રહીશ છો?"

"મુંબઇકે તો નહીં પણ હમ લોગાં કાઠીયાવાડમેં ધોરાજી શહેરકે રહેણેવાલે હેં ઓર મેંમણ હેંગે." લાલ સદરીઆવાળાએ કહ્યું.

"ધોરાજીકા નામ તમને નહીં સુણ્યા હે?"

જો કે આ વાકયમાં મને પુરેપુરી સમજ પડી નહીં, તોપણ હું એટલું સમજી ગઇ કે તેઓ "તમે અમારા ગામનું નામ નથી સાંભળ્યું" એમ કહેવા ચાહતા હતા તેથી મેં કહ્યું,

"ના!"

"હમેરા ધોરાજી શહેર બડા શોખીન હે, ઓર વાં બડાબડા રંડી લોગ આવતે હેં, ઓર હજારોં રૂપીઆ પેદા કરતે હેં. ક્યા તમેરેકું ખબર નહીં હે?"

"જી ના, હું તો આજેજ સાંભળું છું."

"હમેરે લોગાં બોત કદરદાન હેં હજારોં રૂપીયે એક પલમેં દે દેતે હેં. યે હમેરે કાસુસેટ (પેલા છોકરાની તરફ ઈશારો કરતાં કહ્યુ) બી બડે શોખીન આદમી હેં અબી ઇત્તીજ ઉમરમેં હજારોં રૂપીયે દે દીયે હેં."

"બેશક! ખાનદાની માણુસો એવાજ હોય છે. અમે લોકો પણ એવાજ કદરદાનોના તાબેદાર છીએ."

"તમેરી ઉમર તો નની હે પણ બોલતે અચ્છે હો" પેલા કાસુશેઠે કહ્યું "હમ બી તમેરા નામ સુણકે આયે હેં."

આ વાકય ઉપર મને લગાર હસી આવી, પણ હસીને દબાવતાં બોલી,

"બહુ મોહટી મહેરબાની થઇ." મેં પુછ્યું "આપ દીલ્લીમાં શામાટે પધાર્યા છો?"

"હમેરા બેપાર હે ઓર યે આદમી હમેરે મુનીમ હેં."

"શાનો વ્યાપાર છે?"

"અનાજ ઓર કરીઆણેકા."

જો કે હું પાછલા શબ્દના અર્થ સમજી શકી નહીં પણ તે ફરીથી પુછવાના અખાડા કર્યા, એટલામાં ફરી પેલા કાસુશેઠ બોલ્યા—

"હમેરી એસી ખુસી હે, કે હમ તમેરેકું ધોરાજી લેજાવે."

"દાણા પાણી હશે તો આવીશ."

આ વાતો ચાલી રહી હતી એટલામાં અંમા અને ઉસ્તાદજી આવ્યા અને પારકા માણુસોને બેઠેલા જોઇ તેઓ પણ ત્યાંજ આવ્યા

અને સલામ કરીને બેસી ગયાં. એટલે મેં ઉસ્તાદજીને તેઓ ગાણું સાંભળવા આવ્યાં છે કહ્યું જે સાંભળી તેઓ બોલ્યા.

"હુઝુર! અત્યારે અમારે એક જગ્યાએ મુજરામાં જવું છે તેથી ગાણું સંભળાવવાનું બની શકે તેમ નથી પણ ઇનશા અલ્લાહ કાલે આપ પધારો તો મોહટી મહેરબાની."

"અચ્છા ઉસ્તાદજી! તમેરી એસી મરજી હે તો એસાહી સહી." આટલું બોલી તેઓ ચારે જણા લગાર ખાટા દિલે ઉઠયા અને પોતાની ભાષામાં કાંઇક બોલતાં બોલતાં ચાલ્યા ગયા. તેમના જવા પછી તરતજ અંમાએ ઉસ્તાદજીને કહ્યું,

"ગબ્બર માણુસો જણાય છે માટે લગાર ખબર તો કાઢો કે કયાં ઉતરેલા છે?"

ઉસ્તાદજી તરતજ નીચે ગયા અને અર્ધો કલાક પછી પાછા આવીને બોલ્યા–

"મેં બધું ઠેકાણું પુછી લીધું છે તેઓ પરમ દહાડે આવવાનું કહી ગયા છે, અને માણુસો ઘણા કામના દેખાય છે."

આટલું બોલી અંમાના ઇશારાથી ઉસ્તાદજી પાછા બાહાર ચાલ્યા ગયા. અંમાએ રસોડામાં જઇને પોતાના હાથે પાણી ગરમ કર્યું અને ફરી સીડીને સાંકળ દઇ મને બોલાવીને કહ્યું "લે લગાર માથું ધોઇ નાંખ." આ સાંભળી મને ભારે અજાયબી ઉપજી; કેમકે સાંજના પાંચ વાગી ચુકયા હતા. ઠંડીનું જોર હતું તો પણ હું લાચાર થઇ ઉઠી અને માથું ધોવા બેઠી એટલે અંમા પણ મારી પાસે આવીને મારૂં માથું ધોવા લાગ્યાં તે વખતે તેઓએ મારી સાથે એવી એવી વાતો કરી કે જે મારા કાનોએ કોઇ કાળે પણ સાંભળી નહોતી; અને હું અજબ થઇ રહી હતી કે તેઓ અંમા થઇને આ શું કહી રહ્યાં છે. અંમાની વાતો સાંભળીને આજની ગડબડની ખબર પડી

ગઇ અને તેથી મારૂં કલેજુ ધ્રુજવા લાગ્યું. જીગરમાં ચીંતાએ વાસો કર્યો અને મને સ્વપ્નામાં પણ આ વાતનો ખ્યાલ નહોતો, કે હું નવ્વાબ સાહેબની આમાનત છતાં અંમાની આગળ લાચાર બનીને જોતીજ રહી જઇશ. નવ્વાબ પણ ભુલાવામાં રહેશે અને ડિપ્ટીસાહેબ વચમાં કુદી પડી મારા જીગરમાં હોળી સળગાવશે.

સાંજના છ વાગ્યામાંજ ખાણું ખાઇ કરી બધા પરવારી ગયા અને ઉસ્તાદજીએ બીજા સાજંદાઓને મારી તબીયત ઠીક નહોવાથી આજે તાલીમ લઇ શકશે નહીં એવું બહાનું બતાવી જલદીથીજ વિદાય કરી દીધા અને રાતના આઠ વાગ્યામાં તો સફાચટ મેદાન થઇ ગયું. જે ઘર રાતના બાર-એક વાગ્યા સુધી તબલા સારંગી અને આ આ આ ના સાદોથી ગુલજાર બની રહેતું હતું તે મકાન રાતના આઠ વાગ્યામાંજ સુનસાન બની ગએલું હોવાથી સારૂં લાગતું નહોતું. લગભગ સાડાઆઠ વાગ્યાના શુમારમાં હું ઉદાસ ચેહરે મારા પલંગ ઉપર જઇને પડી તે વખતે પલંગની પાસેના ટેબલ ઉપર પાન, ફુલ, અત્તર તથા મીઠાઇ વીગેરે જોઇ મને આજની ગરબડ વિષે ખાત્રી થઇ ગઇ. હાય ! તે વખતે મારી હાલત કેવી થઈ હતી, તે કાંઇ બ્યાન કરી શકતી નથી. પલંગ ઉપર પડતાંજ મેં મારા દિલમા નવ્વાબની સાથે વાતો કરવા માંડી. તે વખતે હું નવ્વાબને હાથ જોડીને મનમાંને મનમાંજ વીનવી રહી હતી કે “ ખુદાના વાસ્તે તમે મારી તરફ શંકાની નજરે જોતા નહીં; હું તદન લાચાર છું, આજે જે કાંઇ કારસ્તાની થવાની છે તે બધી અંમાની મહેરબાની છે. તેઓએજ મને આ પ્રપંચની જાળમાં ફસાવી મારો શિકાર કરવાની પયરવી કરી છે. તો પણ જો તમે અત્યારે એકાએક આવી જાવ તો તમારી અમાનત સલામત રહી જાય; અને હું તમના પંજામાંની છુટી શકું છું. ” હું આવીજ વાતો કરતી કરતી રડવા લાગી અને રડતાં રડતાંજ નિંદ્રાવશ થઇ ગઇ. કોણ જાણે હું કયાં સુધી આવી હાલ-

તમાં પડી રહી ? પણ લગભગ સાડાદસ વાગ્યાના શુમારમાં મારા સુવાના રૂમનાં બારણાં બંધ થવાના ખડખડાટથી હું જાગી ઉઠી અને ઉઠીને જોઉં છું તો ડિપ્ટીસાહેબ બારણાં બંધ કરી મારા પલંગની પાસે આવી રહ્યા છે તે વખતે તેઓએ જુની ફેશનનો હિન્દુસ્તાની લિબાસ પહેરેલો હતો અને લુગડાંમાં એટલું બધું અત્તર નાખેલું હતું કે જેની સુગંધથીજ આખો રૂમ મહેકી ઉઠયો હતો, તેઓએ ગળામાં ફુલનો હાર પહેર્યો હતો અને આવી રીતે ભપકાબંધ બનીને મારા પલંગપર આવીને બેસી ગયા. હું તેમને મારી પાસે બેઠેલા જોઇ ધડકતી છાતીએ અને ધ્રુજતા શરીરે ઉઠીને બેઠી એટલે તેઓએ એક હાયકારો ખેંચી પોતાના ગળામાં પહેરેલો હાર મારા ગળામાં નાખી દેતાં કહ્યું; "ખરેખર કોઇ શાયરે આ શેર મારા માટેજ કહેલો લાગે છે કેઃ—

અય શમ્આ તેરી ઉમ્ર તબઇ હે એક રાત
રોકર ગુઝાર યા ઉસે હંસકર ગુઝાર દે

"ગવહરજાન ! કાલે સવારે દસ વાગ્યાની ગાડીમાં અમ્રતસર તરફ કુચ છે ફરી કોણ જાણે કયારે મેલાપ થશે, માટે આજે મને ખુશી કરવો ન કરવો તમારા હાથમાં છે."

પેહલાં તો છાતી અને શરીર ધ્રુજી રહ્યું હતું પણ આ સાંભળીને શરીરનું લોહી પણ ઉડી ગયું. પેશાના અને આખા શરીરમાં પરસેવાના ઝોબેઝોબ ફરી વળ્યા તોપણ લગાર હિમ્મતથી અચકાઇ અચકાઇને નીચી નજરોએ જવાબ આપ્યો.

"આપને નોકરી મળી ગઇ એ સાંભળી ઘણીજ ખુશી થઇ છે. અમ્રતસર દીલ્લીથી કાંઇ દુર નથી. આપ જ્યારે ચાહો ત્યારે રજા લઇને આવી શકોછો."

"ગવહરજાન! રજા મળવી સહેલ નથી તેથી કોણ જાણે હવે ક્યારે મેલાપ થાય છે"

"જો આપથી ન અવાય તો મનેજ ત્યાં બોલાવી લેજો." આ જવાબ મેં એટલા માટે આપ્યો કે ડિપ્ટીસાહેબ આજની રાતને જરૂરી ન સમજે અને આજનું કામ ફરી બીજા પ્રસંગ ઉપર મુકરર રાખે; પણ દિલ જે ચહાય છે તે થતું નથી. મેં ઘણાંએ ફાંફાં માર્યા અને ડિપ્ટીસાહેબને બહુએ સમજાવ્યા પણ છઠ્ઠીના લખેલા લેખ ટળ્યા નહીં. અને તેથી સવારમાં ઉઠીને જીગરનાં આંસુઓ કાઢી, રડતાં રડતાં મારે આ શેર પઢવો પડયો.

અસીર પંજએ ઓહદે શબાબ કરકે મુઝે
કહાં ગયા મેરા બચપન ખરાબ કરકે મુઝે

સવારમાં લગભગ અગ્યાર વાગે ઉઠી અને હાથ મોં ધોઇ કરીને પાન ખાવાને બેઠી તો બંગડીઓના કટકા નજરે પડી ગયા (જે, દાસીએ રૂમમાંથી વાસીદું વાળતી વખતે પલંગપરથી ઉપાડીને બહારના હોલમાં ફેંક્યા હતા) જે જોતાંજ રાતની વાત યાદ આવી ગઇ જેથી મારા જીગરમાં હોલવાયેલી હોળી પાછી સળગી ઉઠી, પરંતુ હવે શું થઇ શકે? જે થવાનું હતું તે તો થઇ ચુકયું. આખો દીવસ દીલગીરીમાં પસાર થઇ ગયો. ઘરના માણસોએ પણ મારી સાથે વાત કરી નહીં તેથી આખો દીવસ હું ચોરની પેઠે રહી. મીરસાહેબ ભણાવવાને માટે આવ્યા હતા પરંતુ મારી તબીયત ઠીક ન હોવાનું બહાનું કરી ઉસ્તાદજીએ બારોબાર વિદાય કરી દીધા હતા. તે બાદ તેઓ દરરોજ આવતા હતા પણ મને ભણાવીને તથા ખુરશીદની તારીફના બેચાર શબ્દો કહી ચાલ્યા જતા હતા. આવી રીતે ઘણા દીવસ પસાર થઇ ગયા. પણ એટલામાં પેલા કાસુશેઠ અને તેમના ગોઠીયાઓ ગાણું સાંભળવા માટે આવી પહોંચ્યા જેથી તેમની ફેન્સી વાતો તથા સંગીતથી અંજાણપણુ હોવા છતાં પણ પોતે મહા મોહટા સમજનારા

હોવાનો ડોળ વીગેરે જોઇ મારી દીલગીરીમાં ફેર પડવા માંડયો. કોણ જાણે કાસુશેઠ મારી કઇ વાત ઉપર ચીડા થઇ ગયા, કે જેથી અંમા તથા ઉસ્તાદજીને આ વાતની જાણ થતાં તેઓએ જોતજોતાંમાં તેમનું બસ્સો ત્રણસો રૂપીઆનું પાણી કરી નાંખ્યું, જેથી તેઓએ આવવું બંધ કરી દીધું એટલે ફરી તબીયત ગભરાવા લાગી. પણ આ વખતે અંમા તથા ઉસ્તાદજીએ ગાવા બજાવવામાં સખત મહેનત લેવા માંડી. જેથી ધીમે ધીમે ડિપ્ટીસાહેબવાળી વાત ભુલવા લાગી. મારે ત્યાં ગતે કોઇ ગાણું સાંભળવા આવે કે ન આવે તોપણ ઉસ્તાદજી અને તેમના ગોઠીયાઓ તાલીમ આપવાને બહાનેજ મને ગવાડતા હતા, જેથી પહેલાં તો લોકો નીચે ઉભા રહીને સાંભળવા લાગ્યા, પણ ફરી તેઓએ મારે ત્યાં આવવું શરૂ કર્યું. લોકોના આવવાથી અને મારૂં ગાણું સાંભળીને તારીફ કરવાથી મારા ઉત્સાહમાં વધારો થવા લાગ્યો, અને હું બધી વાતો ભુલીને ગાવા બજાવવાનીજ ધુનમાં રહેવા લાગી. આ ગઝલને આવી તરઝમાં ગાઇશ અને આ ઠુમરીને આવી રીતે બતાવીશ એવાજ વિચારોમાં રાતદીવસ પસાર થવા લાગ્યા. લોકો આવશે તો આવી રીતે બેસીશ, ફલાણી વાતો કરી તેમની પાસેથી પૈસા કઢાવીશ, પાન આવી રીતે આપીશ અને આમ અદાની સાથે સલામ કરીશ વીગેરે બાબતોના ઉલટ ફેરમાં રહેવાથી દીવસો કયાં પસાર થતા હતા તે જણાયું નહીં. નાચ મુજરામાં પણ લોકો બોલાવવા લાગ્યા અને ટુંક મુદતમાંજ મારી ગણત્રી પણ નાચ મુજરાવાળીઓમાં થઈ ગઈ, વળી મારી ગાએલી ગઝલો અને ઠુમરીઓ લોકોને એટલી બધી પસંદ પડી ગઇ કે, લોકો રસ્તામાંથી ગાતા પસાર થતા હતા. જે સાંભળી મારા આનંદનો પાર રહેતો નહીં, ખાસ કરીને આ ગઝલ તો બહુજ પ્રખ્યાત થઈ ગઈ હતી.

ફના કયસી બકા કયસી, જબ ઉસકે આશના ઠયરે
કભી ઇસ ઘરમેં આ નિકલે, કભી ઉસ ઘરમેં જા ઠયરે

ન ઠયરા વસ્લ કાશ અબ, કત્લહી પર ફયસલા ઠયરે
કહાંતક દિલ મેરા તડપે, કહાંતક દમ મેરા ઠયરે
સફેં આરાસ્તા હોને લગીં, જબ એહલે મેહશરકી
જમાકર એક ટુકડી હસરતોંકી હમ જુદા ઠયરે
તહે ખનજર ભી મુંહ મોડા, ન કાતિલકી ઇતાઅતસે
તડપનેકા કહા તડપે, ઠેહેરનેકા કહા ઠયરે
હકીકત ખોલદી આઇન એ, વેહદતને દોનોંકી
ન તુમ હમસે જુદા ઠયરે, ન હમ તુમસે જુદા ઠયરે
શબે વસ્લત કરીબ આને, ન પાયે કોઇ ખિલવતમેં
અદબ હમસે જુદા ઠયરે, હયા તુમસે જુદા ઠયરે
ઉઠો જાવો સિધારો કયોં, મેરે મુરદેપે રોતે હો
ઠેહેરનેકા ગયા વક્ત અબ, અગર ઠયરે તો કયા ઠયરે
**અમીર** આયા જો વકને બદ, તો સબને રાહલી અપની
હઝારોં સેંકડોં મેં દર્દી, ગમ એક આશના ઠયરે

---

નવ્વાબ સાહેબ લાહોર ગયા તો ત્યાંથી આવવામાં મહિનો દોઢમહિનો થઇ ગયો, પણ તેટલા અરસામાં મને તેમજ મારા ઘરમાં કોઇને પણ તેઓ યાદ આવ્યા નહીં. કેમકે નાચમુજરાની ધુન તથા તેમાં થતી આવકના લીધે નવ્વાબનો ખ્યાલ રહ્યો નહીં. મારા રંગરૂપમાં અને કદ વીગેરેમાં પણ હવે વધારો થવા લાગ્યો અને મઝાક મશ્કરીમાં પહેલાં કરતાં મારૂં દિલ વધારે લાગવા માંડયું. વળી આટલા દીવસમાં મેં એક નવી વાત આ પ્રામ કરી લીધી કે, કોઇ પણ માણસની સાથે વાત કરતી તો વાત કર્યા પેહલાં ગરદનને મચક આપી લટકો કરતી હતી. મારા મોંહડાં ઉપર મારા રંગરૂપ અને નાચ ગાણાની તારીફ કરનારાની મુલાકાતોથી, નાચમુજરામાં ખાતર બરદાશથી, મઝાક મશ્કરીની વાતોથી, સારામાં સારાં લુગડાં પહેરવાથી, ઉત્તમ પકવાનો જમવાથી, સાંજના બની ઠનીને ઠસ્સાબંધ બહાર ફરવા જવાથી મારામાં

પેહલાં કરતાં જમીન આસમાનનો ફેર પડી ગયો, અને તેથી દીવસ, ઇદ અને રાત શબેબરાતની પેઠે પસાર થવા લાગ્યાં. જ્યારે અંમાએ મારી આવી સ્થિતી જોઇ ત્યારે મકાનની ટાપટીપમાં પણ વધારો કરી દીધો અને મારા માટે બેચાર દરદાગીના પણ બનાવી આપ્યા. જેથી મારા ઉત્સાહમાં વધુ વધારો થતો ગયો.

નવ્વાબ સાહેબ લાહોરથી આવ્યા તો ફરમાવશોથી ભરપુર આવ્યા. જેથી તેમની સારી પેઠે ખાતર બરદાશ કરવામાં આવી, અને અંમાએ તેલ મારા અને કુંડા મોકલવાની તજવીજ કરી પણ જ્યારે નવ્વાબે પોતાનાં મકાન ઉપર મોકલવાનો ઇનકાર કર્યો ત્યારે અંમાએ અમારા મકાન ઉપરજ કરી દીધું. નવ્વાબ સાહેબ મારાથી મળ્યા તો તેમના આનંદનો પાર રહ્યો નહોતો. મહિનો દોઢમહિનો પંજાબમાં રહેલા હોવાથી ચેહરાના રંગરૂપમાં ઘણો વધારો થયો હતો, વળી જે કામ અર્થે ગયા હતા તે પણ પોતાની મરજી પ્રમાણે ફત્તેહ થએલું હોવાથી તેમની ખુશીનો પાર નહોતો. પેહલા દીવસેજ તેઓએ મારાથી મળતાં કહ્યું.

"ગવહરજાન ! હવે મને કોઇપણ વાતની ચિંતા રહી નથી. ખુદાતાલાના ફઝલો કરમથી મારી સઘળી જાગીર અને બીજી બધી માલમીલકત મારા સ્વાધિનમાં આવી ચુકી છે; અને એક ગામના માટે જે કેસ ચાલતો હતો તેનો ચુકાદો પણ મારાજ લાભમાં થયો છે, તેથી હવે મને કોઇની પરવા રહી નથી. આઠદસ દીવસમાંજ દીવાનખાનાને વિલાયતી ફરનીચરથી શણુગારીશ અને ફરી અયશો અશરતમાં જીંદગી પસાર કરીશ."

લાહોરથી આવ્યા બાદ નવ્વાબ સાહેબ દરરોજ ત્રીજા પહોરે મારે ત્યાં આવતા હતા, અને કલાક દોઢકલાક સુધી મારી સાથે પ્યારની વાતો કરતા હતા. જેથી હું પણ નવ્વાબસાહેબની સાથે સારી પેઠે હળી મળી ગઇ. અને આખો દીવસ તેમનાજ વિચારોમાં રહેવા લાગી.

તેઓ દરરોજ નવી નવી વસ્તુઓ ખાવા પીવાની લાવતા હતા. અંગુરની પેટીઓ, નારંગી, સંતરા, અનનાસ વીગેરે જાતના મેવા ઢગલે ઢગલા પડી રહેતા હતા. સર્વે જાતની મીઠાઇઓના કોઇ ભાવ પણ પુછતું નહોતું. ડિપ્ટીસાહેબ જે લુગડાં મારા માટે લાવ્યા હતા અને જેને અંમાએ આપની પધરામણીની ખુશાલીમાં મે સીવડાવેલાં છે એમ નવાબને કહ્યું હતું તે લુગડાં નવાબે ફેશન વિરૂદ્ધ જાહેર કરી, ઉમદા અતલસ અને રેશમી લુગડાંના બે જોડા બનાવી આપ્યા, તથા ખાસ બોસ્ટોકની રેશમી ગાદીવાળી સ્લીપરની બે જોડ લાવી આપી. ટુંકમાં એટલુંજ કે, થોડા દીવસમાંજ નવાબે મારી હાલતમાં બહુ મોહટો ફેરફાર કરી દીધો. અને પોતે પણ સારી પેઠે બની ઠનીને રહેવા લાગ્યા. જુની ડોગકાર્ટ અને વીકટોરીઆને કાઢી નાખી, નવી ઇંગ્લીશ બનાવટની વીકટોરીઆ તથા ડોગકાર્ટ ખરીદી હતી. બે વેલર ઘોડાની જોડી પણ ભારે કીંમત આપીને લીધી. નોકર ચાકરોમાં પણ વધારો કરી દીધો, અને આવી રીતે ઠરસાથો રહેવા લાગ્યા. બીજે ત્રીજે મારો મુજરો પણ થતો હતો. નવા નવા દોસ્તો થવા લાગ્યા. ઉજાણીઓ અને પાર્ટીઓ ઉડવા લાગી, અને એક અમીરો કબીરની પેઠે જીંદગી ગુજારવા લાગ્યા.

એક દીવસે દરરોજના નિયમ પ્રમાણે ત્રીજા પોહોરે નવાબ મારે ત્યાં આવ્યા, હું વચલા હોલમાં તેમની વાટ જોઇને બેઠી હતી; પરંતુ તેઓ આવતાંની સાથેજ સીધા અંમાની પાસે અગાસીમાં ગયા અને તેમના બાણુના ખાટલા ઉપરજ બેસીને ઘુસપુસ વાતો કરવા લાગ્યા. હું વાટ જોઇને બેસીજ રહી પણ તેઓ લગભગ સાંજ સુધી આવ્યા નહીં, તેથી મને બહુજ ખોટું લાગ્યું: અને જ્યારે સાંજરે તેઓ અંમાની પાસેથી ઉઠીને મારી પાસે આવ્યા ત્યારે મેં સીધીરીતે વાત પણ કરી નહી. જેથી તેઓ શરમાતા શરમાતા ચાલ્યા ગયા. તેજ સાંજરે ઉસ્તાદજી મને તાલીમ આપી રહ્યા એટલે અંમાએ ખુલ્લી રીતે

મારી સામે મારા અને નવાબના સબંધની વાત કરી, અને જોડા વીગેરેની રકમ તથા ઓળખાણ પીછાણ અને ભાઈબંધોના જમણ વીગેરેની વાતચીત કરવા માંડી તથા જમણવારના ખર્ચનો હિસાબ કર્યો. આ સાંભળી મારા દિલમાં ફરી હોળી સળગી ઉઠી. જો કે આ બધી વાતો મને હદથી વધારે આનંદ આપનારી હતી અને જેને સાંભળી મારી ખુશીનો પાર રહ્યો નહોંતો; પરંતુ તેથી ઉલટી રીતે હોળી સળગવાનું મુખ્ય કારણ પેલી ડિપ્ટીસાહેબવાળી વાત હતી. અને તેજ વાત મારી ખુશીને દિલમાં ફેરવી નાખતી હતી. તે દિવસ પછી હું નવાબની સાથે ખુલ્લીરીતે મળવા લાગી અને નવાબ પણ મારી સાથે ઉઘાડે છોગે મળવા લાગ્યા. ઉસ્તાદજી તથા અંમાએ પેહરો ચોકી કરવાનું કામ મુકી દીધું. બેચાર દીવસમાંજ આ સબંધની ખબર બીજી તવા-યફોમાં ફેલાઇ ગઇ. ખુરશીદે જ્યારે આ વાત સાંભળી ત્યારે તે મારી પાસે આવતી અને મશ્કરીઓ કરતી હતી. જે દીવસે ખુરશીદ ત્રીજા પોહોરે નવાબસાહેબની મોજુદગીમાં આવતી અને તે વખતે તે મને બનાવતી ત્યારે હું અંદર ને અંદર મનમાજ આનંદ પામતી હતી. તે દીવસો એટલા બધા આનંદમાં પસાર થયા કે, જ્યારે તેની યાદ થતી ત્યારે એક ઝીણી હાય નીકળી જતી હતી. દસપંદર દીવસ પછી જોડો તૈયાર થઇ ગયો અને એક શુભ દીવસ નક્કી કરી અંમા તથા ઉસ્તાદજીએ સઘળો સામાન તૈયાર કરી દીધો. ઘરમાં કઢાઇ ચઢાવવામાં આવી અને બધી ઓળખાણ પીછાણની નાત જાતવાળીઓ ભેગી થઇ. ખુરશીદે મારો ચોટલો ગુથ્યો, અને હાથ પગમાં મેંહદી લગાવી. મારી સઘળી સાહેલીઓએ આખી રાત ગાવા બજાવવામાં પસાર કરી. સાંજે નવાબસાહેબ વહેલાસર આવી ગયા હતા તેથી બધી જણીઓએ તેમને સારી પેઠે પજવ્યા અને તેજ શોરબકોર અને ખુશાલીના ધુમધરાડામાં નવાબ તથા મને, આખી રાત પસાર કરવી પડી, તે રાતના આનંદ, ખુશી અને હર્ષનું હું કાંઇ બયાન કરી શકતી નથી. નવાબ તો આનંદમાં સમાતાજ નહોતા, પરંતુ મારા

આનંદનોએ કાંઇ પાર નહોતો. અત્યાર સુધી હું એમજ સમજતી હતી કે મને એકલીનેજ નવ્વાબસાહેબ પ્રત્યે પ્યાર છે. પરંતુ આજની ગતના વર્તાવથી મને ખાત્રી થઇ ગઇ કે, નવ્વાબસાહેબ મારા ઉપર જેટલો પ્યાર રાખે છે તેટલો પ્યાર મારો નથી. હું તે રાતનું વર્ણન કાંઇ કરી શકતી નથી. પણ જો તેવીજ રીતે આખી જીંદગી પસાર થઇ હોત તો કેવું સારૂં થાત ?

સવારમાં ઉસ્તાદજી અને અંમાને મુબારકબાદી આપવા માટે લોકો આવવા માંડયા, નીચ લોકોનો હક આપવા તથા ઓળખાણ પીછાણવાળામાં હીસ્સા વહેંચવા કરવામાં અંમાને બપોર થઇ ગયા. આખો દિવસ બાપડી ખુરશીદ મારા શણગારમાજ ગુંથાએલી રહી અને જયારે હું બની ઠનીને તૈયાર થઇ ગઇ ત્યારે, બધા ભાઇબંધો અને તવાયફોની સામે મારી નાકની નથની કાઢીને કાંટો પહેરાવ્યો એટલે બધાએ મળીને મુબારકબાદીના ગીતો ગાયાં અને સઘળા હસી-ખુશીથી વિદાય થયા.

યાં ક્યી યાં અબ રેહને દો
આગે બાકી કેહને દો

દરમહિને બસ્સો રૂપીઆ ઉપરાંત નવ્વાબસાહેબ અમારી સેંકડો ફરમાયશો પુરી કરતાં હતા. ઇદ બકરીઇદ અને ખેલ તમાશા તથા મેળા ઠેળાનું બધું ખર્ચ આપતા હતા. તથા અમે જેવી રીતે રાજી રહીએ તેવી રીતે બધી ખાતર બરદાશ કરતા હતા. તેથી પાંચ છ મહિનામાંજ મારા ઘરની તદન કાયા પલટી ગઇ. ઉંચામાં ઉચાં ફરનીચર અને બિલ્લોરી સામાનથી મારૂં મકાન શણગારી દીધું હતું તેથી આખી ચાવડીમાં મારૂં મકાન પેહલા નંબરનું ગણાવા લાગ્યું. લુગડાંલત્તાં અને દરદાગીનાની ખોટ રહી નહીં. અયશ અશરતની બધી વસ્તુઓ તથા દરવખતે નવ્વાબની ખાતર બરદાશથી મારા રંગરૂપ અને ચેહરા મોહરામાં એટલો બધો ફેરફાર થઇ ગયો કે, જે માણસોએ

વરસ દોઢ વરસ ઉપર જોઈ હતી તેઓ મુશ્કેલથી ઓળખી
ા હતા. મારી ઉગતી જુવાની, ચેહરાની ચમક, દિલની ઉમંગો
રે જોઇ નવ્વાબસાહેબ દરવખતે આ શેર પઢતા હતા જે, મને
બહુ પસંદ હતો.

હર અદા મસ્તાના સરસે પાઉંતકે છાઇ હુઈ
ઉફ તેરી કાફિર જવાની જોશપર આઈ હુઇ

તે વરસમાં અમે ફુલવાળોના મેળામાં જે ઠાઠથી ગયા તે ખરેખર
ા લાયક હતો. કુતુબસાહબમાં બંગલાને જેવી રીતે અમોએ
ગાર્યો હતો તેવી રીતે આજસુધી ભાગ્યેજ બીજા કોઇએ શણગાર્યો
. તે મેળામાં સેંકડો માણુસોનાં મોંહડાંથી મેં પોતે સાંભળ્યું હતું
'નવ્વાબવાળી ગવહરે બધા બંગલાઓના શણગારને શરમમાં નાંખી
ા છે." એ સિવાય "નવ્વાબવાળી ગવહર' મારૂં નામ પડી ગયું
। હું તો ખુશી થતીજ હતી. પરંતુ નવ્વાબસાહેબ પોતે પણ ઘણોજ
ાનંદ પામતા હતા. કુતુબસાહબમાં, નફીરીવાળાને અમોએ ભારે
ાદ્દાઓ ઇનામમાં આપ્યા જેથી અમારી આબરૂમાં ઘણોજ વધારો
ગયો અને એવીજ બેચાર ઉદારતાની વાતો પ્રખ્યાત થઇ જવાથી
મારો ડેરો કાયમ થઇ ગયો.

હવે લગાર મીરસાહેબની હકીકત પણ સાંભળો! મારૂં ભણવું
ગણવું તો આવી નવી વાતોમાં પડવાથી નામનુંજ રહી ગયું હતું.
રંતુ બાપડા મીરસાહેબ દીવસમાં એક વખત તો જરૂર આવી જતા
ા અને બીજે ત્રીજે ખુરશીદ આવીને એકાંતમાં કલાક અર્ધો કલાક
લાકાત લેતી હોવાથી તેઓ ખુશી ખુશી રહેતા હતા. અને એજ
ાલચમાં અમારા ઘરનાં ઘણાં કામકાજ કરી આપતા હતા. મારા
ાને નવ્વાબના સંબંધને થોડાજ દીવસ ગુજર્યા હશે, કે એટલામાં
ંમાએ એવી બાજી રચી, કે જેથી મીરસાહેબ નવ્વાબસાહેબના

નાકના બાલ બની ગયા. પેહલાં તો ઉસ્તાદજી મીરસાહેબને ઘેર શીખવાડવાને જતા હતા, પરંતુ ફરી એવી બાજી રચવામાં આવી કે જેથી નવ્વાબસાહેબ પોતે પણ ઉસ્તાદજીની પાસે શીખવા લાગ્યા. જેથી મીરસાહેબ પણ નવ્વાબસાહેબને ત્યાંજ જઇને શીખી લેતા હતા. અંમાએ મીરસાહેબની મારફતે નવ્વાબની માલમિલ્કત અને જાગીરની બધી બાતમી મેળવી લીધી અને એક એવી યુક્તિ કરી કે, જેથી જાળમાં ફસીને નવ્વાબે ખુશી ખુશી થઇ પોતાનું બે હજાર રૂપીઆની કીંમતનું મકાન મારા નામ ઉપર કરી આપ્યું.

મકાન કબજે કરવાનો કીસ્સો આવી રીતે છે કે, એક દીવસ નવ્વાબના આવવાના વખતથી દશેક મિનિટ પહેલાં અંમાએ મને કહ્યું.

" તું અંદર જઇને મોઢું બનાવીને સુઇ રહે. "

" આમ સુઇ રહેવાથી શું થશે ?" મેં પુછ્યું.

" તે પુછવાની કંઇ જરૂર નથી. માત્ર હું જેટલું કહું છું તેટલુંજ કર. " અંમાએ કહ્યું " અને રડવાનો ડોળ કરી સારી પેઠે ધ્રુસકે ધ્રુસકે રડજે. "

" પણ કારણ તો કહો ! "

" બસ, હું કહું છું તે કર. "

આ સાંભળી હું અંદર પલંગ ઉપર જઇને ઓઢણામાં મોઢુ લપેટીને સુઇ ગઇ. ઉસ્તાદજી વચલા હોલમાં છોકરાંની પાસે પગ દબાવવા લાગ્યા અને અંમા મોઢું બગાડીને રસોડામાં બેઠાં. લગભગ ચાર વાગ્યાના શુમારમાં નવ્વાબ આવ્યા તો બનતો શણગાર સજીને હું તેમને માન આપવા દાદર સુધી ગઇ, અને નતો ઉસ્તાદજીએ છેક નીચે નમીને ફરશી સલામ કરી, નતો અંમાએ દોઆઓ આપી. જેથી તેઓ બહુ મોહટી અજાયબી અંદર આવતાંજ બોલ્યા.

" કેમ ! આજે છે શું ? આમ બધાં ચુપાચુપ કેમ છો ? "

આનો જવાબ અંમા સિવાય બીજું કોણ આપે ? પરંતુ તેઓએ નવાબના સવાલનો કાંઇએ જવાબ ન આપતાં મને સારો પેઠે ગાળો દીધી અને ફરી વચલા હોલમાં આવી ઉસ્તાદજીને ઉઠાવ્યા અને મને પણ બેચાર હાંકો મારી. આ તાલ જોઈ ફરી નવાબે કહ્યું.

" કાંઈ કહેશો ! આજે છે શું ? " ફરી ઉસ્તાદજી કે જેઓ આંખો મસળતાં મસળતાં આળસ ખાઈ રહ્યા હતા તેમને કહ્યું "ઉસ્તાદજી ! ખેર તો છે ? "

" જી, હુઝુર ! લગાર અમસ્થોજ સુઇ રહ્યો હતો. "

ઉસ્તાદજીએ ઘણીજ બેપરવાઇ અને અજાણપણાથી જવાબ આપ્યો. તે બાદ અંમાને ફરી નવાબે પુછ્યું તો તેના જવાબમાં અંમાએ કહ્યું.

" નવાબસાહેબ ! ખુદા આપને સલામત રાખે, આપે તો ગવહરના મિજાજને તદન બગાડી નાંખ્યો છે. હવે તેના વિચારો તો અમીરી બની ગયા છે તેથી તે અમો લોકોમાં રહેવા લાયક નથી. " ફરી મને બુમ પાડતાં કહ્યું, " લે ચાલ, બહાર આવ ! અંદર ક્યાં સુધી રડતી રહીશ ? "

આ સાંભળી નવાબ ગભરાઇને અંદર દોડી આવ્યા અને મને પ્યાર કરીને કાંઇ પુછવા ચાહતાજ હતા, કે મેં તેમના ખભા ઉપર હાથ મુકીને રડી દીધું અને ફરી તેમના સમજાવવાથી નિશ્વાસ નાંખતી તથા હાકારા ભરતી બહાર આવીને બેઠી. એટલે નવાબે અંમાને પુછ્યું.

" હવે આ ભેદ કહો તો કાંઇ ખબર પડે. "

" હુઝુર ! હું તો સો વાતની એક વાત જાણુંછું. " અંમાએ કહ્યું " ગવહરનો મિજાજ હુઝુરેજ બગાડ્યો છે. તો હવે હુઝુર પોતેજ એના મિજાજને પુરા પડે. અમે તો આવી મિજાજીથી ધરાઇ ગયા. "

" એટલે કાંઇ ખુલાસો કરશો કે નહીં ? કાંઇ કહેશો કે નહીં ?"

"કેમ નહીં કહું ! આપને નહીં કહું તો કોને કહીશ ?"

અંમાએ ખુશામદથી બનાવટ કરતાં કહ્યું "વાત બીજી કાંઇ નથી, પણ માત્ર એટલીજ છે કે, આજે ઉસ્તાદજીએ બહારથી આવીને ચણગારી મુકી, અને કહ્યું કે બઢીઓના કટડામાં પેલી હયદરજાને એક મકાન ખરીદ કર્યું તેના દસ્તાવેજ ઉપર આજે શાખ કરવા હું પણ ગયો હતો. બસ આ સાંભળતાંજ ગવહર હઠ લઇને પડી છે; અને ત્યારથી કહેછે કે હવેથી હું પણ આ ઘરમાં નહીં રહું. કેમકે પેલી પન્નાજાને ઘર લીધું, આબાદી પહેલાંથીજ ઘરના ઘરમાં રહે છે, નસીબન કુતરાવાળીએ પણ ઘર લીધું, પરંતુ એ તો ખેર. પણ આજકાલની આવેલી હયદર પણ ઘર રાખે અને હું ભાડાની મેડી ઉપરજ રહું ! બસ મારે નથી રહેવું. આવી નકામી હઠ લઇને સવારથી પડી છે માટે હવે તો ખુદા હુઝુરને સલામત રાખે. આપ પોતેજ એને સમજાવો."

"હયદરનો સંબંધ કોની સાથે છે ?" નવ્વાબે પુછ્યું.

"એક પંજાબી વેપારી સાથે. કોણ જાણે એનું નામ શું છે !" ઉસ્તાદજીએ જવાબ આપ્યો.

"બસ એટલાપરથીજ તો ગવહરે હઠ લીધી છે" અંમા બોલ્યા "અને તેથીજ કહી રહી છે કે, આજકાલના આવેલા અને પાઇ પાઇમાં સુઇદોરો વેચનારા પોતાની મળનારીને મકાન આપે અને હું એક આલીખાનદાન નવ્વાબની મહેબ્બતનો દમ ભરૂં તો ભાડાના મકાનમાં રહું ?"

અંમાનું આ ધતિંગ સાંભળી નવ્વાબની દાઝ ખાતાં મેં કહ્યું "હું ક્યાં કહું છું કે હમણાંજ મકાન ખરીદી આપે, પણ મેંતો આ ચાવડીની મેડી ઉપર રહેવાના સોગન ખાધા છે અને મનમાં પાકો ઇરાદો કરી લીધો છે કે મેડી ઉપર ન રહેતાં મકાનમાંજ રહીશ. ફરી ભલેને તે ભાડાનુંજ કેમ ન હોય!!"

"લ્યો સાહેબ! આ વળી નવોજ બુટ્ટો ઉઠાવ્યો" ઉસ્તાદજી લગાર બગડીને મારી તરફ આંખો કાઢતાં બોલ્યા "બેગમસાહેબ માટે ભાડાનું મકાન શોધતા ફરો, કે જેથી લોકોને ખાત્રી થઈ જાય કે નવ્વાબસાહેબ સાથે લડાઈ થઈ અને બીસાહેબા મુફલિસ બની ગયાં છે. તેથી મેડીનું ભાડું ન આપી શકતા હોવાથી ભાડાના મકાનની શોધ ચલાવી રહ્યા છે." મારા તરફ જોઈને કહ્યું "ગવહર! આવાં અપશુકનના શબ્દો કહેતાં શરમ નથી આવતી?"

"ઉસ્તાદજી! આ રાંડ એવીજ છે." અંમા ગુસ્સાથી બોલ્યાં "પોતે શું કહી રહી છે તેનું પણ ભાન નથી."

"એમાં તો વળી શું મોહટી વાત છે? કે આપ લોકોએ નકામી બકબક શરૂ કરી દીધી" નવ્વાબસાહેબે ઉસ્તાદજી અને અંમાને શાંત પાડતાં કહ્યું "મારૂં એક મકાન બિલ્લીમારોના મહોલ્લામાં છે, તે જો ગવહરજાનને પસંદ પડે તો અબઘડી ખાલી કરાવી આપું."

"જ્યાં પેલા તારકશનું કારખાનું છે?" ઉસ્તાદજી ખુશી થતાં બોલ્યા.

"હા તેજ." નવ્વાબસાહેબે કહ્યું "તમોએ કયારે જોયું?"

"એક દીવસે હું ગયો હતો તો ત્યાં આપને ઉભેલા જોયા હતા." ઉસ્તાદજીએ મારી તરફ જોઈને કહ્યું:– ગવહર! ખુદાના સોગન મકાન એવું સરસ છે કે તું ખુશ ખુશ થઈ જઈશ."

"લે હવે તારી હઠ પુરી થઇ. ઉઠ નવાબ સાહેબને સલામ કર."

અંમાના કહેવાથી મેં નવ્વાબસાહેબને સલામ કરી એટલે ફરી અંમાએ નવ્વાબસાહેબને કહ્યું "હુઝુર! આટલી મહેરબાની ન કરતા તો કોણ જાણે આની હઠ કયારે પુરી થાત! સવારથી ધુમ મચાવી મુકી હતી."

આ વાતચીત પુરી થવાના આઠ દસ દીવસ પછી સારાં શુકન જોઇને અમે નવ્વાબસાહેબવાળા મકાનમાં રહેવા ગયાં. નવ્વાબસાહેબે

તે મકાનનું વેચાણખત વીગેરેની પણ ગોઠવણ કરી આપી અને અમે હસી ખુશીથી નવા મકાનમાં રહેવા લાગ્યાં.

મીરસાહેબે આ મકાનમાં પણ આવવું જારી રાખ્યું હતું, પરંતુ લગાર ઉદાસ રહેતા હતા. કેમકે આ મકાનથી ખુરશીદનું ઘર દુર પડતું હતું તેથી તે બીજે ત્રીજે આવી શકતી નહોતી વળી એક બે વખતે એવું પણ થયું કે, તે આવી તો મીરસાહેબ ન મળ્યા, અને મીરસાહેબ આવ્યા તો ખુરશીદ ન મળી. તેથી મીરસાહેબ પહેલાંની પેઠે પ્રફુલ્લિત દેખાતા નહોતા. જ્યારે પણ મીરસાહેબ આવતા ત્યારે તેમનો કાયદો હતો કે ખુરશીદનીજ વાતો કરતા હતા અને તે પણ તારીફથી ભરેલી અને ચુન્નાખાનની બુરાઇઓ કરતા હતા. પરંતુ એક દીવસે આવ્યા તો પોતાના કાયદા વિરૂદ્ધ મારાથી મોહોબ્બત કરવા લાગ્યા, અને મારા મનહર ચહેરા અને સુંદર લિબાસની તારીફમાં પણ એક બે શબ્દો કહી ઠંડો નિશ્વાસ નાંખીને બોલ્યા " અફસોસ ! નવ્વાબસાહેબના સબબથી હું તમારી સાથે હસી ખુશીથી વાત પણ કરી શકતો નથી. " આ સાંભળતાં મને બહુજ ખોટું લાગ્યું અને મનમાં આવ્યું કે મીરસાહેબના હાથને તરછોડી સારી પેઠે ખોખરા કરી નાખું, પણ ફરી વિચાર આવ્યો કે, મીરસાહેબની મારફતે પોતાની મતલબ પાર પડતી હોવાથી અંમા તેમની બહુજ ખાતર બરદાશ કરે છે તેથી હું જો તેમને ગાળો વાળો આપીશ તો ફરી અંમા મારી ખબર લઇ નાંખશે. આવો વિચાર કરી મેં બનાવટથી હસતાં હસતાં કહ્યું " કાં, મીરસાહેબ ! આપ શું દીવાના તો નથી થયા ? ખુરશીદમાં કીડા પડી ગયા કે આપને બીજીની સાથે હસવા બોલવાની જરૂર પડી ? "

" ગવહરજાન ! તમે તો દરવખતે મશ્કરી કરોછો. ભલેને ફરી બીજાના જીવ ઉપર પણ કેમ ન બની જાય ? "

" ત્યારે શું ખુરશીદને બોલાવી મંગાવું ? "

"ફરી તેજ વાત! ખુદા વાસ્તે તેનું નામ ન લ્યો મારા તનબદનમાં આગ લાગે છે."

"ઓહો! એટલું બધું!" મેં અજાયબીથી પુછયું "તે દીવસે તો આપ ખુરશીદની સાથે પ્યારની વાતો કરી તેના પગ ઉપર માથું મુકતા હતા અને આટલા દીવસમાં આ શું થઇ ગયું?"

"હવે ખુરશીદ અને મારૂં મળવું કયામતમાં થશે."

"કાંઇ કહેશો? કે બસ અમસ્થાજ બોલ્યા જશો!"

"મને શરમ આવે છે" નીચી નજરો કરતાં મીરસાહેબ બોલ્યા "કાલે રાત્રે પેલો બદમાશ નથન મળ્યો હતો, તેણે મને જોતાંજ બેચાર ગાળો આપી અને ફરી કહ્યું કે, અમને બધી ખબર પડી ચુકી છે હવે ખુરશીદ ગવહરના મકાન ઉપર પગ મુકે તો પહેલાં તેના જીવની ખેર નથી. આટલું કહી તે બદમાશે મને દસવીસ ગાળો આપી, અને તમો લોકોને પણ સારીપેઠે અપશબ્દોથી યાદ કર્યા."

"અને આપ કાંઇપણ બોલ્યા નહીં?"

"બદમાશની વાતોનો જવાબ આપવો અકલમંદનું કામ ન હોવાથી હું તેની ગાળો સાંભળીને ચાલ્યો આવ્યો."

"બેશક! એવુંજ ઘટારત હતું." મેં મીરસાહેબને દીલાસાના રૂપમાં કહ્યું "આ વાત સાંભળી મને ઘણીજ દિલગીરી ઉપજી, પણ જો મારી પાસે બેસવાથી આપને આનંદ થતો હોય તો હું હાજર છું."

"પણ આપની પાસે બેસવાથી નવાબસાહેબને ખોટું લાગશે."

કોણ જાણે હું મીરસાહેબની વાતનો શો જવાબ આપતી અને મીરસાહેબ પણ મને શું કહેતા, કે નોકરે વરદી પહેંચાડતાં કહ્યું,

"મીરઝાસાહેબ પધાર્યા છે અને બહાર દેવડીમાં ઉભા છે."

હું આ સાંભળતાંજ ખુશીથી ઉભી થઇ ગઇ અને અંદરથી પોકારી ઉઠી "પધારો સાહેબ આપના માટે વરદી મોકલવાની જરૂર નથી" મીરઝા સાહેબ આ સાંભળતાંજ શરમાતા શરમાતા અંદર

આવ્યા, પણ મેં જોયું કે મીરઝાસાહેબના આવતાંજ મીરસાહેબના ચહેરા ઉપર હવાઇઓ ઉડવા લાગી, અને તેઓ ઉઠીને જવા લાગ્યા; પણ મીરઝાસાહેબના આ કહેવાથી " જો મારા આવવાથી આપની વાતોમાં ખલલ પડી હોય તો હું પોતેજ જાઉં છું " બેસી ગયા. અને ફરી મેં મીરઝાસાહેબની મીઝાજ પુરસી કર્યા બાદ પુછ્યું:-

" આપ લાંબી મુદત પછી પધાર્યા, કાંઇ ગુસ્સે તો થયા નથીને ? આ મકાનમાં તો આપ જાણ્યામાં અગાઉ પધારેલા નથી ! "

" હું ગુસ્સે શામાટે થાઉં, અને જો થાઉં તો આપના ઉપર ? ન બનવા જેવી વાત ! " મીરઝાસાહેબે જવાબમાં કહ્યું " માત્ર દુન્યવી ઝગડાઓમાં ફસાએલો હોવાથી આવી શકયો નથી. " આટલું કહીને મીરઝાસાહેબે મકાનની સારી પેઠે તારીફ કરી અને મને મુબારકબાદી આપતાં કહ્યું " અસલમાં વાત આ છે કે તમારૂં પહેલું મકાન સરીઆમ રસ્તા ઉપર હતું જેથી આવતાં લગાર વિચાર પડતો હતો; પરંતુ આ મકાન એવી સરસ જગ્યાએ આવેલું છે કે અહીં આવતાં કાંઇપણ વિચારની જરૂરત નથી. તેથી ખુદા ચાહશે તો કોઇ કોઇ વખત આવતો રહીશ "

મીરઝા સાહેબ અને મારી વાતો સાંભળી મીરસાહેબ ઉકળા ચાહતા હતા તેથી છેવટે મેં તેમને લગાર ગુસ્સાથી રજા આપી દીધી. મીરઝા સાહેબે પણ બેસવાની ઓહોંસ ન કરી તેથી તેઓ ચાલ્યા ગયા. આ વખતે મીરસાહેબનું જવું મને બહુજ પસંદ પડયું કેમકે મારે મીરઝા સાહેબથી ડિપ્ટી સાહેબ અને દુર્ગાની વાતો પુછવી હતી, તેથી મીરસાહેબના જતાંજ લગાર પણ સબર કર્યા વિના મેં શરમાતાં શરમાતાં પુછ્યું.

" આપના ડીપ્ટી સાહેબ કયાં છે. કાગળપત્ર આવે છે કે ? "

" મારા ડીપ્ટી સાહેબ કે કોઇ બીજાના ! લગાર વિચાર કરીને કહો જોઇએ ? "

" જો આપની એવીજ ઇચ્છા હોય તો મારા ડિપ્ટી સાહેબ, ચાલો આપ રાજી થયા ? પણ એ તો કહો કે છે તો સારા ? ક્યાર સુધીમાં આવશે ?"

" હવે એમના આવવાનું શું ઠેકાણું ? એ પોતે તો ગયાજ હતા, પાછળથી તેમનો સરસામાન પણ ગયો. "

" એટલે ? "

" શું તમને ખબર નથી " મીરઝા સાહેબે સાદગીથી કહ્યું:- " પરમ દહાડે દુર્ગા પણ અમરતસર ગઇ "

" તો શું તેઓ અહીં હતા ત્યારે દુર્ગાની સાથે તેમનો સંબંધ હતો ?"

" તેમનો અને દુર્ગાનો તો લાંબી મુદતથી સંબંધ હતો. પણ આ સંબંધ તદ્દન છાનો હતો. હમણા પણ તે જુદુંજ કારણ બતાવીને ગઇ છે પરંતુ જાણનારા સારી પેઠે જાણે છે કે તેહસિલદાર સાહેબના માટેજ ગઇ છે. "

આ સાંભતાંજ હું ગુસ્સાથી લાલચોળ બની ગઇ અને દિલ ઉપરનો કાબુ ખોઇ દેતાં બોલી.

" મને તો કહેતા હતા કે હું તો મીરઝા સાહેબના લીધે એ ચાર વખત ગયો હતો. "

" મારા લીધે ? લા હોલ વલા કુવ્વત " મીરઝા સાહેબે ડિપ્ટી સાહેબની તરફ અણગમો બતાવતાં કહ્યું. " વગર પાયાનું જુઠ તે આનું નામ ! બેશક હું ગુનેહગાર છું પણ એટલોજ કે જેવી રીતે તેમની સાથે આપના મકાનપર આવ્યો, તેવીજ રીતે તેમની સાથે દુર્ગાના મકાન ઉપર પણ ગયો હતો. બધા મળીને ચાર પાંચ વખત તેમની સાથે ગયો હઇશ. "

એ બાદ મીરઝા સાહેબ અને હું ડિપ્ટી સાહેબની આવી ચાલ બાબે અણગમો જાહેર કરતાં રહ્યા. પણ મને આ વાતથી બહુજ

ખુશી થઇ કે ડિપ્ટી સાહેબે મીરઝા સાહેબની આગળ મારો ભેદ ઉઘાડો પાડયો નહોતો. કેમકે મીરઝા સાહેબે ઘણી ખાનગી વાતો અને ભેદ મારી આગળ બ્યાન કર્યાં અને તે એટલાજ માટે કે હું મીરઝા સાહેબથી ખુલ્લા દિલથી મળું. પરંતુ મારા ભેદનો અણસારો વટિક કર્યો નહીં. જ્યારે આ વાતો પુરી થઇ ગઇ ત્યારે મીરઝા સાહેબે ઘણીજ અજાયબીની સાથે પુછ્યું.

"રાત્રે તમે કેમ નહોતાં ?"

"ક્યાં ?" હું અજાયબીથી બોલી.

"નવ્વાબ સાહેબને ત્યાં."

"એમને ત્યાં શું હતું ?"

"બહુ મોહટી મેહફિલ હતી, અને તેમાં આ તમારા મીરસાહેબ તો રાજા ઇંદર બનીને બેઠા હતા."

આ સાંભળી હું મનમાં ભારે બેચેન બનીને તથા રાત્રે નવ્વાબ સાહેબના ન આવવાનું કારણ જાણીને બોલી "ત્યારેજ મીરસાહેબ આપને જોઇને ઘભરાઇ ગયા હતા, પરંતુ ત્યાં શું હતું ?"

"શું હતું તે તો મને ખબર નથી પરંતુ તમારો નવ્વાબને ત્યાં પેહલો મુજરો હતો અને જેમાં હું તથા ડિપ્ટી સાહેબ પણ આવ્યા હતા, તે મુજરામાં જે તવાયફ હતી તેજ તવાયફ કાલે રાત્રે પણ હતી. મને નવ્વાબે બોલાવ્યો નહોતો પણ ભોગજોગે હું તેમના ઘર તરફથી આવતો હતો તે વખતે તેઓ પોતે બહાર ઉભા હતા અને અંદર ગાણું થઇ રહ્યું હતું તેથી તેઓ જબરીથી મને પણ અંદર લઇ ગયાં."

"કોણ ખુરશીદ ?" મેં બહુએ કોશીશ કરી પરંતુ છેવટે નજ રહેવાથી બોલી ઉઠી "ખુરશીદ મુજરામાં ગઇ અને મને ખબર પણ ન આપી ?"

આટલું બોલતાં મારા હાથ પગમાં ધ્રુજારી છુટી, આંખોમાં અંધારૂં આવી ગયું, અને એક સેકન્ડમાં સેંકડો વિચારો આવ્યા, જેમાં સઉથી મજબુત વિચાર એ હતો કે મેં જે સ્વપ્નું જોયું હતું અને જેમાં એક ચંદ્ર સમાન ચેહરાવાળી બાળાએ મને નવ્વાબથી જુદી કરી દીધી હતી તે જરૂર સાચું પડશે. અને તે બાળા બીજી કોઈ નહીં પણ આ ખુરશીદજ હશે. તે મને જરૂર નવ્વાબથી વિખુટી પાડી દેશે. મેં તેના ઉપર કેટલા બધા આભાર કર્યા છે. મેં તેના માટે શું શું કર્યું છે તે બધું ભુલાવી દઈ શોકયની ગરજ સારશે; આ વિચારોની સાથે તરતજ નવ્વાબની તરફથી મારા દિલમાં શંકાએ જન્મ લીધો અને મીરસાહેબની કાવ્રસ્તાની જણાવા લાગી. મને આવી રીતે બેચેન બનેલી જોઇ મીરઝા સાહેબ દીલગીર થઇ મારી માફી ચાહવા લાગ્યા. મીરઝા સાહેબની સચ્ચાઇથી ભરેલી વાતો અને નેકી એ મારા દિલમાં ઘર કરી લીધેલું હોવાથી મેં વિચાર કર્યો કે જો મીરઝા સાહેબને હું મારા દિલની બધી વાતો કહી મારા ભેદુ બનાવી લઉં તો તેઓ મને મુશ્કીલના વખતમાં કામ લાગશે એટલામાં તેઓ પોતે લગાર મારી પાસે આવીને બેઠા અને દિલાસો આપતાં બોલ્યા.

"ગવહરજાન! તમે આટલા બધા દિલગીર શામાટે થાવ છો? અગર જો મારા લાયક કાંઇ કામકાજ હોય તો બતાવો હું મારાથી બનતી કોશીશે તમારા કામમાં મદદ આપવા તૈયાર છું."

આટલા દિલાસાના શબ્દો સાંભળતાંજ મેં બધું દફતર ખોલી દીધું અને મીરસાહેબ તથા ખુરશીદની સઘળી હકીકત કહી દીધી. તથા આજે તેઓએ જે વાત કહી હતી તે પણ કહી, જે સાંભળીને મીરઝા સાહેબે બધી વાતોના પરિણામમાં જણાવ્યું કે "મારો મત તો એવો છે કે ખુરશીદના ઉસ્તાદે નવ્વાબ સાહેબને પોતાની જાળમાં ફસાવવા માટે મીરસાહેબને સમજાવી લીધા છે" ફરી મીરઝા સાહેબે લગાર થોભીને પુછ્યું. "શું મીરસાહેબ નવ્વાબના બહુજ માનીતા છે?"

"હા બહુજ માનીતા થઇ પડયા છે, અને એ બધો અંમાનો પ્રતાપ છે, તેઓએ લાલચમાં લપટાઇને મારા હાથમાંથી નવ્વાબને ગુમાવી દીધો ! હાય હવે હું શું કરૂં ?"

આટલું બોલતાંજ મેં ચોધાર આંસુએ રડવું શરૂ કર્યું. આ જોઇ મીરઝા સાહેબ ગભરાઇ ગયા અને જયારે અંમાએ મારા રડવાનો સાદ સાંભળ્યો ત્યારે ગભરાઈને ઉઘાડા માથે મારી પાસે દોડી આવ્યાં. અને મને બાથમાં લઈ લીધી, ફરી મીરઝા સાહેબથી મારા રડવાનું કારણ પુછયું. પરંતુ તેઓ બિચારા ઝંખવાણા પડીને ચુપ બેઠા હતા, એટલામાં તો ઉસ્તાદજી અને બીજા નોકર ચાકરો પણ આવી પહોંચ્યાં. તેથી મીરઝા સાહેબે બીજા નોકર ચાકરોને બાજુએ ખસેડી દીધા અને અંમા તથા ઉસ્તાદજીની આગળ ખુરશીદના મુજરાની હકીકત કહી જે સાંભળતાંજ અંમા ગુસ્સાથી ભડકી ઉઠીને બોલ્યાં.

"વોય રાંડ ખુરશીદ, તું પણ એવી થઇ કે મારી ગવહરના જોડા ઉપર કુરબાન કરૂં. એ રાંડ સમજે છે શું ?" ફરી મારી તરફ જોઇને કહ્યું. "પણ ગવહર ! આ બધી તારીજ નાદાનીની મહેરબાની છે, હજુએ તેના ધગડાને બોલાવીને સારી પેઠે મેલાપ કરાવ !"

"બેશક" ઉસ્તાદજીએ અંમાની વાતને ટેકો આપતાં કહ્યું:- "મને પણ પેહલાંથીજ આ વાતની બીક હતી કે એક દિવસે આ મીરસાહેબ રંગ લાવશે. તે આજે લાવ્યા. ગમે તેમ હોય પણ મને તો આ ખટપટ મીરસાહેબનીજ જણાય છે."

"બસ ઉસ્તાદ, હવેથી એ મુવાને મીરસાહેબ કહેતા નહી કોણ જાણે એનો બાપ કોણ હશે ?"

"જયાં સુધી આપણે જુના ઘરમા રહ્યાં અને ત્યાં ખુરશીદની સાથે મીરસાહેબની મુલાકાત થતી હતી ત્યાં સુધી તેઓ સારી પેઠે ચાલ્યા પરંતુ મેં કહ્યું. "હવે આ ઘર દુર હોવાથી ખુરશીદ આવી શકતી નથી અને તેથી તેમની મુલાકાત પણ નહીં થતી હોવાથી જાણવામાં

તેઓએ નવ્વાબને રાજી કરી ખુરશીદને બોલાવી હશે, અને એજ બહાનાથી તેઓ ખુરશીદથી મળતા હશે."

"અને તેજ કારણસર તેઓ રાત્રે આવ્યા પણ નથી" અંમાએ ઉસ્તાદજીને કહ્યુ. "ખાનસાબ, લગાર નવ્વાબને જઇને કહો કે તમને ગવહરની અંમાએ એક જરૂરી કામસર તરતજ બોલાવ્યા છે માટે ઉભા ઉભા આવી જાવ, પણ જોજો આ સિવાય એક શબ્દ પણ વધુ કહેતા નહીં."

આ સાંભળી ઉસ્તાદજી નવ્વાબ સાહેબને ત્યાં ગયા એટલે અંમાએ મને દિલાસો આપતાં કહ્યું. "તું લગારે ચિંતા ન કર નવ્વાબને આવવા તો દે ફરી એની વાત છે. એ શા ઉપર આટલો બધો ભુલો પડયો છે? હમણા પરમ દહાડેનીજ વાત છે કે પેલા જવેરીના છોકરાએ ત્રણસો રૂપીઆના માસીક પગાર અને ફરમાયશો સાથે નોકરીનો પેગામ મોકલ્યો હતો, પણ માત્ર નવ્વાબના માટેજ વાત ઢીલમાં નાંખી દીધી." અંમાની આ વાત સાંભળી મને ભારે દુઃખ ઉપજ્યું અને તે દુઃખની સાથે આ ચિંતાએ જન્મ લીધો કે રખેને અંમા ગુસ્સામાં આવીને નવ્વાબથી મને વિખુટી પાડી દે તેથી ઘણીએ કોશીશ કરી કે તેઓ આ મામલામાં વચમાં ન પડે, પરંતુ તેઓએ માન્યુ નહીં, અને ઉલટાં મારા ઉપર ચીડાયાં. આવી ગડબડ સડબડ થઇ જવાથી મીરઝા સાહેબ પણ નિરાશ બનીને ચાલ્યા ગયા. મીરઝા સાહેબને ગયાને દસેક મીનીટ થઇ હશે કે નવ્વાબ સાહેબ હાંફળાં ફાંફળા બનીન આવ્યા અને આવતાંની સાથેજ બોલ્યા.

"અંમા કયાં છે? ખેરીયત તો છેને, મને અત્યારે તાબડતોડ કેમ બોલાવ્યો?"

આ સાંભળી અંમા રસોડામાંથી બહાર આવીને ગુસ્સાથી બોલ્યાં. "મેં અત્યારે આપને એટલા માટે તકલીફ આપી છે કે અમે આપને

લાયક રહ્યાં નથી માટે જો આપ રજા આપો તો અમે અમારૂં કાળું મોહડું કરીને આ શહેરમાંથી ચાલ્યાં જઈએ ”

“ શા માટે ? કાંઇ કહો તો ખરાં, અને ગવહરજાન કયાં છે ?”

“ અંદર મોહડું લપેટીને પડી છે, તેજ મુરદારે આટલી બધી ઢીલી દોરી મુકી તો આજે આ દીવસ જોવો પડયો. ભોગ એના, મારે શું ? અમે તો કાલ અહીં પાણી પીવા પણ ઉભા નહીં રહીએ, ( ખુરશીદને ગાળ આપીને બોલ્યાં )......થી સહેલપણું જોયું હતું અને તેના......ને બોલાવી મુલાકાત કરાવી હતી, જેનું ફળ મળી ચુકયું. અને જો હજુ પણ નહીં સમજે તો આગળ ઉપર સારી પેઠે સજા મળશે અને માથા ઉપર હાથ મુકીને રડશે. ”

ગાળો અને અપશબ્દો સાંભળી હું અંદર બીકથી થરથર ધ્રુજવા લાગી અને આ તરફ નવ્વાબ સાહેબ અજાયબીથી જોતાંજ ઉભા રહી ગયા અને પોતે હજુ પણ કાંઈ સમજેલા ન હોવાથી સાદગીથી પુછવાં લાગ્યા.

“ખુદાના વાસ્તે જીભ શા માટે ખરાબ કરો છો, જો કાંઇ કસુર થયો હોય તે સાફ સાફ કહી દો, મને આવી પેચની વાતોમાં લગારે સમજ પડતી નથી. ”

“ સાફ સાફ પુછતા હોવ તો હૂં કહું છું કે આવી વાતો સહન કરવાની અમારામાં શક્તિ નથી, અને અમે કોઇ કાળે પણ બીજીને આપને ત્યાં આવેલી જોઈ શકતાં નથી. ”

“ મારે ત્યાં બીજી કોણ આવી ?”

“ ગઇ રાત્રે આપને ત્યાં ખુરશીદ કેમ આવી હતી ?”

આ સાંભળતાંજ પહેલાં તો નવ્વાબ સાહેબ લગાર અચકાયા, પણ ફરી બોલ્યા “ તેમાં મારો શો વાંક ? કોઇ મિત્રની ખાતર ઉઠાવવી પણ ગુનાહની વાત છે ?”

"જો અમે પણ આવીજ રીતે લોકોની ખાતરો ઉઠાવત તો આજે પસ્તાવાનો વખત ન આવત" અંમા બોલ્યાં. "એવા તે આપના કયા દોસ્ત હતા કે જેના માટે ગુલછરરા ઉડાવવા પડયા ? મેં તો માત્ર આપની ખાતરથીજ ગવહરને ડિપ્ટી સાહેબથી મલવા ન દીધો......તેમજ પેલા જવેરીના છોકરાએ હજારો રૂપીઆ આપવા માંડયા તો પણ નજર સરખીએ ન કીધી અને આપે લોકોની ખાતર કરવા સારૂ પેલી ખુરશીદ હરામઝાદીને બોલાવીને મુજરો કર્યો અને કોણ જાણે બીજું શું શું થયું હશે ? આ બિચારી ગવહર કોણ જાણે કયા વાંકની શિક્ષાથી એમને એમ રહી ગઇ !"

"હું તદન લાચાર થઇ ગયો હતો. માફ કરો" નવ્વાબ સાહેબ લથડાતી જીભે બોલ્યા "રાત્રે મીરસાહેબ પેલા ખુરશીદને ચાહનાર ફોજદારને લઇને આવ્યા અને મારા ઉપર એટલું બધું દબાણ કર્યું કે ખુરશીદને બોલાવ્યા સિવાય છુટકો ન હતો."

"આપ તે લોકોના દબાયલા નહોતા, અને તેમના નોકર નહોતા કે લાચાર થવું પડયું" અંમાએ કહ્યું "શું તમોએ ખુરશીદને બોલાવવાના દબાણની સાથેજ ગવહરને ન બોલાવવાનું પણ કહ્યું હતું ?"

આ વાકય સાંભળતાંજ મેં મોહટેથી રડવું શરૂ કર્યું, જે સાંભળી અંમા, ઉસ્તાદજી તથા નવ્વાબ સાહેબ મારી પાસે દોડી આવ્યા. નવ્વાબ સાહેબે મારી પાસે આવીને સારી પેઠે સમજાવવી શરૂ કરી, હાથ જોડયા, અને ફરી એવું ન કરવાના સોગન ખાધા તથા પોતાની આંગળીમાં પહેરેલી હીરાની વીંટી મારી આંગળીમાં પેહરાવી દેતાં બોલ્યા. "લ્યો આ દંડ લ્યો અને માફ કરો" અંમા તે વીંટીને જોતાંજ નરમ પડી ગયાં પરંતુ મેં લગાર નખરો કરતાં કહ્યું. "હવેથી આપ આપને ત્યાં મીરસાહેબને આવવાની સખત મનાઇ કરજો." નવ્વાબ સાહેબે આ શરત કબુલ કરી, અને ઘણી રકઝક ચાલ્યા બાદ મીલાપ થઇ ગયો.

જ્યારે અંમા અને ઉસ્તાદજી મારી પાસેથી ચાલ્યા ગયા ત્યારે નવ્વાબ સાહેબે મને પુછ્યું " અત્યારે તમારી અંમા કયા ડિપ્ટી સાહેબને માટે કહી રહ્યાં હતાં કે આપની ખાતરથીજ ગવહરને ડિપ્ટી સાહેબથી મળવા ન દીધી ? શું તે મારા પેલા દોસ્ત તો નહીં કે જેઓ તમારા પેહલા મુજરામાં મારે ત્યાં આવ્યા હતા, અને આજકાલ દુર્ગાપાતરની સાથે અમ્રતસરમાં ચેન ઉડાવે છે. " આ સાંભળી મારા હોશ ઉડી ગયા અને હાંફળી ફાંફળી બની જવાબ શોધવા લાગી પણ એકે જવાબ ન જડવાથી આખરે પ્રપંચ કરતાં બોલી " આપ આ બાબતમાં મને કેમ પુછો છો, જેમણે આ વાત કહી હોય તેમનાથી પુછો, હુકમ હોય તો તેમને બોલાવું ? " મેં આ જવાબ લગાર બનાવટી ગુસ્સાના રૂપમાં આપેલો હોવાથી નવ્વાબ ચુપ થઈ ગયા. આ બાબત બન્યા પછી નવ્વાબ મારી સાથે પેહલાં કરતાં વધુ પ્યારથી મળવા લાગ્યા. મીરસાહેબે અમારે ત્યાં તો આવવું મુકી દીધુંજ હતું. પણ ફરી નવ્વાબને ત્યાંથીએ ખડખડીયું મળી ગયું. અને થોડા દીવસ પછી ખબર મળી કે તેઓ દીલ્હી મુકીને બહાર ગામ ચાલ્યા ગયા. મીરઝા સાહેબ આઠમે દશમે દીવસે આવતા હતા અને ડિપ્ટી સાહેબની હકીકત કહી જતા હતા. તેમના આવવાની નવ્વાબને ખબર હતી પરંતુ તે મીરઝા સાહેબને સારી પેઠે જાણતા હોવાથી કોઇ દીવસે તેમના આવવા ઉપર અભાવ જાહેર કર્યો નહોતો.

અત્યાર સુધી હો જે કાંઇ ફંદ ફરેબ કે પ્રપચ નવ્વાબ અથવા બીજા કોઈની સાથે સાચો પ્યાર હોવા છતાં પણ હું એમજ સમજવા લાગી કે નવ્વાબની પાસેથી જે કાંઇ લુટયું તે આપણુંજ છે. મીરસાહેબના વર્તાવથી હું પુરૂષો તરફ અભાવની લાગણી જાહેર કરવા લાગી, અને કોઇની સાથે સચ્ચાઇથી મળવાં જીવ ચાહતો નહોતો. નવ્વાબ મારી સાથે જે વર્તાવથી વર્તતા હતા તેમાં જો કે પુરેપુરી મોહોબ્બત ભરેલી હતી, છતાં પણ મને ખુરશીદનો ધાસ્કો લાગેલો

રહેતો હતો અને તેથી પેહલાં જે નિખાલસ પ્યાર નવ્વાબ પ્રત્યે હતો તેમાં લગાર ઉણપ આવી ગઇ હતી. ખુરશીદે મારે ત્યાં આવતું મુકી દીધું હતું પરંતુ ભોગ જોગે કોઇ નાચ મુજરામાં મેલાપ થઇ જતો તો મને તેનો ચેહરો ઝેર સમાન લાગતો અને જાણે કાચી ખાઇ જાઉં તેમ થતું હતું. ડિપ્ટી સાહેબનો વિચાર આવતાંજ હું ભારે ગુંચવણમાં પડી જતી હતી. અને વિચાર કરતી કે તેઓ દુર્ગાની સાથે ભારે મોહોબ્બતથી મળતા હતા અને જેના પરિણામમાં તે અમ્રતસર ચાલી ગઇ છતાં તેઓએ મારી હાલત ઉપર એટલી બધી કેમ મહેરબાની કરી ? આ બધી વાતો ઉપર એકંદર વિચાર કરતાં હું આ પરિણામ ઉપર પોંહચી કે પુરૂષો સાચા પ્યારથી મળતા નથી અને જે સ્ત્રીઓ પુરૂષોની સાથે સાચા પ્યારથી મળતી હશે તેઓ જરૂર નુકસાનમાં રહી આગળ ઉપર પસ્તાવો કરતી હશે. ધીમે ધીમે આ બધી વાતોના પરિણામમાં મેં નવી જીંદગી શરૂ કરી એટલે જે લોકો મારે ત્યાં આવતા હતા તેમના પ્રત્યે તદન બનાવટી અને જુઠો પ્યાર દર્શાવવા લાગી, દરરોજ નવા નવા બુટ્ટા ઉઠાવી એવી વાતો કરતી કે જેથી તેઓ લોટપોટ બનીને મારા આશક બની જતા હતા. દરરોજ નવી નવી ફરમાશો કરવાની બાજી રચવામાં મશગુલ રહેતી હતી. અને જેમ જેમ આ વાતોમાં ફતેહમંદી મળતી ગઇ તેમ તેમ મારો જીવ વધુને વધુ મજબુત થવા લાગ્યો અને પોતાની મેળે નવી નવી તરકીબો હાથ આવવા લાગી, જેથી વરસ દોઢ વરસની ટુંક મુદતમાંજ હું સારી પેઠે હુશીયાર બની ગઇ. સઉથી વધારે તારીફ લાયક આ કમાલ મેં પેદા કર્યો હતો કે જેટલા લોકો મારે ત્યાં આવતા હતા તેમનાથી એવી રીતે મેલમીલાપ રાખતી અને વાતચીત કરતી કે દરેક જણ એમજ સમજતો કે મારી સાથે સાચો પ્યાર છે અને હું એકલોજ તેનો ભેદુ છું. થોડું ઘણું લખવું વાંચવું આવડતું હોવાથી જરૂરતની વખતે ચીઠી ચપાટી પણ ચાલવા લાગી અને તેમાં પહેલી આ શરત લખવામાં આવતી કે મારી ચીઠી અને મોહોબ્બતની બીજા કોઇને ખબર પડે

નહી, આવી રીતે દરેકની સાથે પત્ર વ્યવહાર ચાલતો હતો અને એકની બીજાને ખબર પડતી નહોતી. મારી દરેક ફરમાયશ એવી રીતે પુરી થતી હતી કે કોઇને લગાર પણ ખબર પડતી નહોતી. તે દીવસોમાં મીરઝા સાહેબનો મારફતે ડિપ્ટી સાહેબથી સાથે પણ પત્રવ્યવહાર શરૂ થઇ ગયો અને તેથી મેં ડિપ્ટી સાહેબની સાથે પણ એક નવીજ ચાલ કરી પચાસ સાઠ રૂપીયાનો માલ મંગાવી લીધો, અને જ્યારે તેઓ દીલ્હી આવ્યા ત્યારે તેમનાથી મુલાકાત પણ કરી લીધી પરંતુ આ વાતની નવ્વાબને લગાર પણ ખબર પડી નહીં. ડિપ્ટી સાહેબવાળી વાતનો મને પેહલાં જેટલો રંજ અને સદમો થયો હતો તેટલીજ હવે તે વાત ઉપર હું મગરૂરી કરવા લાગી. જ્યારથી નવ્વાબે ખુરશીદને મુજરા માટે બોલાવી ત્યારથી મારા મનમાં નવ્વાબ પ્રત્યે શંકાએ જન્મ લીધો અને તેથી હવે હું તેમની વધારે પરવા નહોતી રાખતી. ડિપ્ટી સાહેબની પાસેથી પચાસ સાઠ રૂપીઆનો માલ મંગાવવા તથા મુલાકાત કરવાનો કીસ્સો એવી રીતે છે કે મારે અને તેમને પત્રવ્યવહાર ચાલુ થઇ ગયો હતો અને તેથી દરેક પત્રમાં મઝાક મશકરી ચાલતી હતી તેઓ મને નવ્વાબના માટે અને હું તેમને દુર્ગાના માટે ઘણી વખતે લખતી હતી. એટલામાં એક વખતે તેઓએ લખ્યું કે " એકાદ અઠવાડીઆમાં બેએક દીવસના મોટે હું દીલ્હી આવનાર છું. દુર્ગા અહીંજ રહેશે માટે જો બની શકે તો મુલાકાતનો લાભ આપજો " અત્યાર સુધી તો હું ડિપ્ટી સાહેબને મીરઝા સાહેબના હાથથી કાગળ લખાવીને મોકલતી હતી પરંતુ આ પત્રનો જવાબ મેં મારા હાથે લખ્યો. બધી મઝાક મશકરીને બાજુએ મુકી મેં તેમના જવાબમાં સાફ લખી દીધું કેઃ– " મને ફલાણી વસ્તુઓની ઘણીજ જરૂરત છે માટે આવતી વખતે અમ્રતસરથી લેતા આવજો અને જે ટ્રેન દીલ્લીમાં રાતના બાર વાગ્યા પછી પહોંચતી હોય એવી ટ્રેનમાં આવજો હું આપની મુલાકાત માટે ઇન્તેજાર કરીશ. " ડિપ્ટી સાહેબ મારા આ લખાણના ભાવાર્થને સમજી ગયા અને ચોકસ ટાઇમ તથા તારીખે આવવાની ખબર આપી.

ટુકમાં એટલુંજ કે જે દિવસે ડિપ્ટી સાહેબ આવનાર હતા તે દીવસે નવ્વાબની પાસેથી મુજરામાં જવાની રજા લઇ લીધી અને ઘેર ઉપર રહી. રાતના બાર વાગ્યાની ટ્રેનમાં ડિપ્ટી સાહેબ બારોબાર મારે ત્યાં આવ્યા અને સવારમા ચાલ્યા ગયા. આ વાતની નવ્વાબ તો શું પણ મારી અંમા તથા ઉસ્તાદજી સિવાય બીજા કોઇને ખબર પડી નહીં. મારી આવી ચાલબાઝી અને પ્રપંચોથી અંમા ઘણુજ ખુશી થતાં હતાં અને ઉસ્તાદજી જ્યારે પણ મારી વાત કાઢતા ત્યારે કહેતા કે "હવે માશા અલ્લાહ ગવહરજાનમાં પુરેપુરી સમજ આવી ગઇ છે." મેં મારી આવી પ્રપંચની જીંદગી શરૂ કરતાં મારે ત્યાં આવનારા બધાને સારી પેઠે નીચોવી લીધા પરંતુ માત્ર મીરઝા સાહેબને બાકી રાખ્યા હતા કેમકે તેઓની નેકી, સચ્ચાઇ અને પવિત્રપણાની મારા દિલમાં છાપ પડી ચુકી હતી. પેલા ધોરાજીવાળા કાસુ શેઠ જો કે પહેલાં ભડકી ચુક્યા હતા પણ ફરી ઉસ્તાદજીના પ્રપંચમાં ફસાઇને મારે ત્યાં આવવા લાગ્યા અને તેથી થોડાજ દીવસમાં મેં મારા હાથે તેમની સારી પેઠે હજામત કરી નાખી. દરેક માણસને પારખી લઇ તે પ્રમાણે વર્તાવ કરવો મારા ડાબા હાથનો ખેલ હતો. વાતો વાતોમાં પાણી કરી નાંખવામાં હું પેહલો નંબર ધરાવવા લાગી. ફંદ ફરેબ અને લટકા મટકામાં મારી જોડ મળાતી નહોતી. નવ્વાબની મીલકત ઉપર પણ મેં સારી પેઠે દિલ ખોલીને વાર ઉપર વાર કરવા માંડયા. નવ્વાબને વધુને વધુ લુટવામાં મારૂં રડવું બહુજ સહાય કરતું હતું કેમકે નવ્વાબની આગળ બહુજ જલદી રડવું આવતું હતું અને તેથી તે બિચારો મારી દરેક હઠ અને વાત ઉપર રાજી થઇ જતો હતો. ખરેખર તે સમય મારી પુરેપુરી પ્રખ્યાતીનો હતો. નાચવા, ગાવા, વાતચીત, વિવેક વિગેરેમાં મારી નામના સારી પેઠે થઇ હતી. મકાનનાં શણગારમાં લુગડા લતામાં પણ મારો પેહલો નંબર હતો અને તેથી શહેર સિવાય બહાર ગામના લોકોએ પણ મને મુજરાના માટે બોલાવવાની શરૂઆત કરી દીધી.

તે દિવસોમાં કાશમીર રાજ્યમાં એક મોહટા જશનની તૈયારીઓ થઈ રહી હતી તેથી રાજ્યના કારંદાઓ દીલ્લીમા તાયફાઓ બોલાવવા આવ્યા હતા. તેઓએ દિલ્લીમાંથી અમીરજાન પાનીપતવાલી તથા મહમદીજાન લખનઉવાલી અને મને પસંદ કરીને કાશમીરના પાયતખ્ત જમ્મુમાં લઈ ગયા. રીયાસત તરફથી જે કાંઇ ઇનામ ઇકરામ મળ્યું તે તો જાણે ઠીક પણ ત્યાં એક સરદાર સાહેબ મારા રંગરૂપ ઉપર આશક થઇ ગયા તેથી તેઓએ હઝારો રૂપીઆ રોકડા અને હઝારોના શાલ દુશાલા આપ્યા જેથી થોડાક દીવસ વધુ થોભવું પડયું એટલે નવ્વાબના કાગળો ઉપર કાગળો આવ્યા પરંતુ હું તો સરદાર સાહેબની પસંદ થઇ ચુકેલી હોવાથી તેમના લખવા ઉપર આવી શકી નહીં તેથી તેઓને ખુરશીદની સાથે સારી પેઠે મળવાની તક મળી અને તેની ખબર મને કાશમીરમાંજ મળી હતી, પણ મને તેનો કાંઈ વધારે સદમો થયો નહીં કેમકે મને સારી પેઠે યકીન હતું કે હું દીલ્લી પોંહચતાંજ નવ્વાબને ઠીક કરી લઇશ અમોને કાશમીરમાં સારી પેઠે રૂપીઆ પ્રાપ્ત થએલા હોવાથી તેઓએ નવ્વાબની લગારે પરવા કરી નહીં. કાશમીરમાં અમે લગભગ બે અઢી મહીના રહીને પૈસે ટકે ભરપુર દીલ્લીમાં આવ્યા ત્યારે અમો પોતાને કાંઇને કાંઈ સમજવા લાગ્યા. અમોએ અમારા આવવાની ખબર નવ્વાબને આપી નહીં પરંતુ તેઓને જ્યારે અમારી ખબર મળી ત્યારે તેઓ પોતેજ અમારે ત્યાં આવ્યા અને અમો જે પૈસા ટકા તથા ઘરેણાં ગાંઠા અને શાલ દુશાલા લાવ્યા હતા તે જોઇ આભાજ જેવા બની ગયા અને મનમાં સમજવા લાગ્યા કે હવે અમને તેમના બસ્સો રૂપીઆના પગારની લગારે પરવા નથી. નવ્વાબ આવ્યા ત્યારે અમોએ સારી પેઠે વાતચીત પણ કરી નહી અને તેઓ જેવા આવ્યા હતા તેવાજ પાછા ચાલ્યા ગયા.

આ વખતે અમારામાંથી કોઇએ પણ નવ્વાબની સાથે ખુરશીદ સબંધી પડપુછ કરી નહીં જેથી તેઓ પણું ખુશ હતા. જ્યારે અમે

કાશમીરથી આવ્યા ત્યારે ચાંદની પંદરમી તારીખ હતી અને જ્યારે તે મહીનો પુરો થયો ત્યારે નવ્વાબે પોતાના નોકરની સાથે સો રૂપીઆ મોકલ્યા. અંમાના હીસાબે અઢી માસના પાંચસો રૂપીઆ જોઇએ કેમકે તેઓ કાશમીરમાં રહેવાનો પગાર પણ ગણતાં હતાં તેથી સો રૂપીઆ જોતાંજ ગુસ્સે થઇ ગયાં અને સો રૂપીઆની થેલી નોકરને પાછી આપતાં બોલ્યા "અમોએ આપની લાયકાત જોઇ લીધી માટે આજથી ગવહર આપને ત્યાં નહીં આવે" નોકર આ સાંભળીને ચાલ્યો ગયો તે બાદ મારા દીલમાં નવ્વાબની પુરાણી મોહોબ્બતની પાછી યાદ આવી અને તેથી હું ભારે ઉદાસ થઇ ગઇ જે જોઇ અંમાએ પેહલાંતો વીસ પચીસ ગાળો આપી અને પછી કહ્યું "ખુદાનો શુકર કર કે આવા ટડપુંજીયાની જાળમાંથી નીકળી ગઇ હવે એની પાસે ખાવા ક્યાં છે અને આ દીવસો તો તારી કમાઇના છે તેને આ એક નવ્વાબનીજ પાછળ બરબાદ કરી દઇશ તો આગળ ઉપર માથે હાથ મુકીને સારી પેઠે રડીશ." આ સાંભળી હું ચુપ થઇ ગઇ પરંતુ નવ્વાબની યાદથી બેચેન બની રહી હતી અને વિચાર કરી રહી હતી કે જોઇએ હવે નવ્વાબ શું કરે છે? એટલામાં નવ્વાબનો નોકર આવ્યો અને પુરા પાંચસો રૂપીઆ અંમાને ગણી આપ્યા. રૂપીઆની સાથેજ એક ચીઠી પણ આપી જે મેં વાંચી તો નીચેની લીટીઓ લખેલી હતી.

"લ્યો આ તમારા હીસાબે અઢી મહીનાનો પગાર ગણી લ્યો. મેં તમોને સારી પેઠે જોઇ લીધાં. પહેલાં તમોએ ગવહરજાનના ન આવવા વિષે કહેવડાવ્યું હતું, પણ હવે હું કહું છું કે હું તમારા ઘર તરફ કોઇ કાળે આવીશ નહીં માટે તમે પણ મારો પીછો મુકી દેજો."

આ ચીઠી વાંચતાંજ મારી આંખોમાંથી ટપટપ આંસુ ખરી પડયાં આ જોઇ અંમા પણ ચુપ થઇ ગયાં અને નોકરને આ કહીને

વિદાય કર્યા કે "બહુ સારૂં તેઓ પોતાના ઘેર ખુશ તો અમે અમારા ઘેર ખુશ" તે રાત કેવી રીતે પસાર કરી છે તે મારૂંજ મન જાણેછે. ખુરશીદથી મળવાની નવ્વાબની સઘળી બુરાઈઓ મારા મનમાંથી હઠી ગઈ, અને પહેલા દીવસે મારી સાથે પ્યારની વાતો કરવી, દર વખતે મારી આગળ દબાઈને રહેવું, કોઈપણ વાત ઉપર ઇનકાર ન કરવો, અંમા તથા મારી સેંકડો કડવી વાતો સાંભળવી વીગેરે યાદ આવીને બેચેન બની રહી હતી. અને નવ્વાબની સાથે જે દગાબાજી મેં કરી છે તેનું કોણ જાણે કેવું પરિણામ આવશે એ વિચારથી આખા શરીરમાં કંપારી છુટતી હતી. વળી મને એવું જણાતું હતું કે અલ્લાહનો ફિરશતો મારા કાનમાં કહી રહ્યો છે કે, " જો તું હમણા પણ નવ્વાબની સાથે ભવિષ્યમાં સચ્ચાઇથી મળવાનો ઇકરાર કરી લેતો અમે નવ્વાબને તારો બનાવી દઇએ અને તેઓ ખુરશીદને તરછોડી દે. વળી એવો વિચાર આવતો હતો કે હળવેથી બારણા ઉઘાડીને નવ્વાબને ત્યાં નહાસી જાઉં અને થએલી ભુલોની માફી માંગી મનાવી લઉં પણ ફરી ખુરશીદ ત્યાં મોજુદ હશે એ વિચારથી બંધાએલી આશા તુટી જતી હતી. મારા ઘરની દરેક વસ્તુ નવ્વાબની યાદી આપતી હતી અને કરડવા દોડતી હતી. ટુંકમાં આવાજ વિચારોમાં સવાર થઇ ગઇ, હાથ મોં ધોઇને બેઠી હતી કે એટલામાં મીરઝા સાહેબ આવ્યા તેમના આવ્યાથી લગાર રંજ દુર થશે એમ સમજી હું તેમની સાથે વાતો કરવા લાગી. મીરઝા સાહેબે બહુજ માયાથી મારા ચહેરા ઉપર પ્રસરેલી ઉદાસીનું કારણ પુછ્યું જે પહેલાં તો મેં આનાકાની કરી દીધી પણ ફરી બહુજ આગ્રહ કરવાથી પહેલાથી છેલ્લે સુધી કહેવું પડયું જે સાંભળી તેઓએ અફસોસ જાહેર કરતાં કહ્યું. "તમારી ગેરહાજરીમાં ખુરશીદની સાથે નવ્વાબનો જે મેળ મીલાપ વધ્યો હતો તેનું પરિણામ જે આવવું જોઇએ તેજ આવ્યું છે. "મીરઝા સાહેબ જેટલી વાર મારી પાસે બેઠા હતા તેટલી વાર સુધી તેઓએ મારો રંજ દુર કરવા માટે અનેક મઝાક મશ્કરીની

વાતો કરી, જેથી લગાર મારા મનની બેચેની દૂર થઇ તેથી મેં તેમને ઘણીજ આજીજીની સાથે દરરોજ આવવા માટે કહ્યું જે તેઓએ કબુલ કર્યું અને તે પ્રમાણે તેઓ દરરોજ આવતા હતા. ત્રીજા દીવસે અમોને ખબર મળી કે ખુરશીદ એકસો રૂપીઆના માસિક પગારે નવ્વાબ સાહેબની નોકર થઈ ગઇ જેથી નવ્વાબના મળવાની સઘળી આશાનો નાશ થઇ ગયો. મીરઝા સાહેબની વાતોમાં મારો જીવ લાગવા માંડયો અને તેમની નેકીથી ભરપુર વાતો સાંભળી તેમના પ્રત્યે દિન પ્રતિદિન માન વધવા લાગ્યું. તેમની પાક મુલાકાતે મારા દીલમાં ઘર કરી લીધું, જેથી મન એમજ ચાહવા લાગ્યું કે આવીજ રીતે પાક મોહબ્બતમાં જીંદગી ગુજરે તો કેવું સારૂં ? દસ પંદર દીવસમાંજ મીરઝા સાહેબના બોધથી હું એક બે વખતની નમાઝ પણ પઢવા લાગી. અને શેર ઉપર ગાવા બેસતી તો ખાસ કરી કવ્વાલીજ ગાતી હતી. મારા આગ્રહથી મીરઝા સાહેબ કેટલીક વખતે મારી તાઅલિમની વખતે પણ આવવા લાગ્યા અને બે ચાર ફારસીની ગજલો પણ લખી આપી. જ્યારે અંમાને નવ્વાબની આશા રહી નહી ત્યારે તેઓએ પેલા ઝવેરીના છોકરાની તપાસ કરી તો જણાયું કે તેના માબાપને ખરાબ સંગતની ખબર પડી જવાથી પોતાના છોકરાને સખત કાબુમાં રાખ્યો છે તેથી ત્યાં કાંઈ દાળ ગળશે નહી આ ખબરથી તેઓ તથા ઉસ્તાદજી દીલગીર રહેવા લાગ્યાં. એ તો સારૂં થયું કે આ મામલામાં મારો રતી બરાબર પણ વાંક નહોતો નહી તો અંમા તથા ઉસ્તાદજી બંને જણા મેણા ટોણા તથા ગાળોથી મારો કચુંબરજ કાઢી નાંખત. એક દીવસે અંમા પહાડીવાળા પીર સાહેબની પાસે ગયાં અને બેરોજગારીનું બયાન કરી સવાપાંચ રૂપીઆ નજર કર્યા એટલે પીર સાહેબે મારા કદની બરાબર નીલી દોરી મંગાવી તાવીજ કરી આપ્યો જે ચાંદીના માદળીઆમાં મઢાવી અંમાએ મારા ગળામાં પહેરાવ્યો પણ એક મહીના સુધી તે તાવીજની કાંઈ અસર ન થવાથી ફરી સવાપાંચ રૂપીઆ લઇને અંમા પીર સાહેબની પાસે

ગયા એટલે તેઓએ ફાલ જોઇને કહ્યું "પીરનું ચાહવું છે તો દોઢ માસની અંદર ગવહરના નસીબાનું પાસું પલટશે અને તેને એટલી બધી દોલત પ્રાપ્ત થશે કે કોઇ વાતની પરવા નહીં રહે." પીર સાહેબના આ વચનથી અંમાને લગાર નિરાંત વળી અને તેઓ દર ગુરૂવારે કાંઇને કાંઇ નજરાણું લઇને પીર સાહેબની સેવામાં જવા લાગ્યાં. એક બે વખતે મને પણ સાથે લઇ ગયા એટલે મેં ત્યાં જોયું કે આખી દીલ્લીની બધી તવાયફો પીર સાહેબને ત્યાં બેસેલી હતી. પીર સાહેબ જો કે પચાસ વરસ ઉપરની વયના હતા પણ દેખાવમાંતો પાંત્રીસ વરસનાજ લાગતા હતા. તેઓના મકાનની પાસે તેમના એક દાદા પરદાદાનો મકબરો હતો જે ઝાડ ઝુમ્મરથી સારી પેઠે શણગાર્યો હતો અને તેમાં રાત દીવસ અગર લોબાન વીગેરે બળતું હોવાથી તેની સુગંધની લપટો પીર સાહેબ બેઠા હતા ત્યાં પણ આવતી હતી. હું જે વખતે પીર સાહેબને ત્યાં ગઇ તે વખતે મકબરા આગળ બેસીને એક તવાયફ ગાઇ રહી હતી અને તેના ગાણાની ધુનથી આ તરફ પીર સાહેબ મસ્ત થઇ ગયા હતા. પીર સાહેબની પાસે જેટલી તવાયફો આવી હતી તેટલી કાંઇને કાંઇ ગરજ લઇને આવી હતી. એટલે કોઇ બેરોજગાર હતી, કોઇ પોતાના યારને તાબે કરવા ચાહતી હતી, કોઇ પૈસે ટકે પુર નવજવાનની તલાશમાં હતી તો કોઇ ગબરૂ જવાનને મળવાની આશામાં હતી. આવી આવી ગરજવંતી તવાયફોને પીર સાહેબ તેમની બધી હકીકત સાંભળી લીલી દોરીનો તાવીજ આપતા હતા. વળી કોઇને કાગળના કટકા ઉપર કાંઇક નકશ લખી આપતા હતા. અને કોઇને બાળવાને માટે સુખડના કટકા આપતા હતા. પીર સાહેબની પાસે તવાયફો સિવાય કેટલાક શહેરના ગ્રહસ્થ બદમાશો પણ આવતા હતા. અને કેટલાક સાદા ગ્રહસ્થ યુવાનો પણ કાંઇને કાંઇ ગરજસર આવતા હતા. જે દીવસે હું ગઇ તે વખતે પ્રથમ આવેલી તવાયફોને વિદાય કરી પીર સાહેબે મને પોતાની પાસે બોલાવી અને ઘણીજ મમતાથી

મારા માથા ઉપર હાથ ફેરવી કહ્યું "ગવહર! પીરની મદદથી હવે થોડાજ દીવસમાં તારો નસીબો ઉઘડશે પણ તે વખતે આ ફકીરને યાદ રાખજે." પીર સાહેબના આ કહેવામાં મને જુદીજ તરેહનો ભાસ થયો પરંતુ મેં તો નીચી નજરોએ તેમના પગો ઉપર માથું મુકી દીધું અને અંમાના આ કહેવાથી "ચાલ ગવહર પીર સઉ સારૂં કરશે" ઉઠીને અંમાની સાથે ઘેર ઉપર આવી. તે દીવસે પણ અંમાએ સવાપાંચ રૂપીઆ પીર સાહેબને નજર કર્યા હતા. પીર સાહેબને ત્યાં જવાને ત્રણેક દીવસ ગુજર્યા હશે કે એટલામાં એક દીવસે સવારે પીર સાહેબના નોકરે આવીને ખબર આપી કે" આજે હઝરત કીબલાના મકબરામાં લખનૌવાલી મહમદીજાન અને મુંબઈવાલી અચ્છનજાનનો મુજરો થવાનો છે માટે તમે પણ સાંજના પાંચ વાગે તમારા માણસોની સાથે હઝરત કીબલાના મકબરા ઉપર આવજો એમ હઝરત પીર સાહેબે કહેવડાવ્યું છે." પીર સાહેબના આ હુકમને અંમાએ આંખો ઉપર ચઢાવ્યો અને હુકમ લઈને આવેલા માણસની હુક્કા પાનથી ખાતર બરદાશ કરી બરાબર વખતસર આવી જવાનું કહ્યું અને જ્યારે તે જવા લાગ્યો ત્યારે ઘણીજ આજીજીથી કહ્યું "તમે પણ હઝરત પીર સાહેબને દોઆ કરવાનું કહેજો." પેલા માણસ જવાબમાં "તમે નચિંત રહો હઝરત પીર સાહેબને ગવહરજાનનો ઘણોજ ખ્યાલ છે." કહી વિદાય થયો.

તે સાંજરે અમે હઝરત કીબલાના મકબરા ઉપર ગયા પણ ત્યાં કોઈ માણસ ન હોવાથી મુજાવરને પુછતાં જણાયું કે "હઝરત પીર સાહેબ આરામમાં છે અને તેમને જગાડવાનો કોઈને હુકમ નથી પણ તેમના જાગવાનો વખત થઈ ગયો છે, તેથી હમણા પધારશે. મહમદીજાન લખનઉ વાલી અને અચ્છન મુંબઇવાળી આવી છે અને તે હઝરત પીર સાહેબના જનાનખાનામાં ગએલી છે તેમના માણસો જનાનખાનાની દેવડી ઉપર હોકો પીવાને બેઠાં છે" આ

સાંભળી જનાનખાનામાં જવાનો મારો ઈરાદો થયો પણ એટલામાં અચ્છન અને મહમદી જનાનખાનામાંથી મકબરામાં આવી પહોંચી. તેમના આવી જવા બાદ અર્ધો કલાક પછી પીર સાહેબ પધાર્યા એટલે મેં તેમને સલામ કર્યા તેઓએ ઘણાંજ હસતા ચેહરે મારા સલામનો જવાબ આપી અંમાને કહ્યું "આજે રાતનું ખાણું પણ અહીંજ છે માટે તમારા ઘેર ઉપર કહેવડાવી દો" અંમાએ આ સાંભળી દોઆઓ આપતાં અમારી સાથે આવેલા એક છોકરાને ઘેર ઉપર મોકલી ખાણું ન પકાવવા માટે નોકરને કહેવડાવ્યું. પીર સાહેબ મકબરાની પાસેના એક નાહના બેઠા ઘાટના બંગલામાં પધાર્યા અને અમોને પણ ત્યાંજ આવવાનો હુકમ કર્યો જેથી અમે ત્રણે તવાયફો પોતાના સરસામાનની સાથે ત્યાં ગઈ એટલે પીર સાહેબે ગાણું શરૂ કરવાનો હુકમ આપ્યો જે સાંભળતાંજ મહમદીજાનના ઉસ્તાદોએ પોતાના સાઝ મેળવ્યા અને મહમદીજાને આ ગઝલ કવ્વાલીની તરઝમાં શરૂ કરી.

યા ખ્વાજા મોઈનુદ્દીં ચિશતી સુલતાનુલહિંદ ગરીબ નવાઝ
યા વાકિફે રાઝે ખફી વ જલી સુલતાનુલહિંદ ગરીબ નવાઝ
આગાહ હો મેરે હાલસે તુમ ગુમકરદા ખિરદ હું હોશમેં ગુમ
દુશમન હેં પએ આઝાર દહી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
ફરિયાદ તુમીંસે હે યે મેરી તકલીફ સહી કયસી કયસી
હો દાદ તલબ કી દાદ રસી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
મુંહ અયશો તરબને ફેરલિયા દિનરાત કે ગમને ઘેર લીયા
સબ દુર હોં મેરે રંજે દિલી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
સીના હો મેરા ખુમખાનએ ઈશ્ક દિલ ઓર જીગર પરવાનએ ઈશ્ક
અયે આશિકે ઝારે ખુદા વ નબી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
લાઈ હે મુઝે ઉમ્મીદે કરમ ઈસ ખાકકી ઓર ઈસ દરકી કસમ
આયા હું પએ હાજત તલબી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ

ક્યા મેરી ઝબાં ક્યા મેરા બયાં ગે હેચમદાં તુમપર કુરબાં
કેહતે હેં મલક ભી તુમકો યેહી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ

યે દાગ કહાં તક રંજ સહે તુમસે ન કહે તો કહે કિસ્સે
તુમ આલે નબી અવલાદે અલી સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ

મહમદીજાને જ્યાં સુધી આ ગઝલ ગાઇ ત્યાં સુધી પીર સાહેબ આંખો બંદ કરી મુરાકિબામાં બેસી રહ્યા અને જ્યારે આ ગઝલ પુરી થઇ ત્યારે તેઓએ ઉંચી નજર કરી અચ્છનને ગાવાની ફરમાશ કરી એટલે મહમદીજાનની જગ્યાએ અચ્છન જઇને બેઠી. મહમદીજાને ઘણીજ સરસ રીતે ગઝલ ગાઈ હતી અને તેથી પીર સાહેબ ઉપર પણ ઘણી અસર થઇ હતી અને એ સિવાય ગાણાનો સાદ સાંભળી આઠ દસ માણસો બીજા પણ આવી ગયા હતા તેઓ પણ ઝુમી રહ્યા હતા. અચ્છને પોતાના સુરીલા સાદમાં મહમદીજાને જે કાફીયા રદીફ વાલી કવ્વાલીની ગઝલ ગાઈ હતી તેજ કાફીયા રદીફમાં નીચલી ગઝલ શરૂ કરી અને હજુ તો તે પેહલીજ કડી ગાઇ રહી હતી કે બેચાર મુસાહેબોની સાથે ઝરરીન પોશાકમાં સજ થએલો એક જુવાન આવી પહોંચ્યો જેને જોતાંજ અચ્છન, અમે, મહમદીજાન તથા પોતે પીર સાહેબ પણ ઉભા થઇ ગયા અને પોતાની પાસે ગાદી ઉપર બેસવાનું કહેતાં બોલ્યા " પધારો દરબાર સાહેબ ! માત્ર આપનીજ કસર હતી " આ સાંભળી તે જુવાન પીર સાહેબની પાસે બેસી ગયો અને મહમદીજાન તથા અચ્છનને જોઇ પુછ્યું " આપ લોકો અહીં ક્યાંથી ? " બંન્ને એ જવાબ આપ્યો " હુઝુરનું નામ સાંભળી અમે પણ હાજર થયાં ફરી મારી તરફ જોઈને પીર સાહેબને પુછ્યું આમનું નામ " પીર સાહેબે મારી ઓળખાણ કરાવતાં કહ્યું " ગવહરજાન એમનું નામ છે અને ખરેખર નામ પ્રમાણે બધી ચીજોમાં પ્રવિણ છે." અંમાના કહેવાથી મેં તરતજ ઉભા થઇને સલામ કરી જેનો જવાબ

પેલા જુવાને હસતા મુખે આપી અચ્છનને કહ્યું " હા સાહેબ આપ આપનું કામ કરો " આ સાંભળી અચ્છને ફરી ગઝલ શરૂ કરી.

અયે માહિરે ગઝે ખુદાએ જહાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
અયે વાકિફે સિરરે નિહાં વ અયાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
તેરા વસ્ફ કરૂં યે તાબ કહાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
તોસીફ તેરી ઓર મેરી ઝબાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
તુમ મસદરે રેહમતે બારી હો તુમ મઝહરે લુત્ફે ઇલાહી હો
તુમ હો મલજાયે આલમીયાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
ન મેં શાયકે હુરો ગિલ્માં હું નહીં તાલિબે દીદે હસીના હું
અલબત્તા હુઝુરકા હું ખ્વાહાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
કર બેહરે ખુદા ઇમદાદ મેરી ગમ દુર હો દેખું શકલ તેરી
હેં સબપે તેરે લુત્ફો એહસાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
અજમેરમેં અબતો બુલાલે મુઝે રૂખે પાક ખુદારા દિખાદે મુઝે
તેરે હિજ્ર મેં નોબત આઇ બજાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
સદ શુક્ર કે તેરી હુઝુરી હુઇ મેહફુઝકી ખ્વાહિશ પુરી હુઇ
મુદ્દતસે થા દિલમેં યેહી અરમાં સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ

" વાહ ! વાહ ! મહમદીજાનની ગઝલના જવાબમાં બહુજ ઉમદા ગઝલ ગાઇ " પીરસાહેબે ગઝલ પુરી થતાંજ અચ્છનને શાહબાશી આપતાં કહ્યું અને ફરી મારી તરફ જોઇને બોલ્યા. " જોઇએ હવે બી ગવહર કઇ ગઝલ ગાય છે. "

" હુઝુરનો હુકમ હોય તો અચ્છનજાન અને મહમદીજાને ગાએલી ગઝલોના કાફિયા રદીફવાલી ગઝલ ગવડાવું " ઉસ્તાદજી બંને હાથ જોડીને બોલ્યા એટલે પીરસાહેબે દરબાર સાહેબની તરફ જોઇને કહ્યું.

" કેમ દરબાર સાહેબ ફરી શું જોઇએ ? "

" જી હા, આજે તો આ ત્રણેની પરિક્ષા છે " દરબાર સાહેબે મારી તરફ જોઇને કહ્યું. " ચલાવો જોઇએ. "

આ સાંભળી હું અરજીનની જગ્યાએ આવીને બેઠી અને નીચલી ગઝલ કવ્વાલીની તર્ઝમાં તાનપલટાની સાથે શરૂ કરી.

પીયા ખ્વાજા મોઈનુદીન હસન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
તોરે હિજ્રમેં હે મોરા જીવરાકહન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
દર છોડ તેરા કિત જાઉં ભલા   તોરે દર પે અબતો આન પડા
અજમેર કે બાસી મોરે સજન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
પઝમુર્દા હે દિલ મેરા તાઝા કરો   ઓર દામને મકસદ પુર કરદો
હુસનેન કે હો તુમ સર્વે ચમન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
નાર બિરેહને મોહેતો માર લિયા   ગર સપનેમેં દર્સ દિખાયે પીયા
વહીં દોડ કે ચુમ લું તોરે ચરન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
મુઝે ખટકા હે બદ આઅમાલીકા   મોહે અબ ન કરો ચરનનસે જુદા
દિન રેન કરત હું યેહી સખુન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
સનસાર કે ગમને ઘેર લીયા   નહીં કોઈ હે મેરા આપ સિવા
મેરે અબતો મિટાદો રંજોમહન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
જ્યાસ હિંદમેં આકે ખ્વાજા પીયા   સબ કુફ્રકી ઢા દી તુમને બિના
અજમેર હુવા ગુલઝારે ચમન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ
અબ સુનલો અરઝ મોરી ખ્વાજાવલી   કરો દુર વફા કે રંજેદિલી
અબ આન લિયોહે તુમરા સરન   સુલતાનુલ હિંદ ગરીબ નવાઝ

મારી આ ગઝલ પુરી થતાંજ ચારે બાજુથી વાહ વાહના પોકારો થવા માંડયા અને પેલા દરબાર સાહેબ તો ઘણાજ ખુશ થઈ ગયા, એટલે પીર સાહેબથી કાંઇ ઘુસપુસ કરવા લાગ્યા. તે બાદ દરબાર સાહેબે મહમદીજાનની તરફ જોઇને ફરમાવ્યું.

“ કાં સાહેબ તમને પેલી દાગની ગઝલ યાદ છે કે ? ”

“ કઇ સરકાર ? ”

“ પેલી નાલે શેવનમેં વાલી ”

“ જી હા યાદ છે. ”

" ત્યારે કહો ફરી "

" જેવો હુકમ. "

આટલું કહી મહમદીજાન વચમાં આવીને બેઠી અને પેહલાં કરતાં વધારે ઉત્સાહથી હયદ્રાબાદના નામદાર નિઝામ સરકારના ઉસ્તાદ ફસીહુલ મુલ્ક મીરઝા દાગ દહેલવીની, આ ગઝલ શરૂ કરી.

ફુગાં મેં આહમેં ફરિયાદ મેં શેવન મેં નાલે મેં
સુનાઉં દર્દે દિલ તાકત અગર હો સુનનેવાલે મેં
ન કયોં હોં લાખ મસ્તાના અદાયેં મેરે નાલે મેં
ગદાયે મય કદા હું હર તરહ કી હે પ્યાલે મેં
ખબર સુનકર મેરે મરનેકી વો બોલે રકીબોંસે
ખુદા બખશે બોહોતસી ખુબિયાંથી મરનેવાલે મેં
કયામત કી ખલિશ આફતકી કાવિશ કેહેરકી સોઝિશ
મેરે દિલમેં તેરી હસરતહે યા કાંટાહે છાલે મેં
ધુલા જાતાહે ઝાહિદ આરઝુમેં હવઝે કવસરકી
કોઇ તસવીર ઉસ્કી ખીંચદે મેરે પ્યાલે મેં
લિબાસે સુર્ખ સે હોતા નહી ખુની કફન કોઇ
નિચોડો તો લહુકી બુંદ તક નિકલે ન લાલે મેં
યે કયસા રંજ હે યારબ ટપકતીહે ખુશી જીસ્સે
કે નગમે કી હે કેફિયત મેરે દુશમન કે નાલે મેં
નિગાહે શોખ હલકે મેં હે ચશમે શર્મ આગીં કે
તમાશા હે કે બિજલી કોંદતી હે આજ હાલે મેં
મિલે મુઝસે તો ફરમાયા તુમી કો દાગ કેહતે હેં
તુમીહો માહે કામિલ મેં તુમિ રહેતેહો લાલેમેં

આ ગઝલના દરેક શેર ઉપર ચારે બાજુથી વાહ વાહના ઉદગારો નીકળવા માંડયા અને દરબાર સાહેબ તો એવા મસ્ત બની ગયા કે બસ કાંઇ ન પુછો ! હજુ તો બધા વાહ વાહજ કરતા હતા કે ચવ-

બીજાનની નાની બ્હેન દુઅજ્ઞીજાન આવી પોંહચી અને પ્રથમ પીર-સાહેબને સલામ કરી, ફરી દરબાર સાહેબની તરફ જોઇને બોલી.

"હુઝુર મને યાદ કરે કે ન કરે પણ હું હુઝુરને ભુલું તેવી કયાં છું."

"તમારી મહેરબાની."

"અત્યારે મને ખબર મળી કે હુઝુર હઝરત કિબલાને ત્યાં પધારેલા છે તથા અચ્છનજાન મહમદીજાન વીગેરે આવેલાં છે તેથી હું પણ વગર બોલાવે આવી પોંહચી,"

"ભલે આવ્યાં" પીરસાહેબે કહ્યું. "તમે આવ્યાં તેમાં અમને તો લાભજ છે. કાંઇને કાંઈ નવુંજ સાંભળવાનું મળશે."

"હું સફરદાઈઓની સાથે આવી નથી."

"તેમાં શું થયું અમારા ઉસ્તાદજી તો છે" મહમદીજાને કહ્યું.

"જો એવીજ ઇચ્છા છે તો મારે ના નથી."

"ત્યારે ફરી બેસી જાવ" દરબાર સાહેબે કહ્યું. "મહમદી-જાને દાગ સાહેબનો શેવન મેં નાલે મેં વાલી ગઝલ ગાઇ છે માટે તમે પણ એજ કાફીયા રદીફવાલી ગઝલ ગાઇ સંભળાવો."

"જેવી આજ્ઞા" આટલું બોલી દોઅજ્ઞીજાને રાફીમુદદવલા જનાબ ઝહીર દેહલવીની નીચલી ગઝલ શરૂ કરી.

હલાવત જામેજમકી હે ફકીરોં કે પ્યાલે મેં
કે નોશોનેશ ઝેહરો અંગબીં હે હર નિવાલે મેં
મિલી દિલ બસ્તગી ગુનચેકો દાગે દિલ હે લાલેમેં
મઝાકે તલ્ખ કામી ભરદિયા મેરે પ્યાલે મેં
મુઝે હાલે દિલે રન્જુરપર અફસોસ આતા હે
કહાં સે ઢુઝદે ગમ આયે મેરે નાઝોં કે પાલે મેં
અભી તો મોહતસિબ મસજીદસે ખાલી હાથ આયાહું
ઉલટકર દેખલે ઝાલિમ નહીંહે કુચ્છ પ્યાલે મેં

ખુદાયા ક્યા બલાહે યે જો રેહરેહકે ખટકતા હે
કોઇ ખારે તમન્ના રેહ ગયા ક્યા દિલ કે છાલે મેં
તુમારે રૂએ ઝેબાસે ન યે મિલતા ન વો મિલતા
મહે કામિલમેં ધબ્બા હે અગર હે દાગ લાલે મેં
ઇલાહી ઉડ ગઇ કયસી હલાવત રંગે શાદીકી
ન વો નગમા હે નગમે મેં ન વો નાલા હે નાલેમેં
ખુદા હાફિઝહે અબ અગયાર ગિર્દ ઉસ બુતકે રેહતેહેં
બોહોત ખુરેઝીયાં હોંગી કે હે ખુરશીદ હાલે મેં
ઝહીરે ખસ્તએ આફતઝદાકા દમ ગનીમત હે
કે ખુબુ મિલતી જુલતી હે તુમારે મરનેવાલે મેં

એક તો દોઅન્નીજાનની ગાવાની ઢબ અને બીજું ઝહીર જેવા નામવર શાયરની ગઝલ એટલે ફરી પુછવુંજ શું? ચારે બાજુથી વાહ વાહ વાહ વાહના પોકારો થયા અને મોહટા માન સહીત દોઅન્નીજાને પોતાની ગઝલ પુરી કરી એટલે પીરસાહેબે અચ્છનને ઇશારો કર્યો. પીરસાહેબનો હુકમ થતાંજ લગાર મગરૂરીની સાથે અચ્છને વચમાં બેઠક લીધી અને પોતાના સુરીલા તથા દિલકશ સાદમાં સર આમદે બેહલે કમાલ હઝરત જલાલ લખનવીની નીચલી ગઝલ ગાવી શરૂ કરી.

કહાં કી શોખિયાં યારબ ભરી થીં મેરે નાલે મેં
તડપને કી સિફત પેદા હુઈ તડપાને વાલે મેં
ન રાઝે દિલ બતાયે વસ્ફ યે હેં મેરે નાલે મેં
કભી ફુટે ન મુંહસે બાત યે હેં મુંહકે છાલે મેં
ચલા જબ લેકે ખત ફિર આશના થા નામાબર કિસ્કા
મુરૂવ્વત હી નહીં દેખી ઉધરકે જાનેવાલે મેં
ભર આયે કયોં ન દિલ રેહ રેહકે તેરી બઝમમેં સાકી
ન દેખે અપને ચાર આંસુહી જબ અપને પ્યાલે મેં

તેરે સોઝે જુદાઇને ભી કી હૈ તુરફાતર ગમ્મી
પડી હૈ રાતસે કુચ્છ ફુટ મેરે દિલકે છાલે મેં
ચલે અય બાગબાં હમ, દેખ લે તું અપને ગુલશનકો
ગુલોંકી બુ ગુલોંમેં રંગ લાલેકા હૈ લાલેમેં
સુને યે કોન યારબ ગેરકા સદમા સહા ઉસ્ને
દુખે દિલ જીસસે દુશમનકા ન હો વો દર્દ નાલે મેં
પૂકારે ચાંદકો જીસ શબ કોઇ આંખોમેં ફિરતા હો
હમારા ચાંદ દો હાલોં મેં હૈ તુ એક હાલે મેં
અજબ દરપરદા શોખી કી હૈ ગુલચીંસે જલાલ ઇસને
છુપા હૈ ખુન મુર્ગાને ગુલિસ્તાં કા તો લાલે મેં

અચ્છનની આ ગઝલ ઉપર પણ સૌએ ખુશાલીના પોકારો કર્યા જેથી તે સૌને સલામ કરી પોતાની અસલ જગ્યાએ આવીને બેઠી એટલે પીર સાહેબે મારા તરફ જોઇને ફરમાવ્યું.

" ચાલો ઉઠો બી ગવહરજાન હવે તમારી વારી આવી."

" હાજર છું."

" ઓહો ઘણાંજ હીમ્મતવાન દેખાય છે." દરબાર સાહેબ બોલ્યા, " વય તો નાહની છે પણ ગજબ છે."

" દરબાર સાહેબ, આપે એમની કાબેલિયત હજુ જોઇ નથી" પીર સાહેબે કહ્યું. " માશાઅલ્લાહ આટલી વયમાં તો એવાં જોહરો દેખાડયાં છે કે આખી આલમમાં એમના નામની ધુમ મચેલી છે. આપ કોઇ વખતે ખાસ જલસામાં સાંભળશો તો ખાત્રી થઇ જશે."

" ઇનશાઅલ્લાહ આજકાલમાંજ સાંભળીશું" દરબાર સાહેબે મારી તરફ નીચી નજરોએ ટીકતાં પુછ્યું. " કેમ ગવહરજાન સંભળાવશો કે."

" આપ જે વખતે ફરમાવો તે વખતે દાસી હાજર છે" મેં નીચી નજરોએ જવાબ આપ્યો. તે બાદ હું મારી બેઠક ઉપરથી

ઉઠીને વચમાં આવીને બેઠી અને મલેકુશ શોઅરા અમીર લખનવીની આ પ્રખ્યાત ગઝલ ગાવી શરૂ કરી.

કિયા આરેફ મુઝે પીરે મુગાંને એક પ્યાલે મેં
કરામત યે નહીં દેખી કિસી અલ્લાહ વાલે મેં
નઇ શાયદ નિકલવાઇ હે ઉસ્ને ગુંજ બાલે મેં
ખટક હરરોઝસે બઢકર હે મેરે દિલકે છાલે મેં
હઝારોં ખાર પ્યાસે વાદીએ ગુરબત મેં હેં યારબ
પીલાઉં કિસ્કો કિસ્કો બુંદ ભર પાની હે છાલે મેં
લગાઉં મુંહ ન હિજરે યાર મેં વાઅઝ કે સરમાઉં
જો લાયે હુર બી ભરકર મએ કોસર પ્યાલે મેં
ઇધર બી એક નિગાહે લુત્ફે ખુમકી ખેર અય સાકી
હમેં બી એક ચુલ્લુ મય કિસી ટુટે પ્યાલે મેં
ચમન સે ખાનએ સઇયાદ તક ઝિન્દા ન પહોંચુંગા
કે દમ અટકા હે નરગીસ મેં તો જાં અટકી હે લાલે મેં
તડપતે ઉમ્ર ગુઝરી યાર આયે યા અજલ આયે
ખુદાવંદા કોઇ તાસીર તો પયદા હો નાલે મેં
યેહી હે શર્મ તો વો આ ચુકે આગોશમેં મેરી
ઝુકા લેને હેં આંખે ચાંદ હોતા હે જો હાલે મેં
**અમીર** ઉસ નાઝની પર હે ગિગં બેલા ચંબેલી તક
પહેનતા હે પિરોકર ફુલ જુહી કે વો બાલે મેં

મારી ગઝલ પૂરી થતાંજ ચારે બાજુથી તારીફો ઉપર તારીફો થવા માંડી અને દરબાર સાહેબ તો એટલા બધા ખુશ થયા કે મને પોતાની પાસે બોલાવી તારીફ કરી. લગભગ અર્ધો કલાક સુધી મેં ગાએલી ગઝલનીજ મસ્તીમાં બધા જણા રહ્યા અને તે બાદ જલસો બરખાસ્ત કર્યો. મગરેબની નમાઝનો વખત થઇ ગયો હતો એટલે

જે લોકો નમાઝ ભણુતા હતા તેઓ ત્યાંથી ઉઠીને નમાઝ અદા કરવા ગયા. તે વખતે મને આશા હતી કે પીર સાહેબ પણ નમાઝ ભણવા જશે. પરંતુ મારી તે ધારણા પુરી પડી નહીં કેમકે તેઓ તો ત્યાંજ બેસી રહ્યા. મને મીરઝા સાહેબની સંગતથી નમાઝ રોઝાની સમજ પડી ગએલી હોવાથી મેં ઘણીજ અજાયબીથી પીર સાહેબને અરજ કરી.

"બધા સાહેબો નમાઝ અદા કરવા ગયા અને આપ કેમ ગયા નહી?"

"ગવરજાન! તમે શું જાણો?"

"હુઝુર ફરમાવે તો હું જાણી લઉં."

"ગવહરજાન! અમે તો ફકીર લોકો છીએ અને રાત દીવસ ખુદાની મસ્તીમાં રહીએ છીએ તેથી "નમાઝે આશિકાં દરદિલ" ઉપર અમારો અમલ છે. જાહેરી નમાઝ રોઝાના અમે પાબંદ નથી."

આ જવાબ પીરસાહેબે આંખોના ડોળા કાઢીને આપેલો હોવાથી તથા અંમાએ પણ મને ચુપ રહેવાને ઇશારો કરેલો હોવાથી હું તે વખતે ચુપ થઇ ગઇ પરંતુ પીરસાહેબના ઉપલા જવાબથી મને લગારે સંતોષ થયો નહીં તેથી આજ સવાલનો જવાબ મીરઝાસાહેબથી પુછવાનું મનમાં નક્કી કરી તે વખતે વધુ બોલવાનું માંડી વાળ્યું. મગરેબની નમાઝ બાદ દસ્તરખ્વાન પાથરવામાં આવ્યું. પીરસાહેબ, દરબાર સાહેબ, હું મહમદી જાન, અચ્છનજાન તથા દોઅન્નીજાન એકજ દસ્તરખ્વાન ઉપર ખાવાને બેઠાં અને અંમા તથા ઉસ્તાદજીઓ વીગેરે માટે જુદું દસ્તરખ્વાન પાથરવામાં આવ્યું અને દરબાર સાહેબના ખાસુલખાસ બે મુસાહિબોને દરબાર સાહેબની ખાસ ઇચ્છાથી અમારા દસ્તરખ્વાન ઉપર બેસાડયા અને બીજા બધા માણસો બીજા દસ્તરખ્વાન ઉપર બેસી ગયા. આજના ખાણામાં પીરસાહેબે સારા સારા પકવાનોનો બંદોબસ્ત કરેલો હતો જે જોઇ મને ભારે અચંબો

થશે. જે પકવાનો આજે દસ્તરખ્વાન ઉપર આવેલાં હતાં તેવાં પકવાનો નવ્વાબ અખતર ઝમાનનાં દસ્તરખ્વાન ઉપર પણ જોએલાં ન હોવાથી મને ભારે અજાયબી ઉપજી, કેમકે પીરસાહેબ તો પોતાને ફકીર તરીકે ઓળખાવતા હતા અને તેમનું દસ્તરખ્વાન તો મોહટા મોહટા અમીરોના દસ્તરખ્વાનને શરમાવે તેવું હતું. હું આવાજ વિચારોમાં દસ્તરખ્વાન ઉપર બેઠી અને ખાવું શરૂ કર્યું. દસ્તરખ્વાન ઉપર પીરસાહેબ, દરબાર સાહેબ તથા મારી સાથવાળી તવાયફો અને મારી વચ્ચે અનેક મઝાક મશકરીઓ ચાલી, અને લગભગ એક કલાક પછી દસ્તરખ્વાન ઉઠાવવામાં આવ્યું. ખાણાથી પરવારીને એકાદ કલાક સુધી ગપ્પાં સપ્પાં ચાલ્યા બાદ દરબારસાહેબ પોતાના મુસાહિબોની સાથે વિદાય થયા, અને તે પછી અચ્છન, મહમદી તથા દોઅન્નીજાને પણ રજા લીધી, હવે પીરસાહેબની પાસે માત્ર હું તથા અંમા અને અમારા માણસો રહી ગયા એટલે પીરસાહેબ અંમાને પોતાના હુજરામાં લઇ ગયા જ્યાં લગભગ અર્ધો કલાક સુધી વાતચીત કરી અને અમને પણ વિદાય કર્યા જેથી અમે અમારે ઘેર આવ્યા.

બીજા દીવસે સમીસાંજથી અંમાએ ઘર સાફસુફ કરવા માંડયું અને જલદીથીજ ખાઇ લીધું. લગભગ આઠ વાગતામાં તો મને પણ શણગારીને તૈયાર કરી દીધી એટલામાં પીરસાહેબનો નોકર આવ્યો, અને પીરસાહેબ તથા દરબારસાહેબ લગભગ દસ વાગે આવવાની ખબર આપી ગયો. અંમાએ તે નોકરની આગલા દીવસની પેઠે સારી રીતે ખાતર બરદાશ કરી જેથી જતી વખતે તેણે અંમાને કહ્યું.

"તમે ખાતર જમા રાખો, પીરસાહેબ વચમાં છે તો પોબારાજ સમજી લ્યો."

"મને પણ એવીજ આશા છે."

"પણ જુઓ મને ભૂલી જતા નહીં."

"અલ્લાહ અલ્લાહ કરો, તમને તે ભુલાય!"

"અને અમારા હઝરતને"

"એમની તો ગવહર વગર પૈસાની લોંડી છે."

આટલી વાતચીત પછી નોકર ચાલ્યો ગયો. નોકરના ગયા બાદ ઉપલી વાતચીતના ભાવાર્થ માટે મને મોહટી ચિંતા થવા માંડી. પરંતુ મારૂં દિલ સખત થઇ ગએલું હોવાથી ચિંતાથી કાંઈ વધુ દુઃખ થયું નહીં. આવા વિચારોમાં દસ વાગવાનો અમલ થયો અને તેજ નોકર પાછો આવ્યો અને તેણે દરબાર સાહેબ તથા પીરસાહેબના પધારવાની ખબર આપી. જેથી અમે બધા ઉભા થઇ ગયા. દરબાર સાહેબ પોતાના બે ખાસ મુસાહેબો અને પીરસાહેબની સાથે પધાર્યા. અમોએ તેમને મોહટા અદબ આદાબની સાથે બેસાડયા અને કેટલીકવાર સુધી ખુશ ગુફતેગુ ચાલી. ગુફતેગુ પુર્ણ થતાંજ દરબાર સાહેબે ગાવાનો હુકમ આપ્યો એટલે અમારા ઉસ્તાદજીએ પોતાના સાઝ મેળવ્યા અને નીચલી ગઝલ શરૂ કરી.

નિગાહ કી આઇને મેં ચોટ ચલતી હે બરાબર કી
લડાઈ તીરસે હે તીરકી ખંજર સે ખંજર કી
ન સરકા હોશ કાતિલ કો ખબરથી કુછ ન ખંજર કી
બ વકતે ઝુબ્હા કયોં નિકલી સદા અલ્લાહો અકબર કી
જનાબે શેખને મયપી સમઝ કર હવઝે કવસર કી
ખુમાર ઉતરા તો સીધી રાહલી અલ્લાહ કે ઘર કી

આ શબ્દો હું પુરેપુરી રીતે ગાઇ પણ નહોતી રહી કે દરબાર સાહેબ પીરસાહેબની તરફ જોઈ મોહટેથી હસ્યા અને પીરસાહેબ પણ હસી પડયા. લગભગ દસ મીનીટ સુધી ઉપલા ત્રણે મતલાઓને પોતાના મોંહઢે બોલી દરબાર સાહેબ તથા તેમના મુસાહિબોએ સારી પેઠે તારીફ કરી જેનો જવાબ મેં નમી નમીને સલામો

કરીને આપ્યો અને ફરી તેજ ગઝલનો આ ચોથો મતલો સારી પેઠે બતાવીને કહ્યો.

મેં વોહ ગરદિશ ઝદા મયકશ હું મય ગરદિશ સેં શાગરકી
છલકતેહી ઝમીં પી જાતી હે ઘેરે મુકદ્દરકી

"સુબ્હાનલ્લાહ સુબ્હાનલ્લાહ!" દરબાર સાહેબ પોકારી ઉઠ્યા "ક્યા અચ્છા મતલા હે વાહ વાહ!" આટલું બોલી દરબાર સાહેબ ઘણીવાર સુધી તારીફ કરતા રહ્યા. ફરી મેં નીચલો શેર ખાસ દરબાર સાહેબની તરફ ઇશારો કરીને કહ્યો,

કહાં તુમ ઓર કહાં મેરા મકાં કુચ્છ ખેર હે સાહબ
મગર અય બંદા પરવર રાહ ભુલે ગેરકે ઘરકી

આ સાંભળતાંજ દરબાર સાહેબ બહુજ ખુશ થઇ ગયા અને પીરસાહેબે ખાસ મારા તરફ જોઇને કહ્યું,

"એ તો માત્ર તમારાજ માટે આવ્યા છે કાંઇ બીજાના ઘરને બદલે તમારે ત્યાં ભુલા નથી પડયા.

"જી હા, પીરસાહેબ સત્ય ફરમાવે છે."

"હું ક્યાં કહું છું. એ તો શાયર સાહેબ કહે છે."

"શાયર સાહેબે તો માત્ર લખ્યું છે પણ અત્યારે તમોએ બતાવીને ગાયું તેથી જાણે સાચું તમેજ ન કહેતાં હોવ તેમ જણાયું" પીર સાહેબ બોલ્યા.

"પણ એ ગઝલ કોની છે?" દરબાર સાહેબે પુછ્યું.

"હમણા જણાઇ આવશે, માત્ર એકજ શેર વચમાં છે."

"પચાસ હોએ તોએ શું? ગઝલ એટલી બધી દિલચસ્પ અને બરજસ્તા છે કે કાંઇ કહેવાની વાત નહીં, જાણ્યામાં કોઇ નામચીન શાયરની છે" દરબાર સાહેબે કહ્યું.

"મને પણ એમજ જણાય છે" પીરસાહેબે ટેકો આપ્યો તે બાદ મેં નીચલો શેર કહ્યો.

સિતમ કયા કયા સહે લેકિન શિકાયત તક ન કી ઉનકી
જુ઼ાં કે સામને મેં બન ગયા તસવીર પત્થરકી

આ શેર ઉપર દરબાર સાહેબ બેસાખ્તા "વાહવાહ વાહવાહ!" પોકારવા લાગ્યા અને બાર બાર પોતાના મોંહઢાથી આ શેર બોલી પુરી ગઝલ લખી લેવાનો પોતાના એક મુસાહિબને હુકમ કર્યો. એટલે મેં છેવટના મકતાનો શેર કહ્યો.

કિસીકો ભી નહીં આરામ અય આરામ દુન્યામેં
મગર રાહત હે કુન્જે કબ્રમેં આગોશે માદરકી

નવાબ સાહેબે છેવટના મકતાનો આ શેર સાંભળી તરતજ પોતાના મુસાહિબને પુછ્યું.

"આ આરામ કયા?"

"સરકાર! આતો મારા ખાસ મિત્ર નિકળ્યા."

"એટલે?"

"મારે અને એમને તો લાંબા સમયથી સંબંધ છે, વડોદરા રાજ્યમાં એમના વડીલો નામાંકિત હકીમો થઇ ગયા છે અને એઓ પોતે ખાસ દાગ સાહેબના નામી, શાગિર્દોમાં છે. જો કે પોતે ગુજરાતના રહીશ છે, પણ કલામ બહુજ ઉમદા કહે છે."

"એમનું નામ?"

"મુનશી અમીરૂદ્દીન ગરીબ હકીમ છે અને આરામ તખલ્લુસ કરે છે."

"ગરીબ હકીમ કુટુંબની સાથે તો આપણે પણ સંબંધ છે તેમને લખી તેમના બીજા કલામો મંગાવજો, અને જ્યારે (મારી તરફ

ઇશારો કરી) આ સાહેબ મહેરબાની કરી આપણે ત્યાં પધારશે ત્યારે આરામ સાહેબના બધા કલામ એમનીજ પાસે ગવડાવીશું.

" જેવી હુઝુરની આજ્ઞા. "

તે બાદ લગભગ બાર વાગ્યા સુધી ગાણું ચાલ્યું જેમાં મને જેટલું યાદ હતું તેટલું બધું સંભળાવી દીધું તેથી દરબાર સાહેબ ઘણાજ ખુશ થઇ ગયા અને જતી વખતે એકસો રૂપીઆની નોટ પાનની થાળીમાં મુકી દીધી જે લેવાને માટે અંમાએ બહુ ઇન્કાર કર્યો પરંતુ દરબારસાહેબ અને પીરસાહેબના આગ્રહથી લઇ લીધી.

દરબારસાહેબ અને પીરસાહેબના વિદાય થયા બાદ હું એટલી બધી થાકી ગઇ હતી, કે તરતજ પલંગ ઉપર જઇને સુઇ ગઈ; અને જ્યારે સવારમાં ઉઠી ત્યારે મારા પલંગની પાસે મીરઝાસાહેબને જોયા. હું તરતજ પલંગ ઉપરથી ઉઠી અને હાથ મોં ધોઇ તેમની પાસે આવીને બેઠી તે વખતે મને પીરસાહેબની "નમાઝે આશિકાં દરદિલ" વાળી વાત યાદ આવી એટલે મેં પુછ્યું.

" અલ્લાહતાલાએ બધા મુસલમાનો ઉપર નમાઝ ફરઝ કરી છે તે શું સાચી વાત છે ? "

" આ સવાલ કેવો ?" મીરઝાસાહેબ બોલ્યા "આપણા મઝહબમાં દરેક મુસલમાન માટે પાંચ ફરઝો રાખેલી જેમાંની એક, નમાઝ પણ છે. "

" જો નમાઝ અદા કરવામાં ન આવે તો શું થાય ?"

" ગુનોહ થાય. "

" કોનો ?"

" અલ્લાહનો, કેમકે આ પાંચે ફરઝો અલ્લાહની તરફથી છે. "

" પણ કોઇ ખાસ માણસ આ ફરઝોમાંથી મુક્ત થઇ શકે છે ?"

" નહીં. "

"ત્યારે પેલા પહાડીવાળા પીરસાહેબ પરમ દહાડે નમાઝ, પઢવા ન ગયા તો મેં તેનો સબબ પુછયો એટલે તેઓએ જણાવ્યું કે, અમે તો ફકીર છીએ માટે અમારો અમલ તો "નમાઝે આશિકાં દરદિલ" ઉપર છે માટે આપ એવા પીરસાહેબ માટે શું કહોછો ?"

"આ વાત તદ્દન શરે શરીફની ખિલાફ છે તેથી શરે શરીફની ખિલાફ ચાલનારા માટે જે કહેવામાં આવે તેજ તેમના માટે પણ કહેવામાં આવશે."

"તો શું પીરસાહેબે નમાઝ ન ભણી તો તેઓ ગુનેહગાર થયા ?"

"બેશક."

"તેતો મોહટા ખુદા રસીદા, આલે રસુલ બુઝુર્ગ છે માટે એઓ કેવી રીતે ગુનેહગાર થાય ?"

"કેમ ન થાય ? ખુદાને ત્યાં બધા બરાબર છે. આજ સુધી ખુદાએ કોઇપણ મુસલમાનને નમાઝ માફ કરી નથી. મોહટા મોહટા સહાબએ કિરામ અને ઇમામો પણ નમાઝ પડતા હતા, કેમકે ખુદાની નજીક તો બધા મુસલમાનો સમાનજ છે. ખુદાને ત્યાં જાત નાત નથી. તેની ઇબાદત તો દરેક બંદા ઉપર ફરઝ છે. નાતજાત ઉપર જે લોકો ફખ્ર કરી અલ્લાહતાઅલાની ફરઝને અદા કરતા નથી તેઓ બેશક ગુનેહગાર થાય છે અને જેઓ "નમાઝે આશિકાં દરદિલ" કહી નમાઝ જેવી ફરઝને અદા કરતા નથી તેઓ પોતાના દાવામાં જુઠા છે. કેમકે ખુદાવંદે કરીમ પોતાના કલામે પાકમાં ફરમાવે છે કે "**ઇન્ના અકરમકુમ ઇનદલ્લાહે અતકાકુમ**" ( અલ્લાહની નજીક તમારામાં મોહટો બુઝુર્ગ તેજ છે કે જે તમારામાં મોહટો પરહેઝગાર છે ) ગવહરજાન ! ખુદા તો પોતાના કલામમાં આવી રીતે ફરમાવે અને પીરસાહેબ પોતાની સીયાદત ઉપર ફખ્ર કરી નમાઝને એક સાધારણ વસ્તુ સમઝે તે તેઓની જહાલત નહીં તો બીજું શું ?"

" પણ મીરઝાસાહેબ ! જે લોકો ખુદાના આશિક અને તેનીજ યાદમાં રાત દીવસ મસ્ત રહેનારા છે તેઓને જાહેરી નમાઝની શી જરૂરત છે ? "

" ગવહરજાન ! તમે આવા વાતોથી તદન અંજાણ છો માટે આ વીવાદને મુકી દો. "

" નહીં, મીરઝાસાહેબ ! મને સમજાવવું પડશે. "

" મેં તો તમોને કહીજ દીધું છે કે ગમે તેવો બાખુદા સીયાદત પનાહ કેમ ન હોય પણ અલ્લાહની ફરઝમાંથી મુક્ત થઈ શકતો નથી. શું સહાબએ કિરામ અને અઈમ્મએ અતહાર વીગેરે બુઝુર્ગોને દીનથી કોઈ વધુ બાખુદા થઈ શકે છે ? તેઓની આખી જીંદગી ખુદાની યાદ અને શરીઅતની પાબંદીમાં ગુજરે અને આજ કાલના કેટલાક અજ્ઞાનો પોતાને અલ્લાહના આશિક બતાવી ખુદાની ફરઝને એક સાધારણ વાત સમજે તે કેવી રીતે બને ? વળી જે લોકો કહે છે કે અમે તો અલ્લાહના આશિક છીએ તેથી જાહેરી નમાઝની જરૂરત નથી તેઓ જુઠા અને જાહેલ છે કેમકે શરીઅત જાહેર છે, બાતેન નથી. હ૦ રસુલે અકરમ સલ૦ કરતાં વધુ કોણ અલ્લાહના આશિક અને પ્યારા હશે. તેઓ હઝરત સલ૦તો આખી આખી રાત નામાઝો પઢતા હતા અને તે પણ એટલે સુધી કે પગો પર સોજો ચઢી આવતો જ્યારે અલ્લાહના પ્યારા રસુલ નમાઝની આટલી પાબંદી કરતા હતા તો બીજાની શું હકીકત ? જે લોકોએ શરીઅતનો રસ્તો પસાર કર્યો નથી અને પોતાને એકદમ મારેફતને હકીકતમાં શુમાર કરાવે તો તે તેમની તદન જહાલત છે. આવા લોકોને માત્ર જાહેલો અને ખુદા રસુલના ફરમાનથી અજાણ્યા લોકોજ બુઝુર્ગ સમજતા હશે પણ જે લોકો ખુદા રસુલના ફરમાનોથી જાણીતા છે, જેઓ શરીઅતની હકીકત પિછાણે છે તેઓ કદી પણ બુઝુર્ગ સમજશે નહીં" "નમાઝે આશિકાં દરદિલ" કહી જે અજ્ઞાનો નમાઝ જેવી ફરઝમાંથી મુકત થવા માગે છે તેઓ ખરી રીતે

જોતાં ઉપલા વાકયના અર્થથી તદ્દનજ જાહેલ હોય છે કેમકે "નમાઝે આશિકાં દરદિલ" ના અર્થ આશિકોની નમાઝ દિલમાં હોય છે એટલે આશિકો પોતાની નમાઝ જાહેરી પાબંદી અને રૂકુ સુજુદ વગર દિલમાં અદા કરી લે છે એમ તેઓ સમજતા લાગે છે; પરંતુ એમ થતા નથી. જે ખુદાના ખાસ પ્યારા બંદાઓ છે જે તેના આશિકો છે તેઓની નમાઝ "નમાઝે આશિકાં દરદિલ" એટલે આશિકોની નમાઝ દિલથી હોય છે એવા અર્થ થાય છે. નમાઝની વખતે તેમનું દિલ ખુદાની હુઝુરીમાં રહે છે, અને દુન્યવી બાબતોથી તદ્દન પાક હોય છે તેઓ નમાઝની વખતે એમજ સમજે છે કે અમે આ વખતે પાક પરવરદિગારના દરબારમાં તેની સ્તુતી કરી રહ્યા છીએ માટે ગવહરજાન! જે લોકો નમાઝને મામુલી ઈબાદત સમજી તેનાથી દુર રહેતા હોય તેવાઓને ખુદાના આશિકો નહીં પણ શયતાનના ગુલામ સમજવા જોઇએ."

"ત્યારે પીરસાહેબે ખાલી ડફાંસજ મારેલી કે?

"ડફાંસ નહીં તો બીજું શું?"

"ચાલો હશે, આપણે શું! જે કરશે તે ભરશે."

આ વાતચીત થવા બાદ મીરઝાસાહેબ વિદાય થયા અને હું મારા કામકાજમાં ગુંથાઇ.

સાંજના પાંચેક વાગ્યાના શુમારે પીરસાહેબનો માણસ અંમાને બોલાવવા આવ્યો જેથી તેઓ પીરસાહેબને ત્યાં ગયા અને ત્યાંથી છેક રાતના આઠ વાગે આવ્યા. જે વખતે અંમા આવ્યા તે વખતે તેઓ બહુજ ખુશી જણાતા હતા. આવતાંની સાથેજ. તેઓએ મને તથા ઉસ્તાદજીને કહ્યું,

"લ્યો સાહેબો! મુબારક, ગવહરની નોકરી થઇ ગઇ."

"કયાં?" ઉસ્તાદજી તથા મેં પુછ્યું.

"દરબાર સાહેબને ત્યાં."

"તેઓ કયા ગામના દરબાર છે?" મેં પુછ્યું.

"ગુજરાત કાઠીયાવાડમાં કાઝીપુર નામની રિયાસતના દરબાર છે. વરસ દહાડે ત્રણ ચાર લાખની આમદ થાય છે. હજુ સુધી તેઓ આવા છંદમાં પુરેપુરા પડેલા નથી. પણ સંગિતના બહુજ શોખીન છે, તેથી પહેલાં અચ્છન તથા મોહમદીને નોકર રાખીને લઇ ગયા હતા પરંતુ હવે તો તેઓ ગવહર ઉપર મરી ફીટેલા હોવાથી પાંચસો રૂપીઆના માસીક પગારે લઇ જવા ચાહે છે. કહો શું ઇરાદો છે?'

" વાહ વાહ ! ! એમાં તે ઇરાદો શું ?" ઉસ્તાદજી બોલ્યા "ઇનામ ઇકરામ પણ મળશે ને ?"

"હજારોનો "

"ત્યારે ફરી આપે શું જવાબ આપ્યો ?"

"કબુલ કરી લીધું."

"સારૂં થયું. મુબારક."

"તમને સલામત" અંમાએ કહ્યું. "પણ ઉસ્તાદજી ! આજે રાત્રે પીરસાહેબે ગવહરને બોલાવી છે."

'શામાટે ?" મેં પુછ્યું.

" એક તાવીજ આપવાનો છે."

"હું તો રાત્રે નહીં જાઉ" મેં કહ્યું.

"શા માટે ?"

"તાવીજ દહાડે અપાય કે રાત્રે ?"

"એ તાવીજ જ એવો છે માટે રાત્રેજ જવું પડશે." અંમાએ ઉસ્તાદજીની તરફ લગાર હસતાં કહ્યું "કેમ ઉસ્તાદજી પીરસાહેબ ખાસ ખાસ તાવીજો રાત્રે આપે છે ને ?"

" જી હા "

" પણ ઉસ્તાદજી ! આ બધું પીરસાહેબની મહેરબાનીથી થયું છે, માટે આપણે બદલો કેવી રીતે વાળીશું."

"એ ગવહરથી પુછો."

"ગવહર ! બોલ જોઇએ ?"

આ સાંભળી મને બહુજ ગુસ્સો ચડયો તેથી હું બીજા હોલમાં ચાલી ગઇ અને અંમાની વાતો ઉપર વિચાર કરવા લાગી. અંમાએ ઘણીવાર સુધી ઉસ્તાદજીની સાથે ગુપચુપ વાતો કરી અને ફરી મને ખાવાને માટે બોલાવી હું ખાવાને બેઠી, અને ખાધું ન ખાધું કરીને ઉઠી ગઈ અને પાછી પલંગ ઉપર જઇને પડી. થોડીવાર પછી અંમા મારી પાસે આવ્યા, અને ઘણાજ વ્હાલથી મારા માથા ઉપર હાથ ફેરવતાં બોલ્યાં.

"દીકરી! હવે આપણું ભાગ્ય ઉઘડયું છે, દરબાર જેવો દુલા દિલનો સરદાર તારો આશક બન્યો છે. પાંચસો રૂપીઆના માસિક પગારે નોકર રાખવા તલપે છે, વળી તે નોકરીમાં હજારોના ઇનામની પુરેપુરી આશા છે. દરબાર લોકોને પૈસાની કદર હોતી નથી, તેઓની હાલત તો એવી છે કે જ્યાં કોઇના ઉપર તબીયત આવી કે બસ, તેનાજ બની ગયા. આખી રિયાસતની લગામ તેનેજ સોંપી દેછે. પેલી ઇદનનેજ જોને ! લાખો રૂપીઆની માલેક બની ગાડી ઘોડામાં ફરે છે તે બધો કોનો પ્રતાપ? રિયાસતની નોકરીનોજ પ્રતાપ છે. માટે બેટી! આવી તક ગુમાવવી તે ગોયા હાથે કરીને ગરીબી હોરી લેવા બરાબર છે." અંમાનુ આ લાંબું ભાષણ ચાલુજ રહેલું હોવાથી મેં તેને ટુંકું કરી દેવા માટે કહ્યું.

"આટલું બધું બોલવાની મતલબ ?"

"મતલબ એટલીજ કે, આપણા પીરસાહેબના પગોના પ્રતાપે આ સોનેરી તક હાથ લાગી છે માટે તું આજે રાત્રે પીરસાહેબની પાસે જઇ આવ, હવે તું સમજણી થઈ છે તેથી તને વધુ કહેવાની જરૂરત નથી, માટે દીકરી! હઠ મુકી દે."

"પણ અંમા! પીરસાહેબને આપણે કેવા બુઝુર્ગ સમજીએ છીએ તે આપ જાણો છો?"

"હા, બેટા હું જાણું છું. પણ આપણો ધંધોજ એવો છે, પીરસાહેબ તો શું પણ એક વખતે ગમે તે કેમ ન હોય."

"ઠીક, ત્યારે જેવી ઇચ્છા,"

આટલું બોલી હું ચુપ થઇ ગઇ. અને વેષ્યાને ત્યાં મારો જન્મ થએલો હોવાથી મારા જન્મની ઘડીને હજારો ગાળો મનમાં ને મનમાં દેવા લાગી. મારી હા થતાંજ અંમાએ ઉસ્તાદજીને તૈયાર કર્યા અને હું પીરસાહેબને ત્યાં પોંહચી. તેઓએ એકાંતમાં પોતાની કારકિર્દીનું સઘળું દફતર ખોલ્યું અને જે સાંભળીને હું ભારે અજાયબીથી પીરસાહેબના મોહઢાનેજ જોતી રહી; ટુંકમાં એટલુંજ કે દરબારને ત્યાં નોકરી અપાવવાની દલાલી તરીકે પીરસાહેબે તે રાત મને પોતાને ત્યાંજ રાખી. મારૂં દિલ પણ આવી બદીઓના સહેવાસથી સખત થતું ચાલ્યું હતું તેથી આવી વાતનો સદમો થયો નહી. બીજા દીવસે અંમાની ફરમાશથી, અને ઉસ્તાદજીની ખુશામદથી પીરસાહેબના પેલા નોકરને પણ રાજી કરી દીધો. હવે અમારી નોકરીનો પાકો બંદોબસ્ત થઇ ગયો, અને અમે એકાદ અઠવાડીયામાં કુચ કરવાની તૈયારીમાં પડયા. અમારા જવાથી અમારૂં ઘર સુનું રહેતું હોવાથી અંમાએ બે વિશ્વાસુ માણસો નોકર રાખ્યા અને બે ચાર મહીને એકાદ ફેરો ખાઈ જવાનું નકી કર્યું. દરબાર સાહેબ પોતાનો એક ખાસ મુસાહિબ અમારી પાસે મુકી પોતે કાઝીપુર ચાલ્યા ગયા અને ત્યા પોંહચી અમને આવવા માટે તાર કર્યો. જે જોતાંજ અમે અમારા નોકરો ચાકરોની સાથે કાઝીપુર રવાના થયા.

જ્યારે અમે કાઝીપુર પહોંચ્યા ત્યારે દરબારસાહેબે અમારા રહેવા માટે એક સુંદર બંગલો ઉઘાડી આપ્યો જેમાં અંગ્રેજી ફરનીચર ગોઠવેલું હતું. બંગલાની આસપાસ સખત પેહરો મુકી દીધો અને

દરબારસાહેબના ખાસ વિશ્વાસુ માણસો સિવાય બીજાના આવવા માટે સખત બંધી કરી દીધી. અમે પોહચ્યાં તેના બીજાજ દીવસે દરબાર સાહેબે પોતાના ખાસ સોબતીઓનો એક જલસો કર્યો, જેમાં મેં એવી તો સરસ રીતે ગાયું અને બતાવ્યું કે બધા જણા બેખુદ જેવા બની ગયા. આથી દરબારસાહેબે ખાસ રાજી થઇને મારા પગમાં સોનાનાં કડાં પહેરાવ્યાં જે લગભગ દસ હજારનાં હતાં, આવી રીતે માત્ર થોડાજ દીવસમાં દરબાર સાહેબે અમોને ઇનામ ઇકરામ આપી સારી પેઠે નવાજી દીધાં. અંમા અને ઉસ્તાદજીની ખુશાલીનો પાર રહ્યો નહોતો. દરબારસાહેબ મારા તથા અંમાના તાબામાં થઇ ગએલા હોવાથી દરબારી કામવાળા કેટલાક ગરજવાનો પણ અમારે ત્યાં આવવા લાગ્યા અને હજારો ખુશામદો અને રોકડા રૂપીઆની લાલચો બતાવી દરબારસાહેબને સીફારશો કરવાનું કહેવા લાગ્યા. જેથી થોડાજ દીવસમાં અંમાનો અને મારો મીઝાજ આસમાન ઉપર ચઢી ગયો અને હકુમતના નીશામાં રાત દિવસ ચકચુર રહેવા લાગ્યા. દરબારસાહેબને ત્યાં આવ્યાને લગભગ બે માસ થયા હશે કે અંમાની શીખવણીથી મેં દરબાર સાહેબને દારૂ પીવા ઉપર ચઢાવી દીધા. તેથી દરબારસાહેબ રાત દિવસ દારૂનાજ ઘેનમાં રહેતા હતા; અને મારા ઉપર એટલા બધા ફીદા હતા કે હું જે કાંઇ કહેતી તે, વગર આનાકાનીએ કબુલ કરી લેતા હતા. આવી રીતે ધીમે ધીમે મારૂં મન વધવા લાગ્યું, દરરોજ સાંજરે બે ઘોડાનીગાડી મારા માટે આવતી હતી અને જેમાં બેસીને હું ખાસ ફરવા જતી હતી તે વખતે દરબારસાહેબના હુકમથી ચાર ઉઘાડી તલવારના સવારો મારી ગાડીની આગળ પાછળ રહેતા હતા, અને થોડાજ દીવસમાં દરબારસાહેબે હુકમ કર્યો કે જ્યારે પણ મારી ગાડી પસાર થાય ત્યારે રાજ્યના નાહનામાં નાહના દરજ્જાના નોકરથી લઇને તે દીવાન સુધી બધા મારી ગાડીની આગળ ઉભા થઇ સલામ કરે અને હું જ્યારે ગાડીમાં સવાર થાઉં ત્યારે આગળ પાછળ સો વાર સુધી કોઇ પણ ગાડી કે માણુસ આવ

જા કરી શકે નહીં. આવો હુકમ નીકળતાંજ રૈયતવર્ગ અને મોહટા અમલદારવર્ગમાં ભારે ચર્ચા થવા લાગી, પરંતુ માલેકનો હુકમ હોવાથી કોઈ પણ માણસ ચું કે ચાં કરી શકયો નહીં. દરબારસાહેબ પુરેપુરા મારા તાબામાં છે અને હું જે કાંઈ ચાહું તે કરી શકું છું એવી વાત ફેલાએલી હોવાથી હજારો અરજદારો મારી ગાડી પસાર થાય ત્યારે અરજના માટે ઉભા રહેતા હતા અને હું એટલી બધી રોફમાં રહેતી કે, કોઈપણ માણસની અરજ ઉપર લગારે ધ્યાન આપતી નહોતી. મારી સાથવાળા ઉસ્તાદજીઓનું પણ એટલું બધું માન વધી ગયું હતું કે હજારો લોકો તેમની ખુશામદ કરી લાંચ રૂશવતના સેંકડો રૂપીઆ આપતા હતા. ટુંકમાં એટલુંજ કે થોડીજ મુદતમાં અમે આખી રિયાસતના માલેક બની ગયાં. દરબાર સાહેબ તો માત્ર એક પુતળાં સમાન રહી ગયા, હું જે તરફ તેમની કળ ફેરવતી તે તરફ તેઓ ફરતા હતા. આખો દીવસ દારૂના નીશામાં ચકચુર બની મારે ત્યાંજ પડી રહેતા હતા. દરબાર સાહેબની જોકે બે બેગમો મારા કરતાં અતી ખુબસુરત હતી છતાંપણ કોણ જાણે દરબાર સાહેબને મારી કઇ વસ્તુ પસંદ પડી હતી કે તેઓ મહિનાઓ ઉપર મહિનાઓ ગુજરી જતા તોપણ તે બેગમોને ત્યાં આડી નજર પણ કરતા નહોતા. એક દીવસે મેં બેગમોની વાત કહાડી તો તેઓ મને પોતાની બેગમોને ત્યાં લઇ ગયા અને તેમની આગળ મારા રંગરૂપની તારીફ કરી, જે સાંભળી તે બિચારીઓ મારા મોહઢાં સામુંજ જોતી રહી. મારામાં શા શા અવગુણો ભરેલા છે તેથી તેઓ તદન નાવાકેફ હતી, જેથી દરબાર સાહેબના હુકમને માન આપી તેઓ મારી ભારે ખાતર તવાઝો કરતી હતી. જ્યારે મેં બેગમોને જોઇ અને મારા તથા તેમના રંગરૂપની સરખામણી કરી ત્યારે હું તેમની આગળ તેમની એક લોંડી જેવી પણ ન જણાઇ, તેથી પોતાની મેળે મારા મનમાં અદેખાઇની લાગણી ફુટી નીકળી અને એજ અદેખાઇના પ્રતાપે દરબાર સાહેબના હાથે તેમને પજવવામાં લગારે કસર રાખી નહીં. કેમકે મને પુરેપુરી ખાત્રી

હતી કે દરબારસાહેબ એક ને એક દીવસે તેમના મનહરણ રૂપથી અંજાઇને મને તરછોડી મેલશે; જેથી મારાથી બની શકી તેટલી તેમની બુરાઇઓ કરી, જેની એટલી બધી અસર થઇ કે દરબારસાહેબે પોતાની લાયક બેગમોને એકદમ તરછોડી દીધી એ સિવાય મેં તેઓને ઝેર આપી ઠેકાણે કરી નાખવાની પણ બાજી રચી, પરંતુ તેમાં હું ફાવી શકી નહીં. અંમા પણ રાતદીવસ બેગમોનું કાસળ કાઢી નાખવાની પયરવીમાં રહ્યાં પણ કાંઇ વળી શકયું નહીં.

કાઝીપુરમાં અમને લગભગ બે વર્ષ વીતી ગયા એટલામાં તો અંમાએ અને મેં લગભગ સાઠ સીતેર હજાર રૂપીઆની પુંજી ભેગી કરી લીધી અને રિયાસતનો મામલો હોવાથી બધી પુંજી દીલ્હી પહોંચાડી દીધી. એટલામાં દરબાર સાહેબે મારા માટે શહેરની બહાર તળાવના કીનારે એક સુંદર મહેલ બનાવવો શરૂ કર્યો અને હજુ તો તે તૈયાર થાય તે પહેલાં તેનું નામ " ગવહર વિલાસ " રાખી દીધું. મહેલ બંધાવવા પાછળ લગભગ વીસેક હજાર રૂપીઆ ખર્ચ થઇ ચુકયા હતા અને હજુ દસ પંદર હજાર રૂપીઆનું કામ બાકી રહ્યું હતું, કે એટલામાં અમારી કિસમતનું પાસું પલટયું. દરબારસાહેબ રાત દીવસ દારૂના નીશામાં ચુર બની મારે ત્યાં પડી રહેતા હોવાથી રાજ્યમાં ચોમેર અંધેર થવા માંડયું. અમલદારવર્ગે પોતાના રાજાને રાજ્યથી ગાફલ જોઇ પ્રજાવર્ગ ઉપર જુલમ ગુજારવા માંડયો અને જ્યાં ત્યાં લાંચ રૂશવતનો દોર જામી ગયો, જેથી પ્રજાવર્ગે દરબારને અરજીઓ કરવા માંડી પરંતુ તે તો મારા ગુલામ બની ગએલા હોવાથી અરજીઓ ઉપર ધ્યાન આપી શકયા નહીં તેથી વધુને વધુ અંધેર થતું ગયું. ખર્ચ અને બજેટ પણ ન રહેલું હોવાથી ત્રીજોરી ખાલી થઇ ગઇ અને હવે કરજ થવા માંડયું. રાજ્યના નિમકહલાલ નોકરો પોતાના માલેકની આવી ગફલત જોઇ રાજીનામા આપીને ચાલ્યા ગયા. જેમની જગ્યાઓ ઉપર અમારી સિફારશના માણસોને રાખ્યા. અમારા

ઉસ્તાદજીઓ પણ એવા લાંચીઆ બની ગયા હતા કે, ગરજવાનોને સારી પેઠે નિચોવી લેતા હતા તથા દરબાર મારા તાબામાં હોવાથી તેઓ મોહટા અમલદારોને કાંઇ વીશાદમાં ગણાતા નહોતા. આવી રીતે રાજ્યમાં અંધેર થઇ જવાથી આખરે આ વાતની ખબર પ્રાંતના સાહેબને આપવામાં આવી અને પ્રજાવર્ગ તરફથી સેંકડો અરજીઓ થઇ જે ઉપરથી પ્રાંતનો સાહેબ વગર ખબર આપે એકદમ કાઝીપુરમાં આવ્યો અને જ્યારે તેણે તપાસ કરી તો ચોમેર અંધેર ભાળ્યું, એટલે તાબડતોબ જપ્તી મુકી વડા એજંટને બોલાવ્યો. જેણે આવતાંની સાથેજ દરબારસાહેબને નાલાયક ઠેરવી રાજ્ય ઉપર મેનેજમેંટ મુકી દીધું અને અમને માત્ર ચોવીસ કલાકમાંજ રાજ્યની હદ મુકીને તાબડતોબ નીકળી જવાની નોટીસ આપી. જે જોતાંજ અમારા હોશ ઉડી ગયા, હું તથા મારી સાથના બધા માણસો ચોધાર આંસુએ રડવા લાગ્યા; આખી રિયાસતના માણસો અમારા ઉપર થુ થુ કરવા લાગ્યા. એ તો ઠીક થયું કે, અમાએ દુરઅંદેશી વાપરીને ઇનામ ઇકરામમાં મળેલી બધી રોકડ તથા ઘરેણાં વિગેરે દીલ્હી પહોંચાડી દીધાં હતાં. નહીંતો આ વખતે મુશ્કેલ થઇ પડત. રાજ્યના અમલદારોએ અમારા બધા માણસોની ઝડતી લઇ ઘણીજ ખરાબીની સાથે અમોને રિયાસયતમાંથી વિદાય કર્યાં. તે વખતે મારી હાલત બહુજ કાબિલે રહેમ હતી, પણ અમોએ કોઇના ઉપર દયા ન કરેલી હોવાથી આખી રિયાસતમાં અમારો એકે દાઝ ખાનાર ન નીકળ્યો, અને દરબાર સાહેબ તો એવા સખત ચોકી પહેરામાં હતા કે અમારી સાથે છેવટની મુલાકાત પણ કરી શક્યા નહીં. મારા માટે તૈયાર થનાર " ગવહરવિલાસ " મહેલને જોઇ મેં ચોધાર આંસુએ તેનાપર છેલ્લી નજર નાંખી અને ઘણુંજ દિલગીરી સાથે આ શેર પઢી કાઝીપુર રિયાસતની જાહોજલાલીને સલામ કરી.

નિકલના ખુલ્દસે આદમકા સુનતે આયે થે લેકિન
બોહોત બે આબરૂ હો કર તેરે કુચે સે હમ નિકલે

જ્યારે હું કાઝીપુરથી દીલ્લીમાં આવી ત્યારે મને ચોથા મહિનાનો ગર્ભ હતો, તેથી દીલ્લીમાં આવતાંજ સખત રીતે માંદગીના બિછાને પટકાઇ પડી. લગભગ બે વરસ સુધી રાજ્ય કરેલું હોવાથી તેના છુટવાનો સખત અફસોસ થયો અને તેજ અફસોસના સબબે મારી માંદગીએ ગંભીર રૂપ લીધું. ઘણા ડોકટરો, હકીમો, અને વૈદ્યોના ઇલાજ કર્યા પરંતુ કોઈપણ રીતે આરામ થયો થયો નહીં. એવીજ રીતે પુરા નવ માસ થઇ ગયા અને આજ કાલમાં પ્રસવ થશે એવી આશા જણાઇ. એક રાત્રે હું મારા બીછાના ઉપર "અરે ઉં અરે ઉં" કરતી પડી હતી કે એટલામાં નીચેથી એક ફકીરે સદા નાંખી—

નેકીકા બદલા નેક હે બદસે બદીકી બાત લે
મેવા ખીલા મેવા મીલે ફુલફુલ દે ફલપાત લે
કલજુગ નહીં સતજુગ હે યાં દિનકો દે ઓર રાત લે
કયા ખુબ સોદા નકદ હે ઇસ હાથ દે ઇસ હાથ લે

આ સાંભળતાંજ મારાં રૂવે રૂવાં ઉભાં થઇ ગયાં અને તેજ વખતે મોતની ભયંકર મૂર્તી મારી નજરો આગળ ઉભી થઇ ગઇ. આજ સુધીમાં જે જે પ્રપંચો રચ્યા હતા જે જે અનાથોને દુઃખ દીધાં હતાં તે બધા મોતની સાથે યાદ આવવા મંડયા. દરબારસાહેબની સત્યવતી બેગમોના માટે જે જે પ્રપંચો અને ઝેર આપવાની બાજીઓ રચી હતી તે તોપના ગોળાની પેઠે યાદ આવી મારી છાતીમાં લાગવા માંડી. આવી સ્થિતિમાંજ હું દીવાની જેવી બહાવરી બનીને રડવા લાગી, જે સાંભળતાંજ અંમા વીગેરે દોડી આવ્યાં અને મને સમજાવવા લાગ્યાં, પરંતુ કાંઇએ અસર થઇ નહીં. આવીજ સ્થિતિમાં મેં દીકરીનો જન્મ આપ્યો, જેથી આખા ઘરમાં ખુશાલી પ્રસરી ગઈ. પરંતુ તે સાથેજ બધાએ મારા બચવાની આશા મુકી દીધી.

મારા આવા સંકટના સમયમાં બધા ઓળખાણ પીછાણવાળાએ મને તરછોડી દીધી હતી, પરંતુ ભલા મીરઝાસાહેબ પહેલાંની પેઠેજ

દરરોજ આવતા હતા અને હકીમ ડાકટરોને ત્યાં જવું, મને દવા પાવી તથા દીલાસો આપવો વીગેરે કામ કરતા હતા. જોકે તેઓએ ઘણા લોકોના સમજાવવાથી નોકરી કરી લીધી હતી અને પોતાના ઘરના કામકાજમાં પણ ધ્યાન આપવા લાગ્યા હતા, પરંતુ મારે ત્યાંનો રોજનો ફેરો વગર ભુલે ખાતા હતા. મારી માંદગીમાં મીરઝાસાહેબને આવી રીતે વફાદાર રહેલા જોઇ તેમના માટે મારા તથા અંમાના દિલમાં પહેલાં કરતાં વધારે માન પેદા થયું અને તેમની આવી જાંનીશાનીનો કેવી રીતે બદલો વાળીશું એજ વિચાર આવવા લાગ્યો. મીરઝાસાહેબ દરરોજ સવારે આવતા હતા અને બપોરે તેઓ પોતાના એક બે મીત્રોને મારી ખબર અંતર પુછવા તથા કામકાજ માટે મોકલતા હતા; તેથી મારૂં આખું ઘર તેમના આભાર તળે દબાઇ ગયું હતું. મેં પુત્રીનો જન્મ આપ્યો તે બાદ લગભગ છ માસ સુધી સખત માંદગી ભોગવી અને છેવટે હજારો ઇલાજો થવા બાદ લગાર આરામ થયો, અને ફરી ધીમે ધીમે એક વરસમાં પુરેપુરી તંદુરસ્ત થઇ ગઇ. મારી માંદગી તો એવી સખત હતી કે, બધાઓએ મારી આશા મુકી દીધી હતી, પરંતુ કોણ જાણે કયા વખતનાં પુન્ય આડે આવ્યાં, કે હુ મોતના પંજામાંથી બચી ગઇ. મારી પુત્રી જેનું નામ મીરઝાસાહેબે "અખતર" રાખ્યું હતું તે હવે એક વરસની થઇ હતી અને તે મારા કરતાં મીરઝાસાહેબની ગોદમાં ઘણીજ ખુશીની સાથે રહેતી તથા તેમનેજ "પાપા પાપા" કરીને બોલાવતી હતી. મીરઝાસાહેબ અખતરને પોતાની પુત્રીની પેઠે સમજી આખો દિવસ ગોદમાં લઇને ફરતા હતા અને કેટલીક વખતે તો આખો દીવસ અને રાત પોતાને ત્યાંજ રાખતા હતા. હું પુરતી તંદુરસ્તીમાં આવી ત્યારે મારૂં દિલ બેહલાવવાને માટે મીરઝાસાહેબે મશહુર શાયરોના દીવાનો અને એવીજ રીતે બીજી કીતાબો લાવી આપી, જેથી આખો દિવસ તેનાજ વાંચનમાં પસાર થતો હતો, અને એમ કરતાં કરતાં ફરી મારૂં દિલ કોઇને ચાહવા માટે લલચાવા લાગ્યું એટલે મેં મારી

નજર મીરઝાસાહેબની તરફ ફેરવી, પરંતુ તેઓ તો પાક મોહોબ્બતથી મળનારા માણસ હોવાથી મારી ગરજ સરશે નહીં એમ ધારી કોઇ બીજા ગબરૂ જવાનની શોધમાં રહેવા લાગી, પણ આખા શહેરમાં આ વાત ફેલાઇ ગએલી હતી કે, ગવહર તો કોઇ નવ્વાબની શોધમાં રહે છે અને તે સાધારણ માણસ ઉપર નજર વટિક પણ નાંખતી નથી, તેથી કોઇ મારા પંજામાં સપડાયો નહીં, આથી મેં ફરી એક વાર નવ્વાબ અખતરઝમાનથી મળવાની બાજી રચી, પરંતુ તે તો ખુરશીદ અને ચુન્નાખાન ઉસ્તાદના પંજામાં સપડાઇને બરબાદ થઇ ચુકયો હતો. આખો દિવસ દારૂના નીશામાં ચકચુર બનીને પડી રહેતો હતો અને ખુરશીદ તથા ચુન્નાખાને પણ નવ્વાબને ત્યાંજ પોતાનો પડાવ નાખ્યો હતો. વળી આવા ઉડાઉ ખર્ચો કર્યાથી લગભગ બધી માલમિલ્કત વેચાઇને રોટલાના સાંસાં પડવાનો વખત નજીક આવી પહોંચ્યો હતો. આવી બધી બાબતોના લીધે મેં નવ્વાબની આશા મુકી દઇ બીજા શિકારની શોધ ચલાવી. પણ હવે એક છોકરીની મા થએલી હોવાથી કોઇ સદ્ધર બિલ્લુ ફસવાની આશા નહોતી એટલે ગમે તેવો પણ મળી જાય તો સારૂં એવા ઇરાદાથી સાંજરે ફરવા જવા માંડયું અને કોઇ કોઇ વખતે નાટકમાં જવાની શરૂઆત પણ કરી, પરંતુ લગભગ બે મહિના સુધી કાંઇ દાળ ગળી નહી.

આ ફુરસતના દીવસોમાં મેં ગાવા બજાવવામાં સારી પેઠે ઉન્નતી કરી લીધી હતી અને તેની સાથેજ મેં મારા અક્ષરો સુધારવા તરફ પણ સારી પેઠે લક્ષ આપેલું હોવાથી મોતીના દાણા જેવા મારા અક્ષરો થઇ ગયા હતા અને વાંચવામાં પણ ગમે તેવું લખાણ કેમ ન હોય! હું સહેલાઇથી વાંચી લેતી હતી. એક લાંબી ભયંકર માંદગીમાંથી સહીસલામત બચી ગએલ હોવાથી કોઇપણ ચાહનારને સતાવવાના વિચારો નાબુદ થઇ ગયા હતા, પરંતુ એક બે માણસો એવા હોય કે જેઓ મને ખુબસુરત સમજીને મારા રંગરૂપની, મારી નાજુકીની

તારીફ કરે અને જેને સાંભળીને હું રાજી થાઉં. કોઇ મને સરકાર કહે, કોઇ હુઝુર કહે અને હું તેમને મારા ચાહનાર જાણી તેમના ઉપર હુકમ બજાવું. આવા માણુસોની શોધમાં દર પળે મારૂં દિલ રહેવા લાગ્યું, અને થોડાજ દીવસમાં એવા માણુસ મળી પણ ગયા; એટલે એક દીવસે હું નાટકમાં ગઇ તો ત્યાં મારી ખુરશીની પાસે પચીસેક વરસની વયનો એક ખુબસુરત જવાન બેઠેલો હતો. જ્યારે મેં તેની પાસે જઇને બેઠક લીધી ત્યારે તે આડી નજરોએ મને જોવા લાગ્યો અને કોઇ સરસ સીન આવતો તો તે મારી સામું જોઇને હસ્તો હતો, તેનો જવાબ હું હસીને આપતી હતી. એમ કરતાં પહેલો ડ્રોપ પડયો ત્યારે તેણે બહાર જઇને મારા માટે રોઝબરી અને બરફનો ગ્લાસ મોકલ્યો, જે મેં વગર આનાકાનીએ કબુલ કરી લીધો અને જ્યારે બીજા ડ્રોપની શરૂઆતમાં તે મારી પાસે આવીને બેઠો ત્યારે મેં નીચી નજરોએ રોઝબરીના ગ્લાસ માટે આભાર માન્યો, જેના જવાબમાં તે લગાર હસ્યો. તે વખતનું તેનું હસવું એવું તો મનહરણ હતું કે હું બેચેન બની ગઇ. આવીજ રીતે બીજા ડ્રોપ વખતે પણ બરફ શરબતનો ગ્લાસ મોકલ્યો અને ફરી જ્યારે તે આવીને બેઠો ત્યારે મેં તેનો આભાર માનતાં કહ્યું,

"આપે આટલી બધી શામાટે તકલીફ લીધી ?"

"એમાં તકલીફ શાની ?"

"તકલીફ કેમ નહીં ! ?"

"જો તમે આને તકલીફ સમજતાં હોવ તો તેનો બદલો વાળી આપજો."

"એટલે ?" મેં અજાણ બનીને પુછ્યું "કેવો બદલો ?"

"ઇનશાઅલ્લાહ, બીજી મુલાકાત વખતે કહીશ."

"હમણાં કહેવામાં કોઇની બીક લાગે છે ?"

"હા, એમ છે ખરૂં."

"કોની બીક લાગે છે?"

"સાચે સાચું કહી દઉં?"

"આપની મરજીમાં આવે તો જુઠું બોલો."

"ખોટું તો નહી લાગે?"

"ખોટું પણ લાગે,"

"ત્યારે તો ચુપ રહેવુંજ બહેતર છે."

"ચુપ રહેવું મને પસંદ નથી."

"ત્યારે કહીજ દઉં છું."

"ભલે."

"ખરૂં પુછતાં હોવ તો મને તમારીજ બીક લાગે છે."

"મારી બીક?"

"જી હાં."

"મરદ થઈને સ્ત્રીથી બીઓ છો?"

"કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે ભલભલા પહેલવાનો અને મહાત્માઓ પણ તેમનાથી બીએછે તો ફરી હું કેમ ન બીઉં?"

"કેટલીક સ્ત્રીઓ એવી હશે, પણ હું કેટલીકમાંની નથીને?"

"એ તમારે મારા દિલથી પુછવું જોઈએ?"

"આપનું દિલ કયાં છે?"

"મારૂં દિલ?" આટલું બોલી તેણે કોઇ ચીજ ખોવાઈ ન હોય એવો ચેહેરો બનાવી આમ તેમ જોઇ મારી તરફ ઈશારો કરતાં બોલ્યાં.

"આ તમારા હાથોમાં કેદ થઇ ગયું છે."

"તેને કેદમાંથી છોડાવી લ્યોને?"

"સખત પહેરામાં છે તેથી લાચાર છું."

"કોનો પહેરો? કેવો પહેરો? મેં અજાયબીથી પુછ્યું એટલે તે બેચેન બનીને બહાર ચાલ્યો ગયો અને થોડી વાર પછી એક ગાડી વાળો મારી પાસે આવીને બોલ્યો.

"આપને એક સાહેબ બહાર બોલાવે છે."

"શા માટે?"

"મને ખબર નથી."

"ક્યાં ઉભા છે?"

"મારી બ્રુમ ગાડીમાં બેઠા છે."

આ સાંભળી હું તરતજ બહાર આવી અને બ્રુમગાડીની પાસે જઇને ઉભી તો તે જવાન નીચે ઉતરી પડયો અને મને અંદર બેસવાની બોહોસ કરવા લાગ્યો, એટલે હું પણ કાંઇ આનાકાની કર્યા વગર અંદર બેસી ગઇ. જ્યારે હું અંદર બેસી ગઇ ત્યારે તે પણ મારી સામી બાજુએ આવીને બેઠો અને ગાડીવાળાને ગાડી ચલાવવાનો હુકમ આપતાં મારી આગળ પોતાના પ્યારના રોદણાં રડવા લાગ્યો અને મારા શરીરની મારા રંગરૂપની અને મારી નાજુકીની એવી તો દિલકશ શબ્દોમાં તારીફ કરી કે હું બેફામ બનીને તેના ખોળામાં પડી ગઇ. બસ હબીબુર રહેમાનખાનને પણ એજ જોઇતું હતું. એક લાંબા સમયથી હું જેવા ચાહનારની શોધમાં હતી તેવોજ ચાહનાર હબીબુર રહેમાનખાન જેવો રસીયો મળી આવેલો હોવાથી મારી ખુશાલીનો પાર રહ્યો નહીં. મેં તે વખતે ગાડીવાળાને મારા ઘર ઉપર લઇ જવાને કહ્યું અને થોડીજ વારમાં મારૂં ઘર આવી ગયું. એટલે હું તે નવજવાન હબીબુર રહેમાનખાનને મારા ઘરમાં લઇ ગઇ અને અંમાની આગળ તેમની તારીફ કરી. હબીબુર રહેમાનનો લિબાસ ભપકાદાર હોવાથી અંમા તેને શિકાર સમજીને ખુશાલી જાહેર કરવા લાગ્યા. તે દીવસે રાત ઘણી ગએલી હોવાથી હબીબુર રહેમાન બીજા દીવસનો વાયદો કરી ચાલ્યો ગયો અને વાયદા પ્રમાણે બીજા દીવસે આવ્યો. હું પણ તેની વાટ જોઇનેજ બેઠેલી હોવાથી મેં તેને માન સાથે મારી પાસે બેસાડયો અને એક બે દીવસના આવવા જવામાં તેની સાથે જીવ મળી ગયો.

કેટલાક માણસોમાં આગલી પાછલી વાતો ખંત કરીને પુછવા
ટેવ હોય છે. તેવી ટેવવાળા માણસથી મને સખત ચીડ હતી
તેવી ટેવવાળા માણસમાં લાખ હુન્નર હોય તેઓ શું? માત્ર
એકજ ટેવના સબબે તેના બધા હુન્નરોને હું ધુળ સમજતી હ
હબીબુર રહેમાનમાં લાખ વાતની એક વાત આ હતી કે, ગમે
વાત ન હોય પણ તે બાબતમાં તે લગારે પડપુછ તેમજ આગલી પા
વાતો ખંત કરીને પુછતો નહી. વળી એ સિવાય તેનો સ્વભાવ તદન મ
જેવોજ હોવાથી બે ચાર દિવસમાંજ તે મારો અને હું તેની થઇ ગઈ. મારે
ગમે તેઆવે તેની હબીબુર રહેમાનને લગારે પરવા નહોતી. કેમકે તે માર
તદન છાની રીતે મળવા ચાહતો હતો અને હું પણ એવીજ
મળવા ઇચ્છતી હોવાથી અમો બંન્નેના જીવ મળવામાં લગારે અડ
નડી નહીં. હબીબુર રહેમાનમાં સૌથી સરસ એક વાત આ પણ
કે મારે ત્યાં આવનારની ભારે ખાતરબરદાશ્ત કરતો હતો. શેર શાયરી
પુરેપુરો દરીયા હતા, તે દીવસોમાં સાંજની વખતે મારે ત્યાં
બેઠક થતી હતી તેવી બેઠક ભાગ્યેજ બીજા કોઇને ત્યાં થતી
હબીબુર રહેમાનની શેર શાયરી, ફકીરૂલ્લાહનો ઉમદા મઝાક, અશ્ફ
હુસેનની સિતારબાઝી, એહમદબેગની ચોસર તથા શેતરંજની રમ
હુશીયારી વીગરે એવી બાબતો હતી કે દીવસ અને રાત કયાં પ
થાય છે તેનો લગારે ખબર પડતી નહોતી. મીરઝાસાહેબને હબી
રહેમાનના સંબંધની ખબર પડી ગઇ હતી પરંતુ તેઓ બાચારા એવા
અને નેક હતા કે કોઇપણ દીવસે મારી સાથે તેના સંબંધની
પણ કરી નહોતી અને પ્રથમની પેઠેજ બરોબર આવતા જતા હ
હું હબીબુરરહેમાન ઉપર ફીદા ફીદા થઇ રહી હતી એ જોઇ
અને ઉસ્તાદજી બહુજ બળવા લાગ્યાં પરંતુ મેં તેઓની લગારે પ
કરી નહીં. એક દીવસે અંમાએ હબીબુરરહેમાનના ગજવા ઉપર
મારવા માટે મને સારી પેઠે શીખામણ આપી પરંતુ મેં તે બાબ
એક પાઇ પણ હબીબુરરહેમાનના પાસેથી મેળવવા માટે સાફ ના પ

બે દીવસ બાદ અંમા અને મારા વચ્ચે એક મોહટી લડાઇ જાગી જેથી તેઓને સારી પેઠે ખાત્રી થઇ કે હવે ગવહર અમારા તાબામાં રહી શકે તેવી રહી નથી અને તેના મનમાં આવશે તે કરશે. તેમનું આવું સમજવું મારા હકમાં સારૂં થયું તેથી મેં હબીબુરરહેમાનની પાસે એક પાઇ પણ માંગો નહીં, જો કે અંમાની લડાઇથી હબીબુરરહેમાન લડાઇના મુળ કારણને સમજી ચુકયો હતો તેથી તેણે મને પગાર લેવા માટે બહુએ સમજાવી પણ હું તો જુવાનીના નીશામાં ચુર બની દુન્યામાં બધી જગ્યાએ હબીબુરરહેમાનનેજ જોતી હોવાથી એક પાઇ પણ લેવા માટે સાફ ઇન્કાર કરી દીધો.

અંમા અને ઉસ્તાદજી સાથે લડાઇ કરીને સારી પેઠે દાબ બેસાડયા પછી મને જણાવા લાગ્યું કે દુન્યાની બધી ખ્વાહીશો પુરી થઇ છે, અને હવે એકે ખ્વાહીશ એવી રહી નથી કે જે પુરી ન થઇ હોય ? તેથી હું મારા મનનાં સારી પેઠે મલકાવા લાગી. વળી મીરઝાસાહેબ, હબીબુર રહેમાન, અશફાકહુસેન, ફકીરૂલ્લાહ, વીગેરે ગ્રહસ્થોના સહેવાસથી મારામાં અદબ આદાબ અને વાતચીતની લાયકાત આવી ગએલી હોવાથી હું મને પોતાને એક વેષ્યાના દરજ્જા કરતાં વધારે સમજવા લાગી હતી અને તેથી શહેરના કોઇપણ બીજા માણસને કાંઇ પણ ધ્યાનમાં લાવતી નહોતી. રાત દીવસ હબીબુરરહેમાનની સાથે મોજ માણવામાંજ હું દુન્યાનું બધું સુખ સમજી રહી હતી. અને દુઃખ તથા દરદ કોને કહે છે તે તદ્દન વીસરી બેઠી હતી. આવી રીતે લગભગ બે વરસ વીતી ગયાં અને લગારે ખબર પડી નહીં, ખરૂં છે કે સુખના સો વરસ જતાં વાર લાગતી નથી પણ દુઃખનો એક દીવસ સો વરસ કરતાં વધારે દુઃખદાયક લાગે છે. મારી આવી એશઅશરતવાલી જીંદગીના બે વરસ જતાં ખબર ન પડી એટલામાં એકાએક અંમા લકવાની ભયંકર માંદગીના બીછાને પકડાઇ પડયાં એટલે મારી આંખો ઉઘડી અને હું તેમની સારવારમાં પડી, અંમાની માંદગીએ દિનપ્રતિદિન ગંભીર રૂપ લેવા

માંડ્યું. જેથો તે એશઅશરતની બેઠકો ધુલધાણી થઇ ગઇ. રાત દીવસ દવાદારૂ અને હકીમોના ઘરના ફેરા ખાવામાં પસાર થવા લાગ્યા. અંમાની આવી જીવલેણ ભયંકર માંદગીમાં માત્ર મીરઝાસાહેબ અને હબીબુર્રરહેમાન સિવાય બીજા બધા મળનારાઓએ આવવું મુકી દીધું હતું. આ વખતે મીરઝાસાહેબે જે તનમનથી અંમાની દવાદારૂમાં કોશીશ કરી હતી તે કદી પણ ભુલી શકાય તેવી નહોતી. અંમાના ખાસ સોબતી ઉસ્તાદજીએ પણ અંમાની ભયંકર માંદગીથી લગાર આડી આંખ કરી લીધી હતી. એમ કરતાં કરતાં બે માસ વીતી ગયા પણ અંમાની તબીયતમાં લગારે ફેર પડ્યો નહીં. રૂપીઆ કાંકરાની પેઠે ખરચ થતાં હતાં. ખાવાપીવાના માટે એક માણસ ઉઠાડે તો તેઓ ઉઠીને ખાણું ખાઇ લેતાં હતાં. આવી તબીયત થવાથી હવે ઇલાજો મુકી દીધા અને એમને ખુદાને સુપરદ કરી દીધાં. મોહટા મોહટા ડાકટરોએ તેઓ હવે સાજાં નહીં થાય એવી સલાહો આપેલી હોવાથી અને પોતે (તેઓએ) પણ દવા કરવાને માટે ઇન્કાર કરી દીધેલો હોવાથી દવાદારૂ બંધ કરી દીધી. તેઓ પોતાની લાચાર સ્થીતી જોઇ દર વખતે રડયા કરતાં હતાં અને કેટલીક વખતે તો પોતાની જુવાનીની વાતો કરી મને પણ રડાવતાં હતાં. જ્યારે તેઓ પોતે સાજાં નહિં થાય એવી ખાત્રી થઇ ગઇ ત્યારે પોતાના મરણની દોઆઓ માંગવા લાગ્યાં, જે સાંભળી મને ભારે અફસોસ થતો હતો અને કેટલીક વખતે એવો વિચાર આવતો હતો કે કોઇ દીવસ તેઓ પણ મારી પેઠે જુવાન હશે. સેંકડો શોખીન જુવાનીઆ રાત દીવસ તેમની આગળ પાછળ રહેતા હશે. ચાહનારાઓની ઠઠ્ઠને ઠઠ્ઠ રહેતી હશે અને હવે જ્યારે તેઓ કોટડીમાં એકલાં પડી રહે છે તો તેઓ પોતાનો ગુજરેલો વખત યાદ કરીને કેવાં બેચેન થતાં હશે? તેઓનું દીલ શું કહેતું હશે? આવા વિચારોને લીધે હું રાત દિવસ તેમની સેવા ચાકરીમાં રહેતી હતી અને મને જોઇને બીજા નોકર ચાકરો પણ તેમની સેવા ચાકરી કરતા હતા. પરંતુ અંમાના દીલનું કમળ દિન પર દિન કરમાતું હતું. આવી રીતે

ઉનાળો અને ચોમાસું વીતી ગયું; પરંતુ શિયાળાની મોસમ શરૂ થતાં તેમની માંદગીએ ફરી જોર પકડયું અને એક રાત તો એવી ભારે ગઇ કે તેઓ આખી રાત બેહોશીમાં બકબકાટ કરતા રહ્યાં. ઘડીમાં તેઓ કહેતાં હતાં કે "અરે ગવહર! નવ્વાબને સમજાવી બુઝાવીને કાંકણીઓ બનાવી લે, નહિતો ફરી સોનું મોંઘું થઇ જશે અને પંજામાંથી છટકી જશે તો ફરી તું હાથ મળતી રહી જઇશ" ઘડીકમાં કહેતાં કે "ખાનસાહેબ! આ મુવા હબીબુરરહેમાને ગવહરને બગાડી નાખી, માટે તેને ઠેકાણે પાડી દો તો સારૂં." વળી થોડીવાર ચુપકીદી ધારણ કરીને એકદમ ચોંકીને બુમો પાડતાં "ઓહ, ઓહ, મને બચાવો, મને બચાવો, આ લોકો મને આગમાં નાંખે છે, માગ વાળો ખેંચે છે, આ સાંપ આવ્યો, આ વીંછીએ ડંખ માર્યો, હાય બાપ હાય હવે શું કરૂં, કયાં જાઉં.!! આવો બકબકાટ સાંભળીને હબીબુરહેમાન પણ ચુપ હતો અને હું અંદરને અંદર દિલમાં શરમથી નીચી નજર કરીને ચુપ બેસી રહેતી હતી. અમે બંને જણાએ અંમાને શાંત પાડતાં "કલમો પઢો કલમો પઢો" કહ્યું પરંતુ તેઓ જ્યારે બોલતા ત્યારે એવુંજ બોલતાં કે જેથી અમે કંપી ઉઠતાં. આખી રાત આવીજ રીતે પસાર થઇ અને સવાર થતાં થતાં લગાર આરામ થયો એટલે અમોને નિરાંત વળી. સવારમાં સઉથી પહેલાં મેં કોઇ સારા ડોકટરને બોલાવવા માટે હબીબુર રહેમાનને મોકલ્યો તો તે થોડીજ વારમાં એક નવજવાન મુસલમાન ડોકટરને બોલાવી લાવ્યો. તેણે પહેલાં તો અંમાને સારી પેઠે જોયાં અને ફરી કાગળ ઉપર દવા લખી પોતાના દવાખાનામાંથી માણસ મોકલીને દવા મંગાવી અને જ્યારે મેં વીઝીટની ફી તથા દવાના પૈસા આપવા માંડયા ત્યારે તેણે પોતે રંગીન મીઝાજ હોવાથી એક પાઇ પણ લીધી નહીં અને એવીજ રીતે દરરોજ આવવા લાગ્યો. લગભગ પંદર દિવસની દવાથી એટલો ફાયદો થઇ ગયો કે બીમારીનું જોર નરમ પડયું અને હવે પહેલાંની પેઠે તબીયત રહેવા લાગી. ડોકટરે અંમાની દવામાં જે જાફરાની

કરી હતી તેનો આભાર કેવી રીતે ઉતરે તે વિચાર આવવા લાગ્યો. ડૉકટરને પૈસાટકાની લગારે પરવા નહોતી, અને તે જે વસ્તુ ચાહતો હતો તે આપવામાં મને આનાકાની હતી, પરંતુ ફરી અંમાનો મામલો વચમાં હોવાથી ડૉકટર સાહેબની ચાહના પ્રમાણે કરવું પડયું. કોણ જાણે ડૉકટરે બે ચાર મુલાકાતોમાંજ મારા ઉપર એવું જાદુ કરી દીધું કે હું રાત દીવસ તેનીજ મોહોબ્બતના નીશામાં ચુર રહેવા લાગી. આથી હબીબુરરહેમાનની મોહોબ્બત દિનપરદિન ઓછી થતી ગઇ અને આ ખાનગી બાબતમાં હબીબુરરહેમાન કરતાં ડૉકટરને વધુ લાયક સમજતી હોવાથી મેં હબીબુર રહેમાન કરતાં ડૉકટરને વધુ સમજવા માંડ્યો. જોકે મેં જાહેરી મેલમિલાપમાં હબીબુરરહેમાનથી લગારે કચાશ રાખી નહોતી, તોપણ તે પોતે સમજદાર માણસ હોવાથી તેણે પોતેજ સફાઇની સાથે આવવું જવું ઓછું કરી દીધું. જેથી મને પણ નિરાંત વળી અને મેં દીલ ખોલીને ડૉકટરની સાથે સારી પેઠે અયશઅશરત કરવા માંડી અને તે પણ એટલે સુધી કે જુવાનીનો જે કાંઇ જોશ હતો તે કાફુર થવા માંડયો. ડૉકટર એવો તો રંગીલા સ્વભાવનો રસીયો હતો કે તેણે થોડાજ દીવસમાં મને બહાવરી બનાવી દીધી. આવા અયશઅશરતના દીવસો કયાં પસાર થતા હતા તે લગારે જણાતું નહોતું. એમ કરતાં કરતાં મારામાં અશક્તિ વધવા માંડી તેથી ડૉકટરે શેમ્પીનના ગલાસ આપવા માંડયા. હવે મારામાં ફરી પહેલાંની પેઠે વેશ્યાની ચાલ ચલણ આવી ગઇ જેથી ડૉકટરની કમાઇ ઉપર હાથ સાફ કરવા માંડયા. મહીને દહાડે ચારસો પાંચસો રૂપીઆની પેદાશ મારે ત્યાં આવવા લાગી અને તે ઉપરાંત ફરમાશોના સબબે ડૉકટર બે ત્રણ હજારનો કરજદાર થઇ ગયો. પરંતુ તે કરજની લગારે પરવા કરતો નહોતો. રાત દિવસ તે પણ મારી સાથે દારૂના નિશામાં ચકચુર રહેતો હતો. દરબાર સાહેબને ત્યાંથી આવ્યા બાદ મારામાં જે કાંઇ ખુબીઓ આવી ગઇ હતી તે ડૉકટરની સંગતથી બધી રફુચક્કર થઇ ગઇ અને જો એવીજ હાલતમાં એક બે

વરસ બીજા પસાર થાત તો મારી જીંદગી ધુળધાણી થઇ જતે. પરંતુ એ તો ખુદાના લાખ લાખ શુકરાના કે ડોકટરની દીલ્લીથી બદલી થઇ ગઇ. જ્યારે તેની બદલી થઇ અને તે દીલ્લીથી જવા લાગ્યો ત્યારે તેના માગનારાઓએ તેને સારી પેઠે પજવ્યો અને તેની આબરૂ ઉપર વાત આવી ગઇ, પરંતુ તેણે તાબડતોબ પોતાને ઘેર તાર કરી પોતાની સ્રીના ઘરેણાં ગિરવી મુકાવીને રૂપીઆ મંગાવી લીધા અને બધા માંગનારાઓને ચુકવી આપ્યા; નહીતો ખરેખર દીલ્લીમાં તેની આબરૂના કાકરા થઇ જાત. જ્યારે તેની બદલી થઇ અને માંગનારાઓએ સખતી કરવા માંડી ત્યારે અમોએ તેની સાથે એવો વર્તાવ કર્યો કે જેથી તેનું દીલ તુટી ગયું, જે અંમા ડોકટરના પગ ધોઇને પીતાં હતાં તેઓ તેના મુસીબતના સમયમાં સામુએ જોતાં નહોતાં. જે ઉસ્તાદજી ડોકટરના આવતાંજ સલામો ઉપર સલામો કરતાં હતા તે ઉસ્તાદ તેના સંકટના સમયમાં તેનો ચેહરો જોતાંજ ખસી જતા હતા. અમારા આવા વર્તાવથી તેને બહુજ દુઃખ ઉપજ્યું અને તેથી તેણે જતી વખતે મને આ વાકય સંભળાવ્યું. " જુઓ ગવહરજાન ! હું તમારી અંમાની દવાદારૂમાં રાત ને રાત અને દીવસને દીવસ સમજ્યો નથી તેમજ પૈસા ટકા આપવામાં પણ મેં લગારે કચાશ રાખી નથી અને તેપણુ એટલે સુધી કે હું બરબાદ થઇ ગયો, પરંતુ તમોએ મારા મુસીબતના વખતમાં મને રઝળાવી દીધો. અફસોસ ! તેમાં હું તમારો વાંક કાઢતો નથી પરંતુ આ તમારા વેષ્યાપણાનો બધો વાંક છે; આખરે તમે વેષ્યા તે વેષ્યાજ. "

ડોકટરના જવા પછી મને ફરી હબીબુરરહેમાન યાદ આવ્યો. તે બિચારાને તો ઇન્કારજ નહોતો એટલે પહેલાંની પેઠે આવવું જવું શરૂ કરી દીધું. મીરઝાસાહેબ તો ડોકટરના વખતમાં પણ મારી ખબર અંતર પુછવાને આવતા હતા પરંતુ તેઓએ મને એક બે વખત નીશામાં જોઇ લીધેલી હોવાથી આવવું જવું ઓછું કરી દીધું હતું.

ડોકટરના જવા પછી દારૂ કમ થઇ ગયો હતો; કેમકે ખરચ કરનાર કોઇ રહ્યું નહોતું. હમીબુર રહેમાન સાધારણ સ્થીતીનો માણસ છે અને તે આબરૂ ઇજ્જતની સાથે પોતાનું ગુજરાન ચલાવે એટલી તેના પાસે મીલકત છે એ હું સારી પેઠે જાણતી હતી છતાં પણ મેં તેને દારૂ ઉપર ચઢાવી દીધો. તેથી શેમ્પીન તો નહીં પણ દરરોજ વીસ્કીના પેગ ઉડવા માંડયા. અને માત્ર બે ત્રણ મહીનામાંજ હમીબુરરહેમાનને પુરેપુરો દારૂડીઓ બનાવી દીધો. હવે આવક કરતાં વધારે ખરચ થવા લાગ્યું જેથી થોડીજ મુદતમાં ઘરબાર ઘરાણે મુકવા પડયાં અને લગભગ એક વરસમાં તો હમીબુરરહેમાન ઘરબાર વિનાનો લાચાર બની ગયો.

આવી રીતે હમીબુરરહેમાનના બરબાદ થવા પછી મેં મીરઝાસાહેબથી મેલમીલાપ વધારી દીધો કેમકે તેમની હમદર્દીથી મને જણાયું હતું કે તેઓ મને સાચા દિલથી ચાહે છે પરંતુ તેઓ બિલકુલ સાફ અને સુરી માણસ હોવાથી મારી સાથનો મેલમીલાપ તદન ચોખ્ખો હતો. હમીબુરરહેમાનની બરબાદી પછી મારૂં દિલ ઉચાટ રહેવા લાગ્યું અને રાત દિવસ પરેશાનીમાં પસાર થવા લાગ્યા, દારૂ પીવાની ટેવ પડેલી હોવાથી દારૂ વિના બેચેન રેહતી હતી પરંતુ હવે કોઇ પાનાર ન હોવાથી દિલને સખત કરી લેતી હતી અને જ્યારે બહુજ દિલ ચાહતું ત્યારે રાતની વખતે ચુપચાપ એકલી એક બે પેગ ઉડાવી લેતી હતી. આવી રીતે ચુપચાપ દારૂ પીવાની ખબર મીરઝાસાહેબને નહોતી. અને તેઓ તો એમજ સમજતા હતા કે મેં બિલકુલ મુકી દીધો છે. હવે ફરી એકવાર મેં ગુમનામીની જીંદગીમાંથી એક પગલું આગળ ભર્યું, અને નાચ મેહફીલમાં જવા લાગી, શહેરના અને શહેરની બહારના એક બે નહીં પણ અનેક નાચ મુજરા બજાવી હું પહેલાંની પેઠે લોકોથી હળી મળી ગઇ.

જે દિવસોમાં હું કાશમીર ગઈ હતી અને મારી ગેરહાજરી દરમ્યાન નવ્વાબ અખતરઝમાનનો સંબંધ ખુરશીદની સાથે થઇ ગયો હતો તે દીવસોમાં ખુરશીદના પેલા ફોજદાર ઉપર એક અણધારી આફત આવી પડી હતી જેથી તે લગભગ બે મહીના સુધી સસ્પેંડ રહ્યો. તે દરમ્યાન ખુરશીદ તથા તેના ઉસ્તાદ ચુન્નાખાન અને નથ્થને ફોજદારની સાથે એવી નાલાયકીની વર્તણુક ચલાવી કે જેથી તેને બહુજ ખરાબ લાગ્યુ પરંતુ પોતે નોકરીમાં ન હોવાથી તથા આફતમાં સપડાએલો હોવાથી તે વખતે તો સમય વિચારીને ચુપ રહ્યો પણ તેણે દિલમાં નક્કી કરી લીધું કે જ્યારે નોકરી ઉપર કાયમ થઇ જઈશ ત્યારે આ લોકોને જોઇ લઇશ. ખુદાની કુદરત કે લગભગ બે માસ પછી તેની તપાસ પુરી થઇ અને તે નોકરી ઉપર બહાલ થયો. પરંતુ ઉપરી અમલદારોએ તેને દિલ્લીમાં રાખવાનું મુનાસબ ન ધારવાથી દિલ્લીથી ઘણીજ દુર બદલી કરી દીધી. જે વખતે દિલ્લીમાં તેની તપાસ ચાલતી હતી તેજ વખતમાં તેની મોજુદગીમાં ઉસ્તાદ ચુનાખાને તથા નથ્થને નવ્વાબની સાથે ખુરશીદનો સંબંધ કરાવી દીધો અને આવી રીતે ફોજદારને સખત સદમો પોંહચાડયો. પણ તે વખતે પોતાનો વખત ન હોવાથી ફોજદાર ચુપ રહ્યો, પરંતુ ઘણા વરસો પછી દીલ્લીમાં તેની બદલી થઇ અને તે દિલ્લીમાં આવ્યો. જે વખતની હકીકત હું લખી રહી છું તે વખતે ફોજદાર સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબની શીરસ્તેદારીનું કામ મોહટા દોર દમામ અને હકુમતની સાથે કરી રહ્યો હતો અને બધા ઉપરી અમલદારોના મુંછનો વાળ બનેલો હતો.

પોતાની હકુમતના દીવસોમાં ફોજદારે મારા ઉપર મહેરબાની કરવા માંડી, અને તે દીવસોમાં મારૂં દિલ પણ કોઈ ચાહનારને શોધી રહેલું હોવાથી માત્ર થોડાજ દીવસમાં તેની સાથે હળી મળી ગઇ. ફોજદારમાં કેટલી કુટેવો છે તેનાથી હું વાકિફ નહોતી, પરંતુ સઉથી

સરસ વાત આ હતી કે દરવખતે હસી મશકરીમાં મને ખુશ ખુશ રાખતો હતો તથા પોતે પોલીસનો અમલદાર હતો છતાં કોઈ પણ દીવસે પોલીસનો રોફ કે ધમકીથી કામ લેતો નહોતો. જ્યારે જુઓ ત્યારે પ્યાર અને મોહોબ્બતની વાતો કરી મારૂં દિલ જીતવાની કોશીશ કરતો હતો. હબીબુર્રરહેમાન અને ડોકટરના બરબાદ થવા બાદ ઘણાં દીવસ પછી આવી મોહોબ્બતવાળો ચાહનાર મળેલો હોવાથી હું મારા સ્વભાવ પ્રમાણે રાત દીવસ ફોજદારના વિચારોમાં રહેવા લાગી. એમ કરતાં કરતાં બે ત્રણ માસ વીતી ગયા. એટલામાં એક દીવસે તેણે મને પુછ્યું "ગવહરજાન! જો તમે સાચે સાચું કહો તો એક વાત પુછું" આના જવાબમાં મેં સાચી વાત કહેવાનો ઇકરાર કર્યો એટલે થોડીવાર સુધી વિચાર કર્યા બાદ તેણે મને અનેક સોગનો આપીને પોતાની ખાત્રી કરી લીધી અને જ્યારે તેને પુરેપુરી ખાત્રી થઈ ગઇ ત્યારે બોલ્યો.

"તમે તમારા ઇમાનથી કહો કે તમારા દિલમાં નવ્વાબનો કેટલો પ્યાર છે?"

"હું આ સાંભળતાંજ ચોંકી, અને મનમાં વિચાર કરવા લાગી કે કોઈ દીવસ નહીં અને આજે આવો સવાલ પુછવાની શી મતલબ હશે? મારે અને એને સંબંધ થયાને ઘણા દીવસો થયા, અને તે દરમ્યાન તેણે નવ્વાબની વાત એક વખત પણ કરી નથી છતાં આજે એકાએક આ શું? આ સવાલથી ભારે ગુંચવણમાં પડી ગએલી હોવાથી લગાર થોભીને જવાબમાં બોલી.

"આપ આવો સવાલ શા માટે કરોછો?"

"માત્ર ખેરખ્વાહીના માટે."

"એટલે?" નવ્વાબ કોઇ આફતમાં સપડાયા હશે કે શું? એવા વિચારથી પરેશાન થઈને કહ્યું "છે તો ખેરીયત?"

" કાંઇ ગભરાવા જેવું નથી " ફોજદાર પોતાના પ્યારનો ઉભરો જાહેર કરતાં મારા હાથને પોતાના હાથમાં પકડી ચુંબન કરતાં બોલ્યો " પહેલાં તમે મારા સવાલનો જવાબ આપો એટલે હું જે કાંઇ કહેવું છે તે કહી દઇશ, અને આજ પછી તે વાત કોઇપણ દીવસે કરવામાં નહીં આવે એ વાતની પુરેપુરી ખાત્રી રાખજો. "

આ સાંભળી મેં થોડીવાર સુધી ચુપકીદી ધારણ કરી મનમાં વિચાર કર્યો કે જાણ્યામાં નવ્વાબ કોઇ મોહટી આફતમાં ફસાયો છે. મારે અને નવ્વાબને સંબંધ હતો એ વાતથી ફોજદાર જાણીતો છે તેથી નવ્વાબ કોઇ આફતમાં ફસી પડશે તો જુની મોહોબ્બતના સબબે મને સદમો પહોંચશે એવો વિચાર આવવાથી ફોજદાર આવો સવાલ કરતો હશે. આવા વિચારોની સાથેજ મને નવ્વાબની મોહોબ્બત યાદ આવી ગઇ જેથી હું બેચેન બનીને રડવાની તૈયારી-માંજ હતી કે ફરી ફોજદારની મોજુદગીનો ખ્યાલ આવી જવાથી દિલ ઉપર કાબુ કરી લથડતી જીભે નીચી નજરોએ બોલી.

" જો કદાચ નવ્વાબ ઉપર આફત આવી હોય અને તેમાં તેમની આબરૂને ધોકો પહોંચે એવું આપને જણાતું હોય તો આપ મારા લીધે તેમની આબરૂને બચાવી લ્યો, હું આ ઉપકારનો બદલો આખી જીંદગી સુધી નહીં ભુલું. "

" બસ મારે એટલુંજ પુછવું હતું " ફોજદાર ખુશી થતાં બોલ્યો " આજે મને તમારી શરાફતનો યકીન થઇ ગયો, જો કે નવ્વાબે તમારી સાથે ખરાબ ચાલ ચલાવવામાં લગારે બાકી રાખ્યું નથી તોપણ તમોને તેની સાથે આટલી બધી હમદર્દી છે એ જોઇ મને ઘણીજ ખુશી થાય છે. એક તમે છો કે પોતાના જુના મળનારને માટે આટલી બધી હમદર્દી રાખો છો, અને એક ખુરશેદ છે કે જેણે મારી મુસીબતના દીવસોમાં મારા ઉપર જુલમ કરવામાં લગારે બાકી રાખી નથી. "

"પણ એ વાત શું છે તેતો કહો!"

"દિલગીર છું કે અત્યારે કાંઇ વધુ કહી શકતો નથી, તોપણ નવ્વાબની આબરૂને હાની નહીં પોંહચે એ વાતની ખાત્રી રાખજો."

"શું, હું કોઇને કહી દઇશ?"

"નહીં પણ કેટલાક એવા કારણો છે કે જેથી હું કાંઈ વધુ કહી શકતો નથી."

"લગાર અણુસારો તો કરો!"

"ગવ્હરજાન! આ બાબતમાં વધુ પડપુછ ન કરો, પરંતુ એટલી ખાત્રી રાખજો કે નવ્વાબની સલામતી રહેશે."

"આપ મને કહેશો તો હું ફિરસ્તાને પણ નહીં કહું."

"એ વાત ખરી, પણ પોલીસના કાયદાના સબબે લાચાર છું તોપણ માત્ર તમારી મોહોબ્બતના લીધે એટલું કહુંછું કે હું આજે નવ્વાબને બોલાવી ખુરશીદને મુકી દેવા માટે સમજાવીશ, અને ફરી થોડા દીવસ પછી એક દિલચસ્પ તમાશો દેખાડીશ; બસ એ કરતાં વધુ કહી શકતો નથી પરંતુ આ વાતની કોઇને ખબર પડે નહીં એની સંભાળ રાખજો."

આ વાતચીત થયા બાદ ફરી કોઇ દીવસે ફોજદારે આ સંબંધમાં વાત કરી નહીં પણ મારી સાથે પહેલાં કરતાં વધુ પ્યારથી મળવા લાગ્યો. એટલામાં એકાદ મહીના પછી મને ખબર મળી કે ખુરશીદ તથા નવ્વાબની વચ્ચે એક મોહટી લડાઇ થઇ ને સંબંધ તુટી ગયો.

ફોજદારની સાથે સંબંધ થયો તે બાદ મીરઝાસાહેબ પણ એ વખતજ આવ્યા હશે, કે તેમની બદલી બહારગામ થઇ ગઇ. જેથી તેઓ મારાથી મળ્યા વગર ચાલ્યા ગયા. પણ તેઓએ ત્યાં પોંહચીને કાગળ લખ્યો જેનો મેં તરતજ જવાબ આપ્યો; આથી તેઓ અને

મારી વચ્ચે પત્રવ્યવહારનો સંબંધ ચાલુ થયો. જોકે ફોજદાર મારા ઉપર હદથી વધારે પ્યાર રાખી ખરા જીગરથી મને ચાહતો હતો તોપણ મીરઝા સાહેબના સાચા પ્યારે મારા જીગરમાં ઘર કરી લીધેલું હતું તેથી દરપળે તેમના કાગળની વાટ જોતી બેસી રહેતી હતી, અને જ્યારે તેમનો કાગળ આવતો હતો ત્યારે ઘણાજ ઉત્સાહની સાથે તેમના કાગળના જવાબની તૈયારીમાં ગુંથાતી હતી. (મીરઝા સાહેબ અને મારી વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો તે અત્રે હું ઉર્દુ ભાષામાંજ સદાબરો ઉતારી લઉંછું કેમકે જો ગુજરાતીમાં તરજુમો કરૂં તો ઉર્દુ ભાષાની મીઠાશ અને તેમના પત્રમાં રહેલા રહસ્યની પુરેપુરી મઝા આવશે નહીં) એક વખતે મેં તેઓને અલકાબમાં આ વાક્ય લખ્યું "મેરે પાક મનશ મીરઝા સાહબ" આનો જવાબ એવો તો દિલચસ્પ આવ્યો કે જેને વાંચીને મારી ખુશાલીનો પાર રહ્યો નહીં, મેં તે કાગળને સેંકડો વખત વાંચ્યો પણ દર વખતે વધુને વધુ આનંદ થતો હતો. તેઓએ પોતાના કાગળમાં "મેરે" શબ્દના જવાબમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"યે લફ્ઝ કિતના સાદા ઓર મુખતેસર હે મગર માઅની કિસ કદર હાવી ઓર દુરકે હો સકતે હેં હરચંદ યે લફ્ઝ તેહરીર મેં નિહાયત માઅમુલી માઅનોંમેં ઇસતેઅમાલ હોતા હે. મગર મેંતો ઉસકે માઅનોં સે ભી કમ કા મુસતહિક હું, લેકિન મેરે દિલમેં ઇસ પાક લફ્ઝકી કુછ ઓરહી વકઅત હે, ઓર અગર આપ થોડી દેરકે લિએ યે બાત ભુલ જાયેં કે યે મઝમુન ખેઝ લફ્ઝ આપને મેરે અલકાબ મેં લિખા થા તો મેં અપને ખ્યાલાતકા ઇઝહાર કરૂં; મુકરર અર્ઝ કરતા હું કે મેરી ઇસ તશરીહકો ખાસ મેરે અલકાબસે કુછ તઅલ્લુક નહીં હે ઓર મેં ઉમ્મીદ કરતા હું કે આપ મેરી સદાકતકા યકીન કરોગી. હાં, તો યે કિસ્સા તલબ લફ્ઝ દો માઅની રખતા હે; એક ઉસકે લીયે જો સુનતા હે. અબ યે ખ્યાલ કરના હે

કે જબ કેહનેવાલા કિસીકા દિલસે "મેરે" કહેતા વો કયા સમજ કે "મેરા" કહેગા ? ઓર અગર ઉસી માઅનોં મેં ઇસતેઅમાલ કરતા હે જીસસે આપભી વાકેફ હેં તો વો કયા કયા બાતેં હેં જીનસે ઉસે દુસરેપર ઇસકદર ઇખતિયાર હાસલ હો જાતા હે. હાય ઇસ નાલિયાકતીકા બુરા હો કોઇ બાત ઠીક ઠીક અદા નહીં હો સકતી. અબ જીસ્ને યે નજાત દેનેવાલા લફઝ સુના હે ઉસ્કે દિલસે પુછના ચાહિયે કે વો કયા સમઝા ? મુઝે કોઇ અપના સમઝતા હે ? કયા યે ખ્યાલ સારે ગમોંસે સુબકદોશ નહીં કર દેતા. ઝિયાદા તફસીલ કયા કરૂં, કાશ મેરા દિલ મેરી કલમ બનજાતા ઓર જો કુછ કહેના ચાહતાહું અદા હો જાતા. મગર માશા અલ્લાહ આપ તો ખુદ મુઝસે બેહતર સમઝતી હૈં મેં નાહક મુતરદ્દદ હું."

આ પત્રના લખાણુની ઉલટફેરથી એક બે વખત વાંચવામાં તો સમજણ પડી નહીં, પણ ફરી ધ્યાનપુર્વક વાંચવાથી મારા ઉપર તે લખાણુની ઘણીજ અસર થઇ. અને મને જણાવા લાગ્યું કે મીરઝા સાહેબની મોહોબ્બત મારા દિલ ઉપર ધીમે ધીમે કાબુ મેળવી રહી છે અને હું તેમની મોહોબ્બતને દુર કરી શકતી નથી. તેજ પળે મેં તેમના હસતા ચેહરાનું ધ્યાન ધર્યું અને જ્યારે તેઓનો પ્યારો ચેહરો નજરે આગળ આવ્યો ત્યારે મારૂં દિલ કહેવા લાગ્યું કે આવા પાક માણસની મુલાકાત ખરેખર ખુદાની રહેમત છે, પણ તે વખતે વખતને જોઇ હું કાંઇ આગળ પગલાં ભરવા મુનાસબ સમજી નહીં તેથી મીરઝાસાહેબના કાગળનો લગાર સાદો જવાબ આપ્યો તે કારણુથી તેઓએ પણ તેના જવાબમાં પ્યારનો શબ્દ વટિક પણ લખ્યો નહીં. એવી રીતે પત્રવ્યવહાર મને સારો લાગતો નહોતો પરંતુ મસલેહત એમાંજ હોવાથી હું લાચાર હતી.

ફોજદારે જે દીવસે નવ્વાબના સંબંધમાં પુછ્યું હતું તેને એકાદ મહીનો થયો હશે કે એક દીવસ સવારે એક અજાણ્યો છોકરો દોડતો

દોડતો મારે ત્યાં આવ્યો, અને હાંફળો ફાંફળો બનીને બોલ્યો "ખુરશીદને ત્યાં પોલીસ આવી છે અને ખુરશીદ તથા ઉસ્તાદને હાથકડીઓ નાંખી છે, માટે અહીંના જે ઉસ્તાદ હોય તેમને ખુરશીદને ત્યાં એકદમ ચુન્નેખાન ઉસ્તાદે બોલાવ્યા છે" છોકરો તો આ સંદેશો પોંહચાડીને ચાલ્યો ગયો. પણ અમારા ઉસ્તાદજીના હાંજા ગગડી ગયા. એક તો તેઓ અસલથીજ બીકણ હતા અને વળી કુમની જાત એટલે પછી પુછવુંજ શું? બીજાની મુસીબતમાં સહાય કરવાનો પાઠ તેઓ ભણેલા હતાજ નહીં તેથી આ સંદેશો સાંભળી ખુરશીદ અને તેના ઉસ્તાદને સારી પેઠે ગાળો સંભળાવી બોલ્યા "હું ત્યાં જઇને શું કરીશ! જેવું કરે તેવું પામે, ખાડો ખોદયો હશે તો પડવું પડશેજ." તે વખતે મને ફોજદારની તે દીવસની વાતો યાદ આવીને બીક લાગવા માંડી, ખુરશીદની સાથે જો કે મને પુરેપુરી અદાવત હતી છતાં પણ આ આફતનું સાંભળી તેની સાથે હમદર્દી થઇ ગઈ, તેથી મેં ઉસ્તાદને ત્યાં જવા ઉપર રાજી કરી લીધા, પણ અંમાએ વચમાં ફાંસી મારી અને મને બે ચાર ગાળો સંભળાવીને કહ્યું "ના ખાનસાહેબ! ત્યાં જવાની તમારે શી પડી છે? કોણ જાણે ત્યાં શું થાય, શું ન થાય!! આપણે શું? તમે હોળીનાં નાળીયેર નથી કે બળતી આગમાં તમને જવા દઉં" લગભગ બે કલાકની ભારે ઇંતેજારી પછી ખબર મળી કે ખુરશીદના ઘરમાંથી ચોરીનો માલ નીકળ્યો છે તેથી બધાને પકડીને ગેટ ઉપર લઇ ગયા છે. આ બનાવ બન્યા પછી ફોજદાર ચાર પાંચ દીવસ સુધી આવ્યા નહીં પણ એક માણસની સાથે કહેવડાવ્યું કે "હું ચાર પાંચ દીવસ સુધી એક જરૂરી કામમાં રોકાયલો રહીશ માટે કોઇને મારી પાસે બોલાવવા મોકલતા નહીં" હું પોતેજ ફોજદારની વાતોથી લગાર બીધેલી હોવાથી એમ પણ તેના ન આવવાથી કોઇને બોલાવવા મોકલતી નહીં. પણ હવે જ્યારે તેણેજ કહેવડાવ્યું ત્યારે મને એવી શી પડી હતી કે હું પોતેજ બોલાવવા મોકલું!

નથ્થન અને ખુરશીદ તથા ચુન્નેખાન ઘણા દીવસ સુધી કાચી જેલમાં રહ્યા અને ફરી કેસ ચાલતાં ચુન્નેખાનને નિર્દોષ જણાવી છોડી મુકયો. નથ્થન ડામીસ હોવાથી તેને બે વરસની સખત મજુરી સાથે કેદની સજા થઇ, કેમકે ચોરીનો માલ તેની પેટીમાંથી નીકળ્યો હતો. ખુરશીદ પણ કોરી બચી નહીં એટલે હાથ પગ તથા ગળાનાં ઘરેણાં લાંચ રૂશવત આપવા લેવામાં બરબાદ કરી છેવટે પચાસ રૂપીઆનો દંડ આપી મુક્ત થઇ. હવે તેની પાસે એક સોનાનો તાર પણ રહ્યો નહીં તેથી ચુન્નેખાનની સાથે ઘણીજ ગરીબીની હાલતમાં જીંદગી ગાળવા લાગી. તેની આવી ગરીબી હાલતમાં મારા ઉસ્તાદજીએ કે અંમાએ લગાર પણ મદદ કરી નહીં એ જોઇ મને ભારે અજાયબી ઉપજી.

ખુરશીદ છુટીને આવી તેના બીજા દીવસથી ફોજદાર બરાબર નિયમસર મારે ત્યાં આવવા લાગ્યા, અને જ્યારે મેં ખુરશીદના કેસની હકીકત પુછી ત્યારે તેમણે ટુંકાણમાં પતાવી દેતાં કહ્યું, “ખુરશીદને તો માત્ર મેં તમારા સબબથી બચાવી લીધી કેમકે તેણે મને તમારી સોગન આપી હતી, નહીંતો તે પણ બે વરસના માટે કેદખાનામાં જતી.” આ સાંભળી મેં ફોજદારનો આભાર માન્યો, પરંતુ મનમાં ફોજદારની તરફથી ભારે શંકા પેસી ગઇ, કેમકે જેવી રીતે ખુરશીદની સાથે લડાઇ થતાં તેણે તેને કેસમાં સપડાવી દીધી તેવીજ રીતે કોઇ વખતે મારી સાથે પણ બગાડ થતાં મને પણ સપડાવી દેતાં તે વાર લગાડે નહીં. આ બનાવ બન્યા પછી હું અંદર ને અંદર દિલમાં ફોજદારથી બીહવા લાગી એટલે તેના બદલે મીરઝા સાહેબની તરફ મારૂં દિલ પોતાની મેળે ખેંચવા લાગ્યું. તેથી ફરી પત્રવ્યવહારમાં લગાર છુટથી લખવું શરૂ કર્યું અને તેઓએ પણ મારા જવાબમાં તુરકીબતુરકી લખવા માંડયું. એક વખતે મે તેમને “મુજસ્સીમે અકલ” નો ઇલ્કાબ લખ્યો જેના ઉપર તેઓએ

નુક્તેચીની કરી એટલે મેં બીજા કાગળમાં લખ્યું "ફિર મેં આપકો ક્યા લિખું. આશિકે દિલ ગુદાઝ કહું ? ઓર અગર યેભી આપકો ના ગુઝીર હોતો બતાદીજીયે, જો આપ ફરમાયેં વોહ લિખું. બશરતે કે આપ ઉસકે મુશતાક હોં ?" આનો જવાબ તેઓએ એવો તો સરસ લખ્યો કે જેને અહીં તેમનાજ શબ્દમાં ઉતારી લેવાના લોભને હું કોઇપણ રીતે થોભાવી શકતી નથી.તેઓએ મારા જવાબમાં લખ્યું -

"આશક બઝાતે ખુદ તો કોઇ ચીઝ નહીં, સિર્ફ માઅશુક કે જલવેસે કાયમ બલકે પેદા હે. પસ અગર કોઇ **માઅશુકે જાં નવાઝ** હે તો સિર્ફ મિરઝા કાફી થા, બહરહાલ જો આપકા જી ચાહે વો લિખ્ખેં. મેં સિર્ફ ઇસ બાતકા મુશતાક હું કે જો કુછ આપ લિખ્ખેં દિલસે લિખ્ખેં." હું આ લખાણ ઉપર બેખુદ બની ગઇ અને તેમની લિયાકતની સારી પેઠે તારીફ કરી આગલી પાછલી હકીકત લખવા માટે લખ્યું, અને તે એટલાજ માટે કે, તેઓ સમજી જાય કે હું તેમની સાથે ખુલ્લા દિલથી મળવા ચાહું છું. જ્યારે તેમને મારો કાગળ પહોંચ્યો ત્યારે તેઓએ તરતજ પોતાની આગલી પાછલી બધી હકીકત લખી મોકલી, જેમાં લખ્યું હતું કે "હુસ્નો ઇશ્કકી બદોલત સેંકડો તકલીફેં ઉઠાઇ હેં ઓર અબ પાક મનશીસે બઢકર દુન્યામેં કોઇ નેઅમત નહીં માઅલુમ હોતી." તેની સાથેજ આગળ ચાલતાં લખ્યું હતું કે "ઇન બાતોંકે લિખનેસે એક સિવાય આપકે સામને મેરી પરદાદરી હો ગઇ. ઇસસે પેહલે મેં એક મુઅમ્મા થા, અપને અનદાઝો ફેહેમ કે મુવાફિક જો જીસકી સમઝમેં આતાથા મેરી નિસબત ગુમાન કરતા થા આપને ઇશારહ કરકે ઇસ ઉકદે કો ખોલા ઓર ઇસકો તો જાને દીજીએ, કયું કે કયા મેં ઓર કયા મેરા ઇરાદા ? મગર મુશકિલ યે આ પડી હે કે અબ આપ કુછ ઓરહી માઅલુમ હોને લગી હેં, જબ આપકો મેરા હાલ માઅલુમ હો ગયા તો અબ આપસે રાઝદારીકી બાતેં કરનેકો જી ચાહતા હે. ઇનમેં યેભી શામિલ

હે કે કુછ આપકા હાલ સુનું, ન યે બાત આપસે કેહનેકી હિમ્મતહી પડતી હે ઓર ન આપ ગાલિબન ઇસે મનઝુરહી કરેંગી મગર સચ અર્ઝ કરતા હું કે અગર આપ મહેરબાની ફરમાકર અપને કલ્બકી કેફીયત, ખ્યાલાતકા રૂખ ઓર ગુઝિશ્તા વાકિઆતકા એક શિરમ્માભી ફરમાવેં તો મેરે દિલકો નિહાયત રાહત હો ઓર સચ્ચા વાઅદા કરતા હું કે ઉન બાતોંકો દિલમેં ઇમાનકી તરાહ એઅઝાઝ વ ઇકરામ ઓર રાઝદારીકે સાથ રખુંગા. ”

આ કાગળનો જવાબ મેં સારી પેઠે મરી મસાલો લગાવીને લખ્યો અને પોતાની હકીકત લખી દેવા માટે આભાર માન્યો, તથા જાણી બુઝીને આ વાકય લખી દીધાં. “ આપ ફરમાતે હેં કે કયા મેં, ઓર કયા મેરા ઇરાદા. મીરઝા સાહેબ ! આપ વો હે કે મેરાહી જી જાનતા હે ઓર આપ કે રાઝ વો હેં કે દિલહી ઉનકી ખુબ ઇઝઝત કરતા હે, કયા આપ મેરા હાલ સુનના ચાહતે હેં, યાઅને કલ્બકી કેફીયત, ખ્યાલાતકા રૂખ,ગુઝીશ્તા વાકિઆત, જનાબ ! મુઝપર કોઇ વાકેઆ અયસા દિલચસ્પ યા રંજ દેનેવાલા નહીં ગુઝરા જો કાબિલે બ્યાન હો. યા અયસા પુર અસર હો, જયસા આપકા હાલ ? મુઝપર મોહબ્બતકી આફત કભી પડી ન ખુદા કરે પડે. બસ અબતો આપને અચ્છી તરાહ સુન લિયા ? ” આના જવાબમાં મીરઝા સાહેબે લખ્યું. “ જી હાં મેને આપકા હાલ સુન લિયા, ઓર બહોત અચ્છી તરાહ સુન લિયા. અપની એ મેહેલ જુરારઅતપર નાદિમ હું ઓર યે શેર પઢતા હું.

કયા હુવા અર્ઝે મુદ્દોઆ કરકે
બાતભી ખોઇ ઇલતિજા કરકે

મેને તીન બાતેં પુછીથીં. કલ્બકી કેફિયત, ખ્યાલાતકા રૂખ, ગુઝિશ્તા વાકિઆત, આપને ઉન દો બાતોંકા જવાબ દિયાહી નહીં, અલબત્તા ગુઝિશ્તા વાકિઆત, કિસ ખુબસુરતીસે બતાયે

કે મુઝપર વજહ કીસી હાલત તારી હો ગઇ. જઝાકલ્લાહ ચ પુછીયે તો વાકેઆત સુન્નેકા મેં ઇસ કદર મુશતાક ન થા સ કદર કદ્દબકી કેફિયત ઓર ખ્યાલાતકા રૂપ માઅલુમ કરનેકા ગર થોડે અરસે ઓર આપકી ખિદમતમેં રેહનેકા ઇત્તિફાક હુવા તા તો શાયદ યે તકલીફ આપકો ન દેતા, ઓર કિયાફેસે માઅલુમ રનેકી કોશીશ કરતા, મગર ખેર! અબ તો જો કુછ હુવા સો હુવા. ાપ કુછ ન બતાઇએ, મેં મારી ચાહતા હું. આપને લિખા હે કે બિલે બયાન વો બાત હોતી હે જો પુર અસર હો જયસે તેરા કિસ્સા, ાર મુઝપર તો યે આફત કભી પડી ન ખુદા કરે પડે. આપ તમિનાન રખેં અગર અબકે અયસા નહીં હુવા તો ઇનશાઅલ્લાહ ાઇન્દાભી અયસા ન હોગા. તઆજ્જુબ મુઝે ઇસ બાતકા હે કે ાપ ઈસ કદર અકલ ઓર તબીયતદાર હોકર ઇસે આફત સમઝતી . મગર યે તો બતાઇયે કે અપને પાસસે તો ઇસ આફતકો આપ તના દુર દુર રખના ચાહતી હેં, ફિર ઓરોંકી આફત કે કિસ્સે ન્નેકા કયોં શોક હે? ઓર આપકો ઇનમેં લુત્ફહી કયા આતા ાગા. સુનાનેવાલા કિસ્સ ઉમ્મીદ પર સુનાયે."

મીરઝા સાહેબના આ કાગળથી મને ચિંતા પેઠી કે રખેને તેઓ ૫ થઇ જાય, પણ મેં પોતેજ તેમને આવી રીતે લખવા ઉપર જબુર કરેલા હોવાથી તેમને ફરી ઠેકાણા ઉપર લાવવાને મુશકેલ મજી નહી અને તરતજ જવાબમાં લખ્યુ—"કુસ્તએ આશિકે લગુદાઝ! યે પેહલે ખતમેં આપને કયા લિખાથા કે અગર કોઇ ાઅશુકે જાંનવાઝ હે તો મુઝે આશિક દિલ ગુદાઝ કેહના બેજા ન ાગા. મેં ઈસકા મતલબ નહીં સમઝી. આજ યે ઇલકાબ આપકો સાખ્તા લિખ દિયા હે અબ આપ જાનેં ઓર આપકા માઅશુકે ાંનવાઝ, અગર યે ફિકરા નાગવાર ગુઝરે તો માફ ફરમાઇયેગા. ાઅકે લોગ મારી માંગના ખિલાફે શાન સમજતે હેં મગર મેરી તો

કોઇ શાનહી નહીં ઇસલિયે પેશતરહી માફી ચાહતી હું. કલ્બકી કેફીયત, ઔર ખ્યાલાતકા રૂખ મેં ઉસવકત તક બ્યાન નહીં કર સકતી જબતક આપકા પુરા પુરા મનશા ન માઅલુમ હો જાય. દુસરે આપકે સવાલ ન અયસે મુશકીલ હેં કે ઉનકા પુરેપુરા જવાબ શાયદહી બન પડે. મગર હાં અપને ખ્યાલાત કે મવાફિક ઇતના અર્ઝ કર સકતી હું કે કલ્બકી કેફિયતેં વો લોગ બયાન કર સકતેં હેં જો ઇશ્કે ઇલાહીમેં હમાતન મશગુલ હોં. યા કમસે કમ ઇશ્કે મજાઝીકે લુત્ફમેં અપનેકો મિટા ચુકે હોં મુઝપર તો ન યે કેફિયત ગુઝરી ન વો હાલત, અભી તો યે સવાલાત મેરે કરને કે હેં, ન આપકે. આપકે કિયાફા શનાસ હોને મેં મુતલક શક નહી ઔર જાનતી હું કે આપ હર એક શખ્સ કે મિઝાજકા હાલ એકહી મુલાકાતમેં માઅલુમ કર લેતે હેં. મગર મેરે મુઆમલેમેં જો ઇતની જુસ્તોજુ આપકો કરની પડી ઉસકી વજાહ યે હે કે આપને અયસી રૂસ તબીયતકી ઔરત ન દેખી હોગી. અગર કોઇ રંગ યા મઝાક હોતા તો આપ કબકે પેહછાન ગયે હોતે. યે આપકા ફરમાના બેશક દુરૂસ્ત હે કે તુ તો ઇસ આફતકો દુર દુર રખના ચાહતી હે ઔર ઇસકદર ડર માઅલુમ હોતા હે કે ખુદા ન કરે જો યે આફત આયે. ફિર અયસે કિસ્સોંમેં કયા લુત્ફ આતા હોગા યે સબ સચ હે મગર કિસ્સોંકા શોક મુઝે યું હો ગયા હે કે ઉનકે પડનેસે દિલપર ચોટ લગતી હે ઔર અયસી કેફિયત આતી હે જયસે કોઇ બાત ખુદ અપને ઉપર ગુઝરી હો. ઇસીસે જો જી ચાહે સમઝ લીજીયે."

ત્રીજે દીવસે મારા આ કાગળનો જવાબ મીરઝા સાહેબની પાસેથી આવ્યો જેમાં તેઓએ લખ્યું હતું "કિસી ખુશ નસીબકી મેહબુબે જાંનવાઝ ! બોહોત દિલ બડા કરકે યે ઇલકાબ આપકો લિખા હે, કહી અયસા ન હો આપ બુરા માન જાયેં, ઔર મુઝેભી માફી માંગની પડે. મેરી રાયમેં માફી માંગના ઉસ વકત તક ઠીક

હોતા હે જબતક ઝાહેરદારી કાયમ રહે, ઓર જબ ઝાહેરા બાતિન યકસાં હેં તો માફી માંગના બેસુદ. આપ લિખતી હેં કે મેરી તો કોઇ શાનહી નહીં, આપ ઓર યે બાત ફરમાયેં ? ખુદાકી શાન ! અપની શાન ઉન લોગોંસે માઅલુમ હોતી હે જો ખુદપરસ્ત હોતે હેં, ખુદા પરસ્તોંકી શાન તો ઓરોંકો માઅલુમ હોતી હે, કભી મુઝસે પુછીયેગા ? અબ મેં આપકો અપના મનશા બતાઉં કે આપકે હાલાત કયોં પુછતા હું ? જો કુછ મેરા મનશા હે વો દિલમેં હે, ઓર દિલકી બાત દિલ હી સુને તો અચ્છા હોતા હે. તેહરીર મેં અવ્વલ તો આહી નહીં સકતી ઓર અગર મેને કુચ્છ લિખાભી ઓર આપને ફિરભી ન બતાયા તો રંજ હોગા ઇસસે યેહી બેહતર હે કે યે ઝિક્ર યહીં ખતમ કર દિયા જાય. ઇસસે કિયાફા શનાસીહોકા તો રોના હે. જો જો ખ્યાલાત આપકી નિસબત કાયમ કિયે થે ઉનકી સેહત દરકાર થી ઓર ઇસ લિયે આપસે મુજમમિલન પુછાથા મગર આપ તો હાથહી નહીં રખને દેતીં. હુસ તબીયત કે ફિકરેને બડા મઝા દિયા, ખુબ લિખા હે. અસલ બાત યે હે કે આપ બોહોત દુર હેં, ઓર હોનાભી અયસા ચાહિયે. કિસ્સે સુન કર દિલપર ચોટ ઉસીકે લગતી હે જીસપર ખુદ ગુઝરી હો ઓર કુચ્છ આપ બતાયેં યા ન બતાયેં, ઇતના માઅલુમ હોહી ગયા.

" જાદુ વો જો સર પે ચઢ કે બોલે "

આ કાગળનો તેજ દીવસે મેં મારાં ઘણાં કામો મુકીને નીચલો જવાબ લખ્યો—

જાંનવાઝ મેહબુબકે મુશતાક સાહબ ! આપને વો ઇલકાબ મુઝે કયોં લિખા ? મેતો ઇસ કાબિલ નહિ હું જો ઇસ કાબિલ હો ઉસે લિખીયે. મગર આપ ફરમાઈગે કે તુઝે ઇસ કાબિલ સમઝા તો લિખા બેશક ઇસ સવાલકા જવાબ મુશકિલ હે, મગર યું કે મેં અપને મેં વોહ વસ્ફ નહી પાતી ઇસલિયે સિવાય શુકરિયે કે ઓર

ક્યા કેહ સકતી હું. ક્યા મેં ખુદ પરસ્ત હું? હાં કુચ્છ હું સહી, ઔર યેભી ખુદાકા શુક્ર હે કે મેં બુતપરસ્તોંમેં શુમાર નહી કી ગઈ? અચ્છા તો વો શાન જો આપ સમઝે બેઠે હું ઉસે દિલહીમે રેહને દીજીયે. તોબા, તોબા! મેને યે ક્યા કેહ દીયા! એક દિલમેં દો દો મનશાયેં ક્યોંકર રેહ સકતે હેં અચ્છા તો બતાહી દીજીએ. આપ કહેતે હેં કે અગર મેંને કુચ્છ પુછા ભી ઔર તુને ન બતાયા તો મુઝે રંજ હોગા. ક્યા મેં આપકો રંજીદા કરના ચાહતી હું? આપ કુચ્છ લિખેં તો સહી, સચ્ચા વાઅદા કરતી હું બતાદુંગી. બતાદુંગી અબ ભી એતબાર આયા યા નહી? ક્યા મેં બડી દુર હું? નહી, બખુદા મેં આપસે નિહાયત સાફ તોરસે મિલતી હું, ખ્વાહ આપ એતેબાર કરેં યા ન કરેં." આ કાગળનો જવાબ જેવો હું ચાહતી હતી તેવોજ આવ્યો જેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

"અનીસે મુશતાકાં! તસલીમ–આદાબ અલકાબકે મોઆમલે મેં તો મેં હમેશાંસે મોહતાત થા મગર ઉસ મરતબા નહી માઅલુમ ક્યા હો ગયા થા. અબ કે ફિર ઝરા સંભલ કર લિખા હે, દેખિયે યેભી પસંદ આતા હે યા નહી? ઔર અગર જો અલકાબ સચમુચ મેરા દિલ લિખનેકો ચાહતા હે વો લિખદું તો ઝુરૂર લડાઇ હો જાય સરકાર! ફીર આપને મુઝસે છેડછાડ શુરૂ કી? દેખિયે જાન જાઇએ.

"ફકીરોંસે અચ્છી નહીં દિલલગી."

એક જગા બુતપરસ્તીકા ઇશારા કિયા હે ફિર લિખા હે કે, દિલમેં દો દો શાને કયોં કર રેહ સકતી હેં; અબ મે ઇન બાતોંકા જવાબ લિખું તો મુશકિલ ન લિખું તો મુશકિલ! આપકો એક દિલમેં દો શાનોંકા યકિન નહી આતા, મગર હમને તો ઇસસેભી ઝિયાદા શાને દેખી હેં બલકે નશાનીયાં હેં (યે ઈશારા મેરી લડકીકી તરફ થા) અપના રાઝ બતાનેકા જો વાઅદા આપને ફરમાયા હે ઉસ્કા શુકરિયા તહે દિલસે અર્ઝ કરતાહું, આપને લિખા હે બતાદુંગી, બતાદુંગી, ઈસ તકરારને મુઝે બડા મઝા દિયા, અચ્છા આપ દૂર નહી હેં, મુઝસે ગલતી હુઇ, મગર યેતો બતા દિજીએ કે કિસ

કદર પાસ હેં. આપને લિખા હે, બખુદા મેં આપસે સાફ તોરસે મીલતીહું. મેરા દિલ આપકી ઇસ ઇનાયતકા ઇસકદર શુક્ર ગુઝાર હૈ કે મેરા કલમ અપને રૂતબેસે બઢકર ખુસુસિયત કે અલફાઝ ઇસકે જવાબમેં આપકો લિખના ચાહતા કે મગર દિલકો મસોસ કર કદમ હદસે આગે નહીં નિકલતા. અબ મેં આપકો આપકી શાન બતાઉં ? મુઝે ઇસસે તો બેહેસહી નહી કે લોગ આપકો ક્યા સમઝતે હેં વોહી બતાઉં જો મેરે દિલમેં હે ? બાત યે હે કે ઝાહિરબીની તો અલ્લાહને મુઝસે બોહોત કુચ્છ છુટા દી હે, ઇસ સબબસે મુઝે આપકા ઝાહેરી ખ્યાલ નહી રહા. આપકે બાતેનકી નિસબત મેરા ખ્યાલ હે કે આપમે લતાફતે તબેઅ ઔર જોહરે મોહોબ્બતકે ઇલાવા રાસ્તબાઝી ઔર પાક મનશીકા આઅલા માદ્દા હે, ઔર મઝાકે તસવ્વુફભી બડી રંગીનીકા હે, ખુદા આપકો ઇન સિફાતકી તકમીલકા મોકા દે. ઔર મુઝેભી ફેઝયાબ કરે; આપકી કેફિયતે કલ્બકી નિસબત મેરા ખ્યાલ હે કે ડોકટરકી મોહોબ્બત અબભી આપકે દિલમેં હે, મગર અપને ઇસતિકલાલકી વજેસે ઇસકા ઇઝહાર નહીં કરતી, અગર આપ બતાદેં કે મેરા ખ્યાલ કહાં તક સહી હે તો બડી મેહેરબાની હો, સાથહી ઇસકે અગર યેભી માઅલુમ હો જાય કે આપ આઇન્દાકી નિસબત કયા કયા સોચતી હેં, તો મુઝે ઇસ બાતકે બ્યાન કરનેકી જુરઅત હો કે આપકી આઇન્દા હાલતકી નિસબત મેરા જી કયા કયા ચાહતા હે."

મને આ કાગળ વાંચીને ઘણીજ ખુશી થઇ, અને મેં તેજ દિવસ તેનો જવાબ લખવાનો ઇરાદો કર્યો પણ એટલામાં ચુન્નેખાન ઉસ્તાદ રડતા પીટતા આવીને બોલ્યા કે "ધોળા દિવસે ખુરશીદનું કોઇ બદમાશ નાક કાપી ગયો છે અને તે બેહોશ પડી છે." આ જીગર ફાડનારી ખબર સાંભળી હું બીકથી થરથર કંપવા લગી અને જ્યારે લગાર નિરાંત વળી ત્યારે અંમાની આગળ હાથ જોડીને ઉસ્તાદજીને ખુરશીદને ત્યાં મોકલ્યા.

# દોર ૩ જો.

## પરિણામનો પસ્તાવો.



ખુરશીદનું કોઇએ નાક કાપ્યું છે, એવી ખબર સાંભળી અમારા બધાના હોશ ઉડી ગયા. લગભગ બાર વાગ્યા સુધી અમારા ઉસ્તાદજી પણ ન આવેલા હોવાથી ચિંતામાં વધુ વધારો થતો ગયો; એટલે છેવટે મેં એક છોકરાને ઉસ્તાદજીની ખબર કાઢવા મોકલ્યો, પણ તે એકાદ કલાક પછી આવીને કહેવા લાગ્યો કે:– " ખુરશીદના ઘર ઉપર પોલીસનો સખત પહેરો છે અને ખુરશીદને હસ્પીતાલમાં લઇ ગયા છે. હું હસ્પીતાલમાં ગયો તો ત્યાંપણ સખત પહેરો હોવાથી અને કોઇએ હસ્પીતાલના કમ્પાઉન્ડમાં જવા દીધો નહી" આ ખબર સાંભળી મારા પગો હેઠળથી ભોંય નીકળી ગઈ અને ભારે ચિંતામાં તે દિવસ પસાર કર્યો. આખો દીવસ મારી

આંખો દરવાજા ઉપર ચોંટેલી રહી, અને ભારે ઇંતેજારી વચ્ચે લગભગ સાંજના સાત વાગે ઉસ્તાદજી અકળાયેલા ગભરાયેલા તથા થાકેલા ઘરમાં દાખલ થયા. પહેલાં તો તેઓએ ઘરમાં આવતાંની સાથેજ મને બેચાર સંભળાવી દીધી અને ફરી લગાર આડા પડયા બાદ કહ્યું—

"જો તું મને મોકલતી નહીં, તો હું આજે મુસીબતમાં પડત નહીં. કેમકે ત્યાં જવાની મારી લગારે મરજી નહોતી."

"બેશક આ રાંડ છેજ એવી!" અંમાએ ઉસ્તાદજીને ટેકો આપતાં કહ્યું "મેં પણ ના જ કહી હતી પરંતુ આની હઠ આગળ લાચાર થઈને તમને જવા દીધા."

"હવે આ પટપટારો મુકીને કહો કે ત્યાં શું થયું?" મેં કહ્યું.

આ સાંભળી ઉસ્તાદજીએ ત્યાંની હકીકત જણાવતાં કહ્યું "થોડા દીવસ થયાં પેલા મીરસાહેબ પાછા દીલ્લીમાં આવ્યા છે અને પ્રથમની પેઠેજ ખુરશીદને ત્યાં આવજાવ કરે છે, બલકે તેના ઘરનું બધું ખર્ચ પણ તેઓજ આપે છે. ગઈ રાત્રે તેઓ ત્યાંજ હતા, પરંતુ આશરે દસ અગ્યાર વાગે કોઇ વાત ઉપર લડાઇ થઇ જવાથી તેઓ ખુરશીદને ગાળો આપીને ચાલ્યા ગયા. આ બધી વાત ચુન્નેખાન ઉસ્તાદે મને કહી છે. કેમકે અત્યારસુધી ખુરશીદે તો વાત પણ કરી નથી. સવારના લગભગ સાત વાગે એક છોકરો આવીને કહેવા લાગ્યો કેઃ— "ચુન્નેખાન ઉસ્તાદને મીરસાહેબે બોલાવ્યા છે માટે મારી સાથે મોકલો. આ સાંભળી ચુન્નેખાન પેલા છોકરાની સાથે ગયા, છોકરો ચુન્નેખાનને લઇ થોડે દૂર સુધી તો ચાલ્યો પણ આગળ જતાં ગુમ થઇ ગયો એટલે ચુન્નેખાન આમતેમ છોકરાની શોધમાં રહ્યા, પણ જ્યારે તેનો પત્તો નજ લાગ્યો ત્યારે તેઓ લાચારીએ મીરસાહેબના મકાન ઉપર ગયા. જ્યાં મીરસાહેબે સાફ જવાબ આપ્યો કે, મેં તમને બોલાવ્યા નથી.

તેથી તેઓ પાછા આવ્યા અને ઘરમાં પગ મુકયોજ હતો, કે ઘરમાંથી એક કાળો સીધી જેવો માણસ બહાર નીકળ્યો. તેની આંખો લાલચોળ ખુની જેવી હતી એ જોઇ ચુન્નેખાન તેના હાથમાં હથીઆરને કાંઇ બોલી શકયા નહીં, તે માણસ ઘરમાંથી બહાર પગ મુકતાંજ દોટ મુકીને નહાસી ગયો. ચુન્નેખાન પેલા ખુની માણસને ઘરમાંથી નીકળતો જોઇ ગભરાઇ ગયા હતા તેથી તેજ ગભરાટમાં ઘરમાં દાખલ થયા અને જોયું તો ખુરશીદનો પત્તો ન મળે. પરશાળમાં તેના જોડા પડયા હતા, પાનદાન ખુલ્લું પડયું હતું પરંતુ ખુરશીદ કયાંયે નજરે પડી નહીં. આ હાલ જોઇ ચુન્નેખાને 'ખુરશીદ, ખુરશીદ!" કહીને બુમો પાડી પરંતુ કાંઇ જવાબ મળ્યો નહીં એટલે તેઓ અંદરની ઓરડીમાં ગયા અને જોયું તો ખુરશીદ બેહોશ પડી હતી. તેનું નાક કપાઇને લોહીમાં લચપચ થઇ બાજુમાં પડેલું હતું. આ જોઇ ચુન્નેખાને "ખુન થયું, ખુન થયું" ની બુમો પાડી જેથી આડોસપાડોશના માણસો એકઠાં થઇ ગયાં, તે બાદ તે અહીં આવીને મને લઇ ગયો. ત્યાં પોલીસે ખુરશીદને હસ્પીતાલમાં મોકલી હું પણ અહીંથી ચુન્નેખાનની સાથે ઇસ્પીતાલમાં ગયો. બીચારી ખુરશીદ હજુ સુધી બેહોશીમાંજ પડી હતી. બપોર પછી પોલીસના માણસોની સાથે અમે સઘળા ઘેર ઉપર આવ્યા. જ્યાં પોલીસે પોતાની તપાસ શરૂ કરી. પોલીસનો વડો અમલદાર પણ આવ્યો હતો, તેણે પ્રથમ ચુન્નેખાનથી સવાલો કર્યા.

"તમારે ત્યાં કોણ કોણ આવે છે?"

"હુઝુર! મારે ત્યાં જે માણસ આવે છે તે તો ઘણાજ ભલા માણસ છે તેથી મારો તેમના ઉપર શક નથી."

"બસ, અમે જે કાંઇ પુછીએ તેનો જવાબ આપો" પેલા પોલીસના અમલદારે ચુન્નેખાનને ધમકાવતાં કહ્યું "તમારે ત્યાં જે

માણસ આવે છે તેમનું નામ શું છે ? તેઓ કયાં રહે છે તથા આ કામમાં તમે જે કાંઇ જાણુતા હો તે કહો. "

" હુઝુર ! મીરસાહેબ તો રાત્રે લડીને ચાલ્યા ગયા હતા, સવારમાં......"

આ સાંભળી પેલા અમલદારે ગુસ્સાથી ચુન્નેખાનને એક તમાચો મારતાં કહ્યું " લુચ્ચા બદમાશ ! પહેલાં તેમનું નામ અને ઠેકાણું તો બતાવ. "

" હુઝુર ! તેમનું નામ સઇયદ અસગરઅલી છે, અને તેઓ જુમ્મા મસજીદની પાસે ચીતલી કબર આગળ રહે છે. "

આ સાંભળી પોલીસના અમલદારે તરતજ એક સીપાઇને મીરસાહેબને બોલાવવા મોકલ્યો અને પછી ચુન્નેખાનને પોતાની સઘળી હકીકત કહેવા માટે કહ્યું એટલે ચુન્નેખાને ધ્રુજતાં ધ્રુજતાં સવારમાં પેલા છોકરાનું મીરસાહેબના નામથી બોલાવવા આવવું, પોતાનું જવું પણ તે છોકરાનું ગુમ થવું, ત્યાંથી મીરસાહેબને ત્યાં જવું અને ત્યાંથી પાછા પોતાના ઘેર આવી પેલા ખુની આંખોવાળા કાળા સીધીને જોવો અને અંદર જઇ ખુરશીદને નાક કપાએલી સ્થિતીમાં જોઇ બુમો પાડવી, વીગેરે હકીકત ખુલાસાવાર કહી સંભળાવી. તે બાદ પોલીસના અમલદારે વરસો પહેલાંની હકીકત પુછવા માંડી કે પહેલાં કોની સાથે ખુરશીદનો સંબંધ થયો અને ફરી કયારે સંબંધ તુટયો ? સંબંધ તુટવાનો શો સબબ થયો ? તે બાદ કોની સાથે કોની મારફતે સંબંધ થયો ? વીગેરે બાબતો દરયાફત કીધી એટલે ચુન્નેખાને પણ જે જે બાબતોમાં જાણતો હતો તે બધી રતી રતી કહી સંભળાવી. જેમાં તેણે મીરસાહેબની મોહોબ્બતનું વૃત્તાંત, ફોજદારના સંબંધની હકીકત અને નવાબથી સંબંધ જોડાતાં ફોજદારથી દુશ્મની થવી અને જતી વખતે ફોજદારની આ ધમકી આપવી કે, " ખુદા ચાહશે તો હું તને જોઇ લઇશ "

છી થોડાજ દીવસમાં વગર કારણે નવ્વાબથી સંબંધ તુટવો, ારીનો માલ નીકળવો અને તેથી નથ્થનને કેદની તથા ખુરશેદને ડની સજા થવી. હવે માત્ર વીસ બાવીશ દીવસથી મીરસાહેબનું ાવવું વીગેરે વાગેરે ચુન્નેખાને તફસીલવાર કહ્યું, જે સાંભળી ાલીસનો અમલદાર ભારે શોચમાં પડી ગયો. એવીજ સ્થિતીમાં તે ાગભગ દસ પંદર મિનિટ સુધી રહ્યો હશે, કે એકાએક ગરદન રવીને લગાર હસ્યો. જે ઉપરથી જણાયું કે તેણે ગુનેહગારનો પત્તો ાળવી લીધો છે. એવામાં મીરસાહેબ ધ્રુજતા ધ્રુજતા આવ્યા. પરંતુ ાલીસના અમલદારે એક ખુરશી મંગાવીને માનની સાથે પોતાની ાસે બેસાડયા. જેથી તેમની ગભરામણમાં લગાર ફેર પડયો તે બાદ ાલીસ અમલદારે કહ્યું—

" મીર સાહેબ ! અત્યારે મેં માત્ર ચુન્નેખાનની જુબાનીથી ાસનો અસલીયત જાણી લીધી છે, માટે જો આપ પહેલેથી છેલ્લે ુધી એટલે ખુરશીદના સંબંધની શરૂઆતથી અત્યાર સુધીની બધી ાકીકત ખુલાસેવાર કહી સંભળાવશો તો મને મારા કેસમાં મોહટી ાદદ મળશે. નહીં તો આપ જાણો છો કે અમે પોલીસ છીએ. ાાજકાલ આપનો ખુરશીદની સાથે સંબંધ છે તેથી આ કેસમાં ાાપનો પણ હાથ છે એમ માનવાને કારણ મળી આવે છે માટે ાાપ જે કાંઈ જાણતા હો તે બધું તફસીલવાર કહી સંભળાવો."

આ સાંભળી મીરસાહેબે પોતાની સઘળી હકીકત શબ્દે શબ્દ ાહી સંભળાવી, જે ચુન્નેખાને કહેલી હકીકતથી તદન મળતી હતી ાણ મીરસાહેબે સઘળી હકીકત કહી રહ્યા બાદ ગઇ કાલે રાત્રે બનેલી ાકીકત કહેતાં જણાવ્યું "ગઇ રાત્રે ખુરશીદને ત્યાંથી હું મારે ઘેર જતો હતો એટલામાં કાઝીની હોઝ આગળ પેલા ફોજદાર સાહેબ મળ્યા, તેઓની સાથે પોલીસના ત્રણ ચાર સીપાઇ પણ હતા. જ્યારે મેં તેમને દૂરથી જોયા ત્યારે તેમનાથી વગર મળે બાજુમાંથી નીકળી

જવાનો ઇરાદો કરી હું આગળ વધવા ચાહતોજ હતો કે, તેઓએ મને જોઇ લીધેલો હોવાથી બોલ્યા " કાં, મીરસાહેબ! થોડીસી મુસલમાની ઔર ઉસ્મેંભી આનાકાની" હું આ સાંભળી તેમની પાસે ગયો એટલે તેઓએ પૂછ્યું. "આપ દીલ્લીમાં કયારે આવ્યા? અને પેલી તમારી ખુરશીદજાનની શી ખબરો છે?" મેં જવાબમાં કહ્યું કે, ફોજદાર સાહેબ! બીચારી ખુરશીદ પેલા ચોરીના કેસમાં થએલા નુકસાનના સબબે હજુ સુધી લાચાર સ્થિતીમાંજ પડેલી છે. તે પોતાનું ગુજરાન પણ મહામુસીબતથી ચલાવે છે." આ સાંભળી તેઓએ મોટી મગરૂરીની સાથે મુછો ઉપર હાથ ફેરવતાં જવાબમાં કહ્યું 'મીર સાહેબ! મારા ધારવા પ્રમાણે તો હજુ સુધી તેનું પોતાનું કાંઇ બગડયું નથી પણ......" આટલું બોલી કાંઇ યાદ આવ્યું હોય એવો ડોળ કરી આગળ વધી ગયા અને હું મારે ઘેર ગયો."

પોલીસ અમલદારે મીરસાહેબની ઉપલી હકીકત સાંભળી પોતાનું ડોકું ધુણાવ્યું અને ફરી તેમને એકાંતમાં લઇ જઇ કેટલીકવાર સુધી મસલત ચલાવી તેમને તથા ચુન્નેખાન ઉસ્તાદને પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને બંગલે લઇ ગયો. તે બાદ હું ત્યાંજ બેઠો પણ અત્યારસુધી તેઓ ન આવેલા હોવાથી હું ઘેરે ચાલ્યો આવ્યો, ખુરશીદ તો હજી સુધી હસ્પીતાલમાંજ પડેલી છે અને પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને ત્યાં જવા બાદ મીરસાહેબ તથા ચુન્નેખાનનું શું થયું તે હું જાણુતો નથી,"

ઉસ્તાદજી આખા દિવસની રખડપટીથી થાકીને લોથ થઇ ગએલા હોવાથી આ વાત પુરી કરતાંજ સુઇ ગયા. અંમાની તબીયત દરરોજ કરતાં લગાર સારી હોવાથી તેઓ પણ નિંદ્રાવશ થઇ ગયા હતાં તેથી મગરેબમાંથીજ હું એકલી એકલી મુંઝાઇ રહી હતી. રાતના લગભગ દસ વાગ્યાસુધી ફોજદારની વાટ જોઇ પરંતુ તે પણ આવ્યો નહી. આવી રીતે એકલી અટુલી પડી રહેવાથી મને કુદરતી રીતે બીક લાગવા માંડી, જેથી મારૂં દિલ ધડક ધડક થઇ રહ્યું હતું.

ખુરશીદનું નાક કપાયાની ખબર સાંભળી એમતો સવારથીજ મારૂં દિલ મુઝી રહ્યું હતું. પરંતુ અત્યારે એકાંતમાં મારા દિલનું ઠેકાણું રહ્યું નહોતું. દર પળે ખરાબ વિચારો જન્મ પામી મને ગભરાવી મુકતા હતા, અને જાણે કોઇ માણુસ મારૂં પણ નાક કાપવાને હાથમાં છરી લઇને ન આવતો હોય તેમ જણાવા લાગ્યું. લગાર ખડખડ થતી કે તુરત હું ચોંકીને ચારેબાજુ જોતી હતી. મારી ઓરડીના બારણા ઉપર પડેલી ચક પવનના સપાટાથી લગાર હાલતી તો મારો જીવ ઉડી જતો હતો અને દર વખતે નાક કપાવાની બીક આગળ ને આગળ ઉભી રહી મને અધીંર્ કરી નાખતી હતી. તે રાત કેવી ભયંકર રાત હતી તે મારૂં મન સારી પેઠે જાણતું હતુ. મેં સેંકડો વખત મારી ઓરડીની સાંકળને જોઇ હજારો વખત બારણા બંધ છે કે નહીં તે જોયાં. અનેક વખતે મારી દીકરી અખતરને ચુંબનો કરી ખુદા તેનો નેગેહબાન રહે એવી દોઆઓ માંગતી રહી. એવી બેચેની, ગભરામણ અને બીકના સબબે તે રાત જાગવામાં પસાર કરી દીધી. જોકે મેં તે રાતને એક ભયંકર રાત તરીકે ઓળખાવી છે. પરંતુ ખરી રીતે જોતાં તે રાત ઘણીજ મુબારક રાત હતી, કેમકે મેં મારી જીંદગી દરમ્યાન પહેલીજ વખતે વેશ્યાપણાની જીંદગી ઉપર વિચાર કરી નેક વિચારોને મારા મનમાં જગ્યા આપી હતી, મેં તે રાત્રે મારા મનને મુનસફ બનાવી વેશ્યાપણાની જીંદગી ઉપર વીવાદ કર્યો હતો. સઉથી પહેલાં મેં વેશ્યાઓની જુવાની ઉપર નજર નાંખી અને તેઓ કેવાં કેવાં સુખો ભોગવે છે, ઍશ અશરત કરે છે. હજારો માણસો તેમને પોતાની આંખો ઉપર બેસાડી એક ગુલામની પેઠે સેવા ચાકરી કરે છે, કિંમતમાં ઉંચો પોશાક પહેરે છે, ગાડી ઘોડામાં સેલ સપાટા કરે છે, ખુબરૂમાં ગબરૂ જવાન તેની મુલાકાત માટે તલપે છે અને એ સિવાય જગતનાં બધાં સુખો પ્રાપ્ત થાય છે. પરંતુ આ બધાં સુખોની સાથેજ જ્યારે તે જુવાનીના બે, ચાર કે દસ વરસો પસાર કરી ઘડપણનાં પહેલાં પગથીઆ ઉપર પગ મુકે છે ત્યારે જે માણસો તેના ગુલામ

બનવામાં મગરૂરી ધરાવતા હતા, જેઓ તેને અયશ અશરત કરાવતા હતા, જેઓ તેને આંખો ઉપર બેસાડતા હતા, જેઓ તેના પ્યારનો દમ ભરતા હતા તેઓ, તેથી મળવાને અચકાય છે, સામું જોવું પણ પસંદ કરતા નથી અને તે બાદની તેની જીંદગી એવી થઇ જાય છે કે બસ તેનાં કરતાં તો મોતજ બેહતર લાગે છે. દાખલા તરીકે મારી અંમાની જીંદગીને મેં મારી સન્મુખ મુકી. વેષ્યાના ઘડપણ ઉપર વિચાર ચલાવ્યો. વેષ્યાને પોતાની જુવાનીમાં જે અયશ અશરત પ્રાપ્ત થાય છે તેના પ્રમાણમાં ઘડપણનું દુઃખ કરોડ દરજ્જે વધારે ખરાબ લાગ્યું. અગર વેષ્યાને જુવાનીમાં એક આની અયશ અશરતનો લાભ મળે છે તો ઘડપણમાં સોલ આની કરતાં પણ વધારે દુઃખો ભોગવવાં પડે છે. અને એ સિવાય એકંદર બધી વેષ્યાઓ પોતાની જુવાનીના દીવસો અયશઅશરતમાંજ પસાર કરે છે, એમ કાંઇ બધાના બાબમાં બનતું નથી. કેમકે ખુરશીદનો દાખલો મારી નજરો આગળ હતો. ખુરશીદની ખુબસુરતી વરસો સુધી ટકી રહે એવી હતી પણ વેષ્યાપણાના પ્રતાપેજ તેણો પોતાના મનહર ચહેરા ઉપરથી નાક જેવી સુંદર વસ્તુ ગુમાવી આખી દુન્યાની બદસુરતી વહોરી લીધી હતી. આવો દાખલો કાંઇ એકજ નથી પણ મેં મારી આટલી નાહાની વયમાં એવા અનેક દાખલા જોયા હતા. જેમકે અમીરજાનનું ભર યુવાન વયે ખુન, આબાદીજાનનું પુર યુવાવસ્થામાં ખરાબ બીમારીના ભોગ બની વરસો સુધી રીબાઇ રીબાઇને મરવું, નંનીજાનનું ગર્ભ પાડવાના ગુનાહમાં સાત વરસ સુધી કેદખાનામાં સબડવું, અલાબંદીનું જુગારીઓની દોસ્તીના પ્રતાપે કોર્ટ દરબારમાં ચઢી સારી પેઠે બદનામ થઇ બરબાદ થવું.-એ સિવાય તે વખતે અનેક દાખલાઓ યાદ આવી જવાથી મેં વેષ્યાપણાની જુવાની અને વેષ્યાના ધંધા ઉપર ફીટકારનો વરસાદ વરસાવ્યો. વેષ્યાઓની જીંદગી આ દુન્યામાં કેવી ભયંકર આફતોમાં સપડાએલી છે અને ભવિષ્યની જીંદગીમાં પણ કેવી આફતમાં પડનાર છે એનો વિચાર કરતાં હું થરથર ધુજવા મંડી. મને તે

વખતે વૈશ્યાઓની જીંદગી નર્ક સમાન જણાઈ અને તેની સાથેજ ઘર ગ્રહસ્થ સ્ત્રીઓની મુબારક જીંદગીનો વિચાર આવ્યો. તેથી મેં તેજ પળે મારા મનમાં ઠરાવ કર્યો કે હું પણ ગમે તેમ કરીને આ નર્ક સમાન જીંદગીમાંથી નીકળી ઘર ગ્રહસ્થ બની જાઉં. આ વિચાર આવતાંજ કુદરતી રીતે મારા મનમાં મીરઝાસાહેબના ભલા ચહેરાની છબી કોતરાઈ અને જાણે તેઓ મને પોતાની પાસમાં બોલાવતા હોય તેમ જણાયું, તેથી તરતજ હું પલંગ ઉપરથી ઉઠી અને મનમાં પાકો વિચાર કરી મીરઝાસાહેબથી આ કામમાં મદદ લેવા માટે નીચેનો કાગળ લખ્યો. તેમના છેલ્લા કાગળનો જવાબ પણ આપ્યો નહોતો તેથી પહેલાં તેમના કાગળનો જવાબ લખી ફરી મારો વિચાર પણ જણાવી દીધો, જે પુરેપુરો કાગળ અત્રે ઉતારી લઉંછું.

"કિસીકે મીરઝા સાહબ ! આપકા લિખા હુવા અલકાબ ઓર ન પસંદ આય યે કહીં મુમકિન હે ? મેં સચ્ચે દિલસે કેહતી હું કે મુઝે આપકી તેહરીર નિહાયત પસંદ આતી હે. જો અલકાબ લિખનેકો આપકા દિલ ચાહતા હો વો શોક સે લિખીએ. લડાઇકી ભી એક હી હુઈ ? મેં તો ઉસે સર આંખોપર રખ્ખુંગી. અજી હુઝુર આપસે કયા છેડ છાડ શુરૂ કી વો બતાઇએ તો સહી. માઅલુમ તો હો વોહ બોહતાન હે યા સચ ? મેં તો જહાંતક ખ્યાલ કરતી હું કોઇ બાત અયસી નહીં કી જો છેડ સમઝી જાવે. અચ્છા તો અબ મોઆફ કર દિજીએ. ફિર અયસા કસુર ન હોગા. ઓર અગર છેડ હી માન લિજીએ તો આપને કોનસી કસર છોડ દી. આપ તો નશાની તક બતાને લગે. અબ મેં આપકો બતા દું કે એક દિલ મેં દોદો શાનોંકા ફિકરા મેને આપકો કયોં લિખા થા, ઓર અબ કે અલકાબ મેં કિસીકે મીરઝા સાહબ ભી કયોં લિખા હે ? મેં સાફ અર્ઝ કિયે દેતી હું કે ઇન દોનોં સે મેરા ઇશારા આપકે ડિપ્ટી સાહબકી બાઇજીકી તરફ હે. મેરા ગુમાન અબતક યે હે કે આપકો બાઇજી સે દિલી મગર પોશીદા

ઉન્સ હે. અપની મતાનત કે સબબ આપ ઝાહિર નહીં કરતે; અગર આપ ઇસ મોઆમલે મેં મેરા શુબ્હા રફા કર દેં તો બડા એહસાન હો. " **કયોં કે અબ મુઝે આપ સેં મોહોબ્બત** " (આ છેલ્લા વાકય " કયોં કે અબ મુઝે આપ સે મોહબ્બત " ને એવી રીતે છેકી નાંખ્યું કે જો તેઓ લગાર કોશીશ કરે તો સાફ વંચાઇ આવે) ઓર આપ યે મુઝ સે કયા પુછતે હેં કે મેં કિસકદર પાસ હું. અપને દિલસે પુછિએ, મેં કયા અર્ઝ કરૂં ? યે આપકી કદ્રદાની હે કે લફ્ઝ બતાદુંગી કી તકરાર કો અચ્છા સમઝ લિયા, ઓર ઇસ કદર તારીફ કો.

અચ્છા આવ, ઇધર બેઠ જાવ, મેં અર્ઝ કરતી હું. બંદાનવાઝ ! મુઝકો મોહોબ્બત જયસી નવ્વાબ સે થી ઓર હુઇ, અયસી આજતક કિસી સે નહીં હુઇ મગર બાદ તઆલ્લુક કતેઅ હોને કે કુચ્છ અયસે રંજ ઓર સદમે હુવે કે જી છુટ ગયા. ઓર દિલસે કહા કે અબ ભી દેખ અગર તુને અકલકે ખિલાફ કિયા તો અચ્છા ન હોગા. અલ્લાહકા શુક્ર હે કે યે અબતક ઓહોત કુચ્છ મેરે કેહને મેં હે. આઇન્દાકા હાલ ખુદાકો માઅલુમ હે. ડાકટર સે મુઝે ન મોહોબ્બત થી ન હે ઓર ન કિસી ઓર સે હુઇ. આઇન્દા કે લિયે મેં અપના મનશા બતાના નહીં ચાહતી થી મગર આપકે સવાલને સખ્ત મજબુત કર દિયા હે. " ખુદ કર દેરા ઇલાજે નીસ્ત " મેં ખુદ ઇકરાર કર ચુકી હું કે બતાદુંગી. અફસોસ મુજકો યે રાઝ નિહાયત હી પોશીદા રખના મનઝુર થા. ઓર રહા, મગર અબ ઝાહિર હોતા હે કિસીકે મજબુર કરીને સે. ખેર ઇસ્કો દિલસે સુનના ઓર દિલ હી મેં રખના. જી તો અબ ભી ચાહતા હે કે કોઇ સુરત અયસી હો જાય કે આપ ઇસ્કે પુછને સે દરગુઝર કરેં મગર યે મુમકિન નહીં માઅલુમ હોતા. ખેર સુનિયે ? મેરા ઇરાદા જીસકદર જલ્દ હો સકે **ગોશા નશીની**કા હે. ઓર અબ ફરમાઇયે વો કયા કહેનેકો જી ચાહતા હે વો ભી કેહ લીજીયે. વસ્સલામ."

આ કાગળ લખી પોસ્ટ કરી દીધો. બીજા દીવસે મારી દીકરી અખ્તરની જન્મગાંઠ હોવાથી પાડપાડોશની બેચાર તવાયફોને જમવા માટે બોલાવી લીધી. જ્યારે તેઓ આવી ત્યારે વાત ઉપરથી વાત નીકળતાં ખુરશીદની વાત નીકળી એટલે નસીબનજાને ખુરશીદની હાલત ઉપર અફસોસ જાહેર કરતાં મને કહ્યું—

"બહેન ! તમે જોયું ? બિચારી ખુરશીદ કેવી આફતમાં સપડાઇ ગઇ."

"હા બહેન, જ્યારથી ખુરશીદ આફતમાં ફસી છે ત્યારથી મારી બેચેનીનો પાર રહ્યો નથી. ખુદા કરેને તે બીચારી જલદીથી સારી થઇને ઘેર આવે"

"હવે સારી થશે તોએ શું ? મંગુજાન બોલી "નાક કપાવાથી જીંદગી તો બરબાદ થઇ. કોઇ એક પાઈમાં પણ કબુલ નહીં કરે."

"એ કરતાં તો તે કોઇની સાથે નિકાહ કરીને ઘરમાં પડી ગઈ હોત તો સારૂં થાત" મસીતીજાને કહ્યું.

"બહેન ! હમણા તમને દુન્યાનો અનુભવ થયો નથી" ઇલાહીજાન નામની તવાયફ લગાર છણકો કરીને બોલી, કેમકે તે નિકાહ કરીને પાછી વૈશ્યા થઇ ગઈ હતી "નિકાહ કરો તો ખબર પડે કે નિકાહ કરવાથી શું થાય છે ! અહિં તો નાક કપાવા ઉપરજ ખેર ગુજરે છે પણ નિકાહ કરવાથી તો જીવ ઉપર બની આવે છે"

"હા, બહેન ! ખરી વાત છે" મસીતીજાને પોતાની ભુલ કબુલ કરતાં કહ્યું "તમે નિકાહ કરીને ભારે જંજાળમાં સપડાયાં હતાં પણ જો યુક્તિ કરીને ન નિકળ્યાં હોત તો તમારો જીવ જવામાં શું બાકી હતું ?"

"તેમની નિકાહવાલી સ્ત્રીએ મને ઝેર આપીજ દીધું હતું. પણ એ તો અલ્લાહે બચાવી લીધી" ઇલાહીજાન બોલી" નહીં તો બધું ઘર દુશ્મન થઇ ગયું હતું"

“ આ મુવા પુરૂષો શું જોઇને વેષ્યાઓથી નિકાહ કરતા હશે એ હું સમજી શકતી નથી ” મેં પુછ્યું.

“ પુરૂષોનું એમાં જાય છેજ શું ? ” ઈલાહીજાને ખુલાસો કર્યો “ મફતમાં મનોહર ચહેરાવાળો માઅશુક મળે તો શામાટે નિકાહ ન કરે ? માત્ર રોટલા અને લુગડાંના બદલામાં સુંદર સ્ત્રી મળે તો કોણ ન લે ? પણ મને તો એ ઘરમાં બેસી જનારી વેષ્યાઓ ઉપર અજાયબી ઉપજે છે કે તેઓ શું જોઇને ઘરમાં બેસતી હશે ? ”

“ તમને તો એ વાતનો અનુભવ છે માટે તમેજ તેનું કારણ કહો ને ? ” મેં કહ્યું.

“ વાત આ છે કે જે વેષ્યાની બાળક બુદ્ધિવાળી બિનઅનુભવી છોકરીઓ હોયછે તેમને તમાશબીન પુરૂષો પોતાનો શીકાર સમજે છે. કેમકે ચટક મટક નાચવું, ગાવું ઘરમાં બેસનારી અબોળી સ્ત્રીઓમાં તો હોતુંજ નથી, અને તેઓ તમાશબીન હોવાથી બાળક બુદ્ધિશાળી છોકરીઓને સહ્દર બોલ્યુ સમજી, જાત જાતના અયશ અશરતની લાલચ આપી, વેષ્યાપણાંના નીચ ધંધાના પરિણામની બીક બતાવી, વેષ્યાઓના ઘડપણના દુઃખોને ભયંકર રૂપમાં બ્યાન કરી પોતાની જાળમાં ફસાવી લે છે. કેમકે તેઓમાં બાળક બુદ્ધિ હોવાથી તેઓ ધોળું એટલું દુધ સમજી તેમની જાળમાં સપડાઇ જાય છે. તેઓ આખી જીંદગી સુધી ગુલામ બનીને રહેવા માટે સોગનો ખાઇને સમજાવે છે, નિકાહ કરી લેવાથી બંને જણ પાપમાંથી ઉગરી હલાલ રીતે સંબંધને મજબુત જાળવી રાખશે. એવાં એવાં કારણો દર્શાવી તેઓને પોતાના તાબામાં કરી લેછે. વળી તેઓ એમ સમજે છે કે અમે ગ્રહસ્થ ઘરમાં પડી જઇ ગ્રહસ્થપણાંની જીંદગી ગુજારીશું તેથી વેષ્યાઓ કરતાં ઉંચ બની જઇશું. અને એવીજ જાતના બીજા વિચારોને વશ થઇ તેઓ ઘરના વડીલોથી બગાડ કરીને અથવા તો છાનામાના ચુપાચુપ નિકાહ પઢી લઇ ઘરમાં બેસી જાય છે ”

ઇલાહીજાન અહીં સુધી કહેવા પામી હતી કે મેં વચમાં સવાલ કર્યો "બહેન એ વાત તો ખરી છે કે વેષ્યાપણાંની જીંદગીનું પરિણામ બહુજ ખરાબ આવે છે." આ સાંભળી ઇલાહીજાને મારી વાતનો જવાબ આપતાં પોતાની વાતને આગળ લંબાવી.

"બહેન ! હજુ તમારામાં પણ બાળકબુદ્ધિ હોવાથી આવું કહો છો, પરંતુ વેષ્યાપણાંની જીંદગીનું પરિણામ ઘર ગ્રહસ્થ બનવાની લાલચમાં લપટાઇને નિકાહ કરી લેનાર વેષ્યા કરતાં હજાર દરજ્જે વધારે સારૂં હોય છે. પહેલાં હું જે કાંઇ કહેવા ચાહુંછું તે પુરેપુરી રીતે સાંભળી લ્યો, અને ફરી જે કાંઇ કહેવું હોય તે કહેજો."

"બહુ સારૂં" મેં કહ્યું.

"જ્યારે વેષ્યા નિકાહ કરીને ઘરમાં બેસી જાય છે ત્યારે તેજ નિકાહ કરનાર ગ્રહસ્થ, જે પહેલાં તેના રંગરૂપ, વાતચીત, ચટક-મટક, નાઝ નખરાંની તારીફમાં ગુલતાન રહેતા હતા, તેના તંગ અને ચુસ્ત લીબાસ ઉપર ફીદા ફીદા થઇ જતા હતા, આંખોના અણસારા, ચાલવાની ઢબછબ અને ચુલબુલાપન ઉપર જાન કુરબાન કરવા તૈયાર થઇ જતા હતા તેઓ તેની આવી વાતોથી ધીમે ધીમે તીરસ્કારથી જોવા લાગે છે. અને ફરી થોડાજ દીવસમાં કહેવા મંડે છે કે જેવી ગ્રહસ્થ કુટુંબની વહુ દીકરીઓ ગરીબ ગાય બનીને સાદા-ઇથી જીંદગી ગુજારે છે તેવી રીતે તમે પણ બની જાવ. નહીં તો કુટુંબીઓમાં આબરૂ જશે. આ સાંભળી વેષ્યા પણ પોતાની આનમાં આવીને ઘર ગ્રહસ્થી વહુ દીકરીઓની રીતભાત ગ્રહણ કરવાની કોશેશ કરે છે, પરંતુ નાહનપણમાં પડેલી કુટેવો કયાંથી દુર થાય ? નહાન-પણથીજ બજારમાં ઉઘાડે માથે બેઠેલી હોવાથી તેની આંખનો દીદો ફાટી જાય છે તથા દરેક વાતમાં ચટકમટકની ટેવ પડી જાય છે તે કેવી રીતે નાશ પામે ? વહુ દીકરીઓને જુવે છે તો તેઓ નમાઝ ભણે છે, રોઝા રાખે છે, સંકટના સમયમાં ફાટેલાં લુગડાં પહેરી

તથા વાસી સુકી રોટલી ખાઇ ખુદાના શુકર કરી, પુરૂષની હજારો વાતો સાંભળી સબર કરે છે, બાળકોનું પોષણ કરે છે, મળમુત્ર ધોતાં લગારે સુગ ખાતી નથી, પારકા પુરૂષને ઉચી નજરે જોવામાં પાપ સમજે છે, મોહઢેથી વાત કરવામાં ગુન્હો જાણે છે, સારા સારા પકવાનો ખાવાની લગારે ઇચ્છા કરતી નથી, જ્યારે તેઓ વહુ દીકરીઓને એવી રીતે જુવે છે ત્યારે તેઓ ગભરાઇ જાય છે. દુઃખ ઉઠાવવા અને સંકટો સહન કરવામાં મહાબળવાન હોય તો એ શું? પણ મને તો તે પુરૂષો ઉપર બહુજ અજાયબી ઉપજે છે કે જેઓ વેષ્યાને ત્યાં જન્મેલી, વેષ્યાઓમાંજ ઉછરેલી વેષ્યાથી, ઘર ગ્રહસ્થની વહુ દીકરીઓ જેવી આશા રાખી ઘરમાં નાખી લે છે; વેષ્યા અને ઘર ગ્રહસ્થની વહુ દીકરીઓમાં રાત દીવસનો ફેર હોવાથી તેઓ ઘર ગ્રહસ્થની વહુ દીકરીઓની પેંઠે ક્યાંથી બની શકે? વળી તે ઘરમાં પડી જનારના ઉપર પણ અજાયબી થાય છે કે જે પુરૂષો તેઓને વેષ્યાપણાની જીંદગીમાંથી કાઢી ઘરમાં નાંખે છે તેઓ જો તેમની સાથે પ્રથમ જેઓજ વર્તાવ કરે તો ફરી ઘરમાં નાંખવાનો ફાયદો શો?"

"બેશક ઇલાહીજાન! તમે ખરૂં કહો છો" નસીબનજાને ઉપલી વાતને ટેકો આપતાં કહ્યુ "તમારી વાતનો એક એક શબ્દ સોના મોહરોની બરાબર છે"

"બહેન! મારા ઉપર બધું વીતી ચુકયું છે તેથી મારી એક એક વાત મનમાં ગોખી રાખવા જેવી છે" ઇલાહીજાને આગળ ચલાવ્યું "બ્હેન! એટલુજ નહી પણ જેવી રીતે જરૂરની વખતે તે ભલી ઘર ગ્રહસ્થી બાનુઓ પોતાનાં ઘરેણાંગાઠાં ઉતારી આપી હાથ પગ વીગેરે નાગા કરી નાંખે છે તેવીજ રીતે તે પુરૂષો ચાહે છે કે વેષ્યા પણ પોતાના ઘરેણાગાઠાં આપીને હાથ પગ તથા ગળાંને નાગાં

કરી નાંખે, પણ તે કેવી રીતે બની શકે ? ઘર ગ્રહસ્થીનાં ઘરેણાં તો માબાપનાં આપેલાં અથવા તો ઘરના ધણીનાં બનાવેલાં હોય છે તેથી તે ઉતારી આપવામાં આનાકાની કરતી નથી પરંતુ વેષ્યાના ઘરેણાં તો મહામુસીબતે મેળવેલાં હોય છે, હજારો પ્રપંચો રચીને, સેંકડો સંકટો સહીને એક એક દાગીનો બનાવેલો હોય છે તેથી તે બધાં કલેજામાં કોતરેલા હોવાથી વેષ્યા ઘર ગ્રહસ્થની પેઠે કેવી રીતે ઉતારી આપે ? આવી વાતો થતાંજ લડાઇનાં મુળ રોપાય છે. વાત વાતમાં હજારો મેણાં મળે છે કે તમાશબીનો યાદ આવતા હશે, જવાન ગબરૂની પાસમાં જવાની ઇચ્છા થતી હશે. બસ આ વાતચીત થતાંજ બન્નેમાં બગાડ થાય છે. હજુ તો ઘરમાં બેસવાને પુરૂં વરસ પણ વીત્યુ નથી કે આવી વાતો સાંભળવી પડે છે. જ્યારે મેં નિકાહ કર્યો ત્યારે તેમનો પગાર સો રૂપીઆ હતો પણ નીકાહના થોડા દિવસ પછી ખુદાની કુદરતથી સોના પચાસ થઇ ગયા. અને ફરી થોડા દીવસ વીત્યા નહી કે એટલામાં પચાસના ત્રીસ થઇ ગયા જેથી તેમના ઘરના બધા માણસો મને અપશુકની ગણી મેણાં મારવા લાગ્યા. લગ્ન વિવાહમાં હું જતી તો ત્યાં બધી સ્ત્રીઓ દુર દુર નાસવા લાગી. પણ મેં આ વાતો ઉપર લગારે ધ્યાન આપ્યું નહી કેમકે મેં મજબુત ઇરાદો કરી લીધો હતો કે " વેષ્યા અને શીતળા નીકળ્યા વિના રહેતી નથી " એ કહેવતને સાચી પાડવા ન દઉં તેથી દિલ ઉપર કાબુ કરી મેણાંને સાંભળી ચુપ રહેતી હતી. જ્યારે તેઓમાં નોકર ચાકર રાખવાની શક્તિ ન રહી ત્યારે ઘરના બધા ધંધા ઘરની સ્ત્રીઓને કરવા પડયા, તે વખતે મેં ઘણુએ ચાહ્યું કે હું પણ ઘરની સ્ત્રીઓની પેઠે કામ ધંધા કરી તેમનું હેત મેળવું, પણ મને ઘરના કામકાજની નાહનપણથીજ ટેવ ન હોવાથી ઘરનું કામકાજ થયું નહી. કેમકે વેષ્યાપણાના વખતમાં બે બે પુરૂષો પગની ચંપી કરતાં હતા. જાજરૂમાં લોટો નોકર મુકતો હતો, સેંકડો નાજ નખરાંથી, હજારો નુકતેચીની કરી ખાણું ખાતી હતી. માત્ર એકજ અણુશારામાં મેલમીલાપવાળા જાત જાતની મીઠાઇઓ

મંગાવી અનેક ખુશામદો કરી ખવરાવતા હતા તેથી ઘરના કામકાજની મુસીબત ઉઠાવી શકી નહી. એટલે મારે અને તેમને અણબનાવ થયો. તેમની લગ્નવાળી સ્ત્રીએ તેમને કહ્યું કે હું કાંઇ ઘરની લોંડી નથી કે રાંધી કરીને તેની આગળ મુકું, આ વાતથી અણબનાવમાં ધીમે ધીમે વધારો થતો ગયો અને એટલે સુધી કે છેવટે મેં નહાસવાની વેતરણ કરવા માંડી. આ વાતની તેમને ખબર પડી જવાથી તેઓએ મારા ઉપર જાપતો મુકયો. આ જોઈ મારા ગુસ્સાનો પાર રહ્યો નહીં તેથી મેં મનમાં નકી કર્યું કે પહેલાં તો હું એકલીજ નીકળવાની પયરવીમાં હતી પણ હવે જયારે તેઓએ મારા ઉપર જાપતો મુકયો ત્યારે હું તેમના ઘરનો એક સદ્ધર બીલ્લુ લઈને નીકળીશ. તે વખતે મારી ત્રીસ ઉપરની વય થઇ ગઇ હતી તેથી ઘડપણમાં દુઃખ ન પડે તેટલા માટે તેમના સગાની એક વગર માબાપની છોકરીને નસાડી લઇ જવાનો ઈરાદો કર્યો. તેનું આગળ પાછળ કોઇ ન હોવાથી અમારા ઘરમાં રહેતી હતી. તેથી મેં તેને થોડાજ દીવસમાં નહાસવાને સમજાવી લીધી. તેણી તો મારી વાતો ઉપરજ લટ્ટુ બનીને નહાસવાની તૈયારીમાંજ હતી કે આ વાતની બાતમી ઘરવાળાઓને પડી જવાથી તેઓએ છોકરીને પોતાના કાણુમાં લઈ બધી વાતની તપાસ કરી એટલે પેલી છોકરીએ બધી વાત કહી દીધી તેથી બધાં ઘરનાં માણસો મારા દુશ્મન થઇ ગયાં અને એક દીવસ લાગ જોઇ મને ખાણામાં ઝેર આપી દીધું. એતો ખુદા તાલાને મારો જીવ બચાવવો હતો કે તરતજ મને ઉલટીઓ થઇ તેથી તેજ વખતે મેં મારી માને બોલાવવા માટે બુમશોર મચાવી દીધો અને પોલીસમાં ખબર આપવાની ધમકી આપી જેથી તેઓએ બીકના લીધે મારી માને બોલાવી એટલે હું તલાક લઈને તેની સાથે મારે ઘેર આવી અને પાછી વેષ્યા બની ગઇ."

"હાય હાય! આવી મુસીબતો માથે વ્હોરવા માટે કાણુ નીકાહ

કરે" બધી જણીઓ ઇલાહીજાનની વાત સાંભળી બોલી "બહેન! ખુદાએ ખેર કરી, નહીતો તમારો જીવ જવામાં બાકીજ શું રહ્યું હતું?"

આ વાતો સાંભળી નીકાહ કરવાથી હું ગભરાઈ ઉઠી અને મીરઝા સાહેબને કાગળ લખવા માટે ભારે પસ્તાવામાં પડી. ઇલાહીજાનની વાતોથી નીકાહની જીંદગીનું ભયંકર રૂપ મારી નજરો આગળ ફરી વળ્યું તેથી મેં તે વખતે નીકાહ કરવાના વિચારને દીલમાંથી કાઢી નાંખ્યો, પણ જ્યારે બધા પરાણાઓ વિદાય થયા ત્યારે મેં ફરી નિકાહ સંબંધી વિચારો કર્યા અને છેવટે હું આ પરિણામ ઉપર પોંહચી કે જો મારે નિકાહ કરવોજ છે તો નીચલી ત્રણ વાતોને કલેજાં ઉપર કોતરી રાખવી જોઇએ.

પહેલી વાત આ કે અત્યારે મીરઝાસાહેબ જે કાંઇ તારીફો તથા ખુશામદ કરે છે તે બદલાઇ જશે અને તેના બદલામાં તેમની બદમીઝાજી ઉઠાવીને મેણાંનાં સંકટો સહેવાં પડશે.

બીજી વાત આ કે મારી જે કાંઇ જંગમ અને સ્થાવર માલ-મીલકત છે તે મારી નહી રહે.

ત્રીજી વાત આ કે ભોગ જોગે ખાવાપીવા અને ઓઢવા પહેર-વાનું સંકટ આવી પડે તો તે ઉઠાવી લેવું પડશે.

આ સાથેજ મારા દિલે કહ્યું કે નિકાહના અર્થ, બધી ઇચ્છા-ઓનો નાશ કરી મડદાંની પેઠે બની જવાના થાય છે તે તારાથી સહન થઇ શકશે? ઘડીકમાં વિચાર આવતો કે આવી રીતે નિકાહની જંજાળોમાં ફસવાની શી જરૂરત છે? પણ જ્યારે વેષ્યાઓની જીંદ-ગીના ઝબુન પરિણામનું ભાન થતું ત્યારે હું મારા વિચારોને ફેરવી નાખતી હતી. ખુરશીદ અને તેની સાથેજ બીજી વેષ્યાઓનું જે પરિ-ણામ આવ્યું હતુ તે, તથા ખુદાને ત્યાં જે સજા મળશે તે યાદ આવી જતાં દિલ કંપી ઉઠતું હતું અને તેથી આવી વેષ્યાપણાંની જીંદગીથી મરવું હજાર દરજ્જે વધારે સારૂં લાગતું હતું એટલે ફરી નિકાહ,

મરવા કરતાં સારો હોવાથી નિકાહ કરવાના ઇરાદાને મજબુત કરતી હતી, ઇલાહીજાને કહેલી વાતોથી સાફ જાહેર થતું હતું કે તેનાથી સંકટો ઉપડી શકયાં નહીં અને વળી તેણે એક પવિત્ર બાળાને નસાડી જવાનો પાપી ઇરાદો કર્યો તેથી તેને સંકટો ઉઠાવવા પડયા. મને મારા અલ્લાહ ઉપર પુરો ભરૂસો હતો કે તે મને દુઃખી નહી કરે. કેમકે જો હું ધરમાં પડી ગઇ તો ફરી ગમે તેવાં સંકટો પડે તોપણ મરતાં સુધી ડગી જાઉં તેવી નથી. તેથી મેં મારી વેષ્યાની જીંદગી કરતાં નીકાહની જીંદગીને ઉત્તમ સમજી મનમાં ફેંસલો કરી લીધો કે હવે નીકાહ તો કરવોજ જોઇએ. કદાચ હું મારા ઇરાદામાં પછાત પડી જાત, કેમકે અત્યારસુધી હું જે વિચાર ઉપર પહોંચી હતી તે મારી બુદ્ધિનું પરિણામ હતું; પરંતુ ખુદાતાલાએ મારા ઉપર ફજલ કર્યો અને હું મારા પાકા ઇરાદામાં મજબુત થઇ ગઇ. એટલે તેજ દિવસે સાંજની વખતે ઠંડીનું જોર વધારે હોવાથી અંમા એકાએક માંદા થઇ ગયાં. અને તેમની માંદગીએ એક રાતમાંજ ગંભીર રૂપ પકડી લીધું તેથી હું સખત ગભરાઇને તેમની દવાદારૂમાં દોડદપટ કરવા લાગી. દીલ્હીના સઘળા હકીમોને બોલાવી અંમાનો ઇલાજ કરાવ્યો પણ કાંઇ ફાયદો થયો નહિ તેથી પાડપાડોશની કેટલીક તવાયફોએ સલાહ આપી કે "હવે તમે દવાદારૂને એકદમ મુકી દઇ પીર અવલીયાઓની દરગાહો ઉપર જાવ, ખુદા ચાહશે તો આરામ થઇ જશે. તેઓના આ ભલી સલાહ મારા ધ્યાનમાં ઉતરવાથી હું મારા ઉસ્તાદજીઓની સાથે દીલ્હીના બધા બુઝુર્ગોના મઝાર શરીફો ઉપર ગઇ અને બધી જગ્યાએ મુજરો કર્યો પણ અંમાને લગાર ફેર પડયો નહિ. એટલામાં એક ઓળખીતા તરફથી હઝરત સુલતાન ખ્વાજા નિઝામુદ્દીન અવલીયા ઝરી ઝર બખ્શ રહે૦ અને હઝરત અમીર ખુસરૂ રહે૦ના મઝાર શરીફ ઉપર જવાની સલાહ મળી. તેથી હું તરતજ ગાડી મંગાવીને ઉપલા મઝારો ઉપર ગઇ અને મુજરો કરવા બેઠી. હું જે જે દરગાહો ઉપર ગઇ તે તે દરગાહો ઉપર મુજરો શરૂ કરતાંજ લોકોની ભીડ

જામી જતી તે પ્રમાણેજ ઉપલી દરગાહોમાં પણ ગાણું શરૂ કરતાંજ આસપાસથી લોકો આવીને ભેગા થવા માંડયા. દરગાહ શરીફના કેટલાક મુજાવરો તથા સજ્જાદાઓ આવીને મારી સામે બેસી ગયા, અને મારા ગાણા ઉપર મસ્ત બનીને ઝુમવા લાગ્યા. અને તેમાંથી કેટલાક જણા તો ઈલ્લલ્લાહના નાઅરા મારી બેહોશ થઇને પડી પણ ગયા. આવી રીતે મજલીસનો રંગ જામેલો જોઇ મેં પણ સારી પેઠે ગાણું ગાયું. લગભગ ત્રણ કલાક પછી મેં ગાણું બંધ કર્યું એટલે બધા લોકો વીખરાઈ ગયા તે વખતે મેં કબર શરીફની પાસે જઈ મારી અંમા સાજાં થઇ જાય તે માટે દોઆ માગી અને ઘેર આવવા ગાડીમાં બેસવા માટે પાછી ફરીજ હતી, કે એક છોકરો દોડતો દોડતો આવીને કહેવા લાગ્યો—

“ તમને હઝરત ખ્વાજાસાહેબ બોલાવે છે. ”

“ કયા ખ્વાજા સાહેબ ? ” મેં ઘણી અજાયબીથી પુછ્યું.

“ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબ બોલાવે છે, જેઓ અહીના સજ્જાદાનશીનોમાંથી છે. ”

છોકરાનું આ કહેવું સાંભળી હું તરતજ તે છોકરાની સાથે દરગાહ શરીફની પછવાડે એક ઓરડી આગળ ગઇ, તો ત્યાં પચીસ છવીસ વરસની વયના એક પાતળા નવજવાન ગેરવા રંગનું લાંબું પહેરણ પેહરી માથા ઉપર ગેરવા રંગનોજ ફેંટો બાંધીને ઉભા હતા. જોકે તેઓની વય માત્ર પચીસ છવીસ વરસનીજ હતી પણ ચેહરા ઉપર લાંબી દાઢીથી એક નુર વરસી રહ્યું હતું. જ્યારે મેં તેઓને પહેલીજ નજરે જોયા ત્યારે મારા મનમાં તેઓની પવિત્રતા અને બુઝુર્ગીની છાપ બેસી ગઇ તેથી જતાંની સાથેજ મેં તેમને બહુજ નમીને સલામ કરી જેના જવાબમાં તેઓએ હસતા મુખે સલામ વાળી અને ફરી મને પગથી તે માથા સુધી જોઇ બોલ્યા.

“ તમારૂં નામ શું છે ? ”

" ગવહર "

" ક્યાં રહો છો ? "

" બીલ્લીમારોના મહોલ્લામાં. "

" પહેલાં તમારે ત્યાં નવ્વાબ અખતરઝમાન આવતા હતા ? "

" જી હા " મેં શરમથી નીચી નજરો કરીને જવાબ આપ્યો.

" તમે અહીં શામાટે આવ્યાં હતાં ? "

" મારી અંમા સખત માંદગીના બીછાને પટકાઇ પડયાં છે તેથી હુઝુરની દરગાહ શરીફમાં આજીજી કરવા અને મુજરા માટે આવી હતી."

" હું તમારે ત્યાં આવું તો તમને કાંઇ હરકત છે ? "

" જી નહિ, કોઈ વાતની પણ હરકત નથી બલકે આપના પધારવાથી હું મારાં બહુ મોહટાં નસીબ સમજીશ. "

" તમારે ત્યાં એકાંતનો વખત કયો હોય છે ? "

" જી, એકાંતનો વખત ! " મેં લગાર અચકાઇને વિચારમાં પડી જવાબ આપ્યો " આપ જ્યારે પધારો ત્યારે એકાંતનો વખત છે. "

" ગવહરજાન ! તમે અચકાઓ નહિ " ખ્વાજા સાહેબે લગાર મુસકુરાઇને કહ્યું " મારે તમારી સાથે કેટલીક ખુદા રસુલની વાતો કરવી છે તેથી એકાંતનો વખત દર્યાફ્ત કરૂં છું. "

"આપ ચાહો તે વખત ખુશીની સાથે પધારો " મેં આનંદમાં મલકાઇને જવાબ આપ્યો " મને પણ આપના જેવા હાદીની જરૂરત છે."

" ઠીક, ત્યારે હું કાલે બપોરે બે વાગે આવીશ."

" બહુ સારૂં. "

"હવે તમે જાઓ અને આટલીવારસુધી તમને રોકી રાખ્યાં તે માટે માફ કરજો."

હું સલામ કરીને ગાડીમાં બેઠી અને ઘેર ઉપર આવી. આખે રસ્તે તથા ઘેર આવીને બીજા દીવસની બપોર સુધી એજ વિચારોમાં

હતી કે ખ્વાજાસાહેબ મને ખુદારસુલની કઇ વાતો સંભળાવશે? શું તેઓ પણ પેલા પીરસાહેબ જેવા તો નહિ હોય?" પણ ફરી તેમનો પવિત્ર ચહેરો તથા ભલાઇથી ભરેલી વાતચીત યાદ આવી જવાથી કહેતી કે "નહિ નહિ તેઓ એવા જણાતા નથી. ચહેરા ઉપર આબાદ બુઝુર્ગી વર્તાય છે અને મેં નીકાહનો જે પાકો ઇરાદો કર્યો છે તેમાં મને સહાય કરવાને માટે ગેબી ફિરસ્તા બનીને આવતા હશે, ખરેખર એમજ હોવું જોઇએ. ખુદાતાલાને મારા નીકાહ કરવાનો પાકો વિચાર પસંદ પડયો છે તેથી તેણે મારી મદદના માટે ખ્વાજાસાહેબના રૂપમાં નકીનો ફીરસ્તો મોકલવા ધાર્યો છે" આવા વિચારોમાં હું હતીજ કે બરોબર બે વાગે ખ્વાજાસાહેબ પધાર્યા મેં તેઓને મોટા માનની સાથે ગાદી ઉપર બેસાડી તેમની સામે બેઠક લીધી. તે વખતે અંમાને ઉંઘ આવી ગએલી હોવાથી તેઓ આરામથી ઉંઘેલાં હતાં અને ઉસ્તાદજી પણ રાતનો ઉજાગરો હોવાથી ઘરના બીજા હોલમાં પોઢેલા હતા તેથી આ વખતે કુદરતી રીતે ખ્વાજાસાહેબને એકાંતનો વખત મળ્યો. ખ્વાજાસાહેબે પોતાની બેઠક લીધા બાદ નીચલી વાતચીત શરૂ કરી.

"ગવહરજાન! હું તમોને અત્યારે જે કાંઇ કહેવા આવ્યો છું તે કહ્યા પહેલાં મારે મારી ઓળખાણ આપવી જોઇએ અને પછી જે કાંઇ કહેવાનું છે તે કહીશ. મેં તમોને કાલે એકાંતનો વખત પુછ્યો ત્યારથી તમારા મનમાં અનેક જાતના તરંગો આવી ગયા હશે અને કોણ જાણે હું શું કહીશ તે માટે તમને ચિંતા પણ થઇ હશે; પરંતુ ગવહરજાન! હું તમારા તે બધા તરંગો અને ચિંતાઓનો અંત લાવું છું મને આશા છે કે તમે મારી વાતને ધ્યાનપુર્વક સાંભળી હું જે કાંઇ પુછું તેના જવાબો આપશો. મારી ઓળખાણના બાબમાં મારે એટલુંજ જણાવવાનું છે કે હું એક સુફી માણસ છું. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલીયા રહે૦ ની બહેનની અવલાદમાં

અવતરેલો છું. ખુદાઇ રસ્તાથી ભટકેલાઓ તથા બુઝર્ગોને દીનની પાક અરવાહોને રંજ પહોંચાડનાર માણસોને હું હિદાયત કરવી મારી ફરજ સમજું છું તેથી મેં અહીં દીલ્લીમાં "હલકએ નિઝામુલ મશાયખ" નામનું મંડળ સ્થાપ્યું છે તેના ઘણા ઉત્તમ હેતુઓમાંનો એક હેતુ આ પણ છે કે બુઝર્ગોને દીનની દરગાહોમાં શરીઅત અને તરીકતથી વિરૂદ્ધ જે ખરાબ રીવાજો પ્રચલિત થઇ ગયા છે તેમને દૂર કરવા. આ હેતુ પાર પાડવામાં મદદ કરવા માટે હું તમારે ત્યાં આવેલો છું. શું તમે મને મદદ કરી શકશો ?"

"હઝરત સલામત ! મેં હાથ જોડીને કહ્યું " હું એક ગુનેહગાર જાહેલ અને કમીન ધંધામાં પડેલી સ્ત્રી છું, તેથી આપને મદદ કરવા જેટલી શકિત તો મારામાં નથી પરંતુ આપ જે કાંઇ હુકમ ફરમાવશો તે બજાવી લાવવામાં પછાત નહીં પડું."

'ગવહરજાન ! બુઝુર્ગોને દીનની દરગાહો ઉપર તમારી પેઠે બીજી વેશ્યાઓ મુજરાના માટે જાય છે અને ત્યાં ગાણાની વખતે જે ધમાચોકડી થાય છે તે બહુજ ખરાબ વાત છે તેટલા માટે હું આ બદ રીવાજને નાબુદ કરવા ચાહું છું."

"હઝરત ! મને માફ કરજો હું આ ઉમદા રીવાજને વખાણું છું તેથી બુઝુર્ગોને દીનના બાબમાં આવી વાતો સાંભળવાને તૈયાર નથી."

"તમે આ રીવાજને ઉમદા ગણીને વખાણો છો તેનું કાંઇ કારણ કહેશો ?"

" કારણ જાહેર છે તેથી શું બતાવું ?"

"મને તો તેમાં બુરાઇજ નજરે પડે છે તેથી તમે તેની ઉમદગી બયાન કરો."

"બુઝુર્ગોને દીનની દરગાહો ઉપર જઇ હકાની ચીજો ગાવાથી બુઝુર્ગની પાક અરવાહ ખુશ થાય છે અને અમે તે ગાવાની ચીજોમાં

તેમની તારીફ કરી આજીજીની સાથે દોઆ માંગીએ છીએ તેથી ખુદા પણ રાજી થઇને અમારૂં ભલું કરે છે."

"તમે જાણો છો કે આપણા મઝહબમાં ગાણું દુરસ્ત નથી?"

"જી હા, જાણુંછું પણ ચીસ્તીઆ ખાનદાનમાં દુરસ્ત છે."

"હા દુરસ્ત છે એ તમારૂં કહેવું તદ્દન વ્યાજબી છે પરંતુ તે કયું ગાણું છે તે તમે જાણોછો?"

"જી હા! હક્કાની ચીજો જેમાં ખુદા રસુલની તારીફ હોય. બુઝુર્ગાને દીનની કરામતો હોય, સારી સારી શીખામણો હોવ તે દુરસ્ત છે. મોહટા મોહટા વલી અલ્લાહોએ ગાણું સાંભળ્યું છે અને હાલમાં પણ જેટલા બુઝુર્ગો છે તે સાંભળે છે. અને તે સાંભળે છે એટલુંજ નહીં પણ તેમના ઉપર ગાણાની એટલી બધી અસર થાય છે કે બેહોશ થઇને અમારા પગો ઉપર પડી જાય છે. મેં ઘણી વખતે જોયું છે કે ઘણા બુઝુર્ગો અને વલી અલ્લાહો અમારી ગાએલી ગઝલની એકજ કડી ઉપર બેચેન બનીને બેહોશ થઇ ગયા છે અને ઘણી વખતે તો તેઓ મસ્તીમાં આવી અમારી સાથે ગાવા તથા ઉભા થઇને નાચવા લાગ્યા છે, તો શું તેઓ બધા બુઝુર્ગાને દીનની મરજી વિરૂદ્ધ આવું કરીને તેમને નારાજ કરે છે?"

"હા, બેશક નારાજ કરે છે."

"તે કેવી રીતે?"

"અત્યારે હું તમને ફીલસુફીની સાથે સમજાવવા માંગતો નથી પણ ઘણાજ સહેલાં અને સરળ શબ્દોમાં તમારી માન્યતાનું ખંડન કરવા ચાહું છું. આશા છે કે તમે તેને સાંભળી હઠધર્મી નહી કરો."

"નહી, હું હઠધર્મીને વેગળી મુકીનેજ આપથી દરીયાફ્ત કરવા ચાહું છું."

"તમોને આવા ઉત્સુક જોઇ મારે જે કાંઇ કહેવું છે તે કહું છું માટે કહો જોઇએ તમે જે ધંધો કરો છો તે હરામ છે કે હલાલ?"

"કયો ધંધો?"

"વેષ્યાપણાનો,"

"આપણા મઝહબની રૂએ હરામ છે."

"આપણા મઝહબ સિવાય શું બીજા મઝહબોમાં હલાલ છે?"

"તેની મને ખબર નથી."

"તેની ખબર નથી તો એ વાત જવા દો, પણ આપણા મઝહબમાં હરામ છે એ વાત તો તમે માનોછોને?"

"જી હા"

"આ ઉપરથી સમજવું જોઇએ કે વેષ્યાઓની જીંદગીનું પોષણ હરામમાજ થાય છે અને હરામ ચીજને કરનાર માણસ ખુદા અને તેના રસુલ અને દુન્યાના બધા વલીઅલ્લાહોના તીરસ્કારને પાત્ર હોય છે. તેઓ તેનાથી પુરે પુરી બેઝારી ધરાવે છે, અને તે હરામ કામની સાથે ગમે તેવી નેકી કરતો હોય તોપણ તેઓ તેનાથી રાજી રહી શકતા નથી. ખુદાતાલા પોતાના હુકમના અનાદર કરનારને ભારે ધ્તરાજીથી જુવે છે કેમકે તેણે પોતાના કલામે પાકમાં હરામ કામ કરનારાઓ માટે ખુલાસેવાર વર્ણન કરી તેઓથી બેઝારી જાહેર કરી દીધી છે. ખુદાતાલા તો ચાહે છે કે મારા બધા બંદાઓ શયતાનના મુકાબલામાં તેને હાર પમાડી મારા ખાસ બંદા બને, પણ જ્યારે બંદો પોતેજ શયતાનનો ગુલામ બને તો ફરી ખુદા કેવી રીતે તેને પોતાનો ગણે? અને જ્યારે ખુદા પોતે તેને ગઝબની નીગાહથી જુવે તો ફરી તેનો રસુલ અને બુઝુર્ગાને દીન કેવી રીતે રાજી રહી શકે છે? દાખલા તરીકે તમે તમારા નોકરને એક અમુક કામ ન કરવા માટે સખત તાકીદ કરો તે છતાં પણ તે કામ કરે તો શું તમે તે નોકરથી રાજી રહેશો?"

"પણ કદાચ તે નોકર આજીજીની સાથે સર સીફારશ લાવી પોતાની ભુલ કબુલ કરીને માફી માગે તો તેને માફ કરી દઉં."

"પરંતુ માફ માગ્યા પછી પણ તે નોકર ફરી તેજ કામ કરે તો શું તમે તેના ઉપર ગુસ્સે નહિ થાવ? અને જે લોક તેની સીફારશ લાવ્યા હતા તે લોકો જાણીતા થઇ જાય કે તે માણસે ફરીને તે કામ કર્યું છે તો શું તેઓ બીજી વખતે સીફારશ કરવા આવશે?"

"નહીં, પણ તે નોકર દર વખતે આજીજી કરી મારી સ્તુતી કરશે તો મારૂં મન તેને માફ કર્યા વિના નહી રહે."

"નહીં, એમ કદીએ ન બને, તમારો નોકર તમારા હુકમનો દર વખતે અનાદર કરી દર વખતે માફી માગશે તો કુદરતી રીતે તમે તેનાથી નારાજ થઇને કાઢી મુકશો અને જે લોકો સીફારશ કરવા આવશે તેને સાફ કહી દેશો કે આ નોકર મારા હુકમને માનતો નથી તેથી હું તેને નહી રાખું. પછી ભલેને તે માણસ તમારા ઘરની ધુળ લઈ નાંખે પણ તમે તેને પાસે પણ આવવા નહીં દો. એવીજ હાલત ખુદા અને બંદાની છે. ખુદા પોતાના કલામમાં હરામ કરનારાઓને ધીક્કારે છે અને દર વખતે પોતાના વ્હાલાઓની સાથે હરામ કામથી બાઝ રહેવા માટે સંદેશાઓ મોકલે છે તે છતાં પણ જે લોકો હરામ કામ કરે છે તેમની આજીજી ઉપર ધ્યાન આપતો નથી. અગર જો એવીજ રીતે માફી આપી દે તો ફરી દોઝખ કોના માટે બનાવી છે? ગવહરજાન! મારી આ વાત બહુજ લંબાણ થાય છે તેથી હવે હું ટુંકમાંજ પતાવી દેવા માટે એક બીજી રીતે તમને સમજાવું છું અગર તે તમારાં ધ્યાનમાં ઉતરી જાય તો માનજો."

"આપ બેલાશક ફરમાવો, હું ઘણાજ ધ્યાનની સાથે સાંભળું છું અને ખુદાની દરગાહમાં દોઆ ગુજારૂં છું કે તે મને નેક રસ્તો બતાવે."

"તમારી નિષ્ઠા સારી છે તો ઇનશાઅલ્લાહ ખુદા તમને નેક રસ્તો બતાવશે."

"આમીન."

"હવે કહો જોઈએ, બુઝુર્ગોની દરગાહો ઉપર તમે જાવ છો તે બધા નેક અને ખુદાઈ માણુસ હતા તે તમારી પુરેપુરી માન્યતા છે ?"

"હા, પુરેપુરી માન્યતા છે."

"તમે હરામ કામ કરો છો એ પણ કબુલ કરો છો ?"

"હા."

"હવે એમ સમજો કે તે બુઝુર્ગો અત્યારે જીવતા છે, અને રાત દીવસ ખુદ તઆલાની ઇબાદતમાં મશગુલ રહે છે, અને તમે હરામ કામમાં રાત દીવસ પડેલાં છો, એ તેઓ જાણે છે છતાં તેઓ તમારાથી હસતા મુખે મળશે ? તેઓ જાણે છે કે આ માણુસ દર વખતે હરામ કામ કરે છે છતાં તેઓ તમારી અરજ ઉપર ધ્યાન આપશે ? નહી, કદી નહીં, ગવહરજાન ! તેઓ એવું કદી ન કરે. તેઓ અલ્લાહના પ્યારા છે, તેથી જે અલ્લાહના હુકમ વિરૂદ્ધ હોય અને દર વખતે તેના હુકમ વિરૂદ્ધ વર્તન રાખતો હોય તેની સામું પણ ન જુએ."

"આપની એ વાત ખરી, પણ ગાણું સાંભળવામાં શી હરકત છે ?"

"ગાણું દુરૂસ્ત નથી તો ફરી તેઓ કેવી રીતે સાંભળે ?"

"કોણ કહે છે કે દુરૂસ્ત નથી ?"

"હું કહું છું, વળી અલ્લાહ કહે છે, રસુલ કહે છે અને ખુદા કહે છે."

"ત્યારે જે બુઝુર્ગો અત્યાર સુધીમાં સાંભળતા આવ્યા છે તે કેવું ?"

"એના જવાબમાં મારે જરા તફસીલમાં ઉતરવું પડશે માટે તમે મારા લંબાણથી બોલવા ઉપર ગભરાઇ જતાં નહીં."

"નહીં, આપ બેલાશક ખુલાસાથી કહો, હું ઘણાજ ધ્યાનથી સાંભળી રહી છું."

"ગવહરજાન!" ખ્વાજાસાહેબે કહ્યું "ગાણું સાંભળવું દુરૂસ્ત છે કે નહીં તે બાબે જુદા જુદા મતભેદ પડેલા છે; પરંતુ તે બધા મતભેદોનો ફેંસલો આવી રીતે થએલો છે કે જે લોકો ગાણું સાંભળવાની કાબેલીયત ધરાવે છે, જેઓનું દિલ મોહોબ્બતે ઇલાહીમાં ભરપુર છે અને જેઓ ગાણાંની મજલીસમાં દુન્યાવી વિચારોને પાસે આવવા દેતા નથી તેઓના માટે દુરૂસ્ત છે. ત્રીજી અને ચોથી સદીના વચગાળામાં કેટલાક બુઝુર્ગો ગાણું સાંભળતા હતા. હઝરત ઝુનનુન મિસરી રહે૦ પણ ગાણાંની મજલીસમાં શામેલ થનારાઓમાંના એક હતા. અને તેમના પછી મીસર અને તેની આસપાસના દેશમાં સુફીઓની એક મોહટી સંખ્યા એવી વસતી હતી કે જે બધા ગાણું સાંભળવાના શોખીન હતા. ટુંકામાં એટલુંજ કે કાંઇ ચીશતીઆ ખાનદાનવાળા ગાણું સાંભળે છે એમ નથી, બલકે બીજા ખાનદાનવાળા પણ ગાણું સાંભળતા હતા. પરંતુ ઉપર જે ત્રણ શરતો લખી છે તેની પાબંદી કરવાથી ગાણું દુરૂસ્ત થતું હતું અને થાય છે. આજકાલના જમાનામાં તમારા જેવી વેશ્યાઓએ ગાણાંને જે રૂપમાં રજુ કર્યું છે તે તો બિલકુલ નાદુરૂસ્ત છે. અને જેઓ ખુદાતાલાના ખાસ બંદા છે તેઓ તો તેની પાસ પણ જતા આવતા નથી. વળી જે બુઝુર્ગો ગાણું સાંભળતા હતા તેઓ કેટલી બધી પાબંદી કરતા હતા અને દરેક ગાણું સાંભળનાર બુઝુર્ગે ગાણું કેવી રીતે સાંભળવું જોઇએ તે વિષે હઝરત સઇયદ મોહમ્મદ ગેસુદરાઝ કદદાસિરરહુલ્લ અઝીઝ રહે૦એ એક કિતાબ લખી છે, જેમાં તેઓ હઝરત ફરમાવે છે કે "સુફી લોકો ગાણું સાંભળવા માટે પ્રથમથીજ બધી વાતની તૈયારીઓ કરી રાખે, એટલે નાહી ધોઇને પવિત્ર લુગડાં પહેરી વઝુની તજદીદ કરે. ખાધેલું ખાણું હજમ થઇ ગએલું હોવું જોઇએ. લસણ અથવા ડુંગળી અથવા એવીજ ગંધાતી વસ્તુઓનો ઉપયોગ કરનારા મજલીસમાં આવતા નથી. પોતાથી બની શકે ત્યાંસુધી પેટને ખોરાકથી ખાલી રાખે અને પાન ખાઇને મોહડું સાફ કરી મજલીસમાં દાખલ થાય છે." "ગવહરજાન!

હઝરતનાં ફરમાન જોયાં ! મજલીસમાં શામિલ થનારાઓ માટે તેઓ એટલે સુધી પાબંદી કરવાનું ફરમાવે છે કે પાન ખાધેલ માણસોએ પણ આવવું ન જોઇએ. આજકાલ તો આપણે જોઇએ છીએ કે આમ લોકો સિવાય ખાસ ખાસ પીરઝાદા અને બુઝુર્ગઝાદા મજલીસોમાં ખાસ પાનનાં બીડાં ચાવે છે. શું તેઓ હઝરત બંદે નવાઝ સૈયદ મોહમદ ગેસુદરાઝ કદ૦નાં ફરમાનને જાણતા નથી? આજકાલ તો બધા લોકોએ ખાસ બુઝુર્ગોને માટેજ દુરૂસ્ત થએલી ગાણાની મજલીસોને બાળકોની રમત ગણી લીધી છે. અફસોસ ! એવા લોકોએ હઝરત બંદેનવાઝના ફરમાનોને જોઇ શરમાવું જોઇએ."

"હઝરત !" મેં કહ્યું "ઓહો ગાણું સાંભળવાના માટે બહુ સખત પાબંદીઓ મુકેલી છે !!"

"હજુ તો શું છે, લગાર આગળ સાંભળો !" હઝરત ખ્વાજાસાહેબે ફરમાવ્યું "એક મઝલીસમાં માત્ર એકજ મુરશદના મુરીદોએ શામિલ થવું જોઇએ કે જેથી વચમાંથી જુદાઇનો પરદો ઉઠી જાય, અને જો એમ ન બની શકે તો એકજ ખાનદાનવાળા હોવા જોઇએ." ગવહરજાન ! જોયું ? હઝરત બંદેનવાઝ શું ફરમાવે છે અને આજકાલ શું થઇ રહ્યું છે? આજકાલ તો કોળી, ભીલ, ચમાર, વાઘરી પણ મોહટા મોહટા બુઝુર્ગોની મજલીસોમાં વેશ્યાનું ગાણું સાંભળી એક શબ્દ પણ સમજ્યા વિના વાહવાહ કરે છે. દારૂડીઆ અને દીનથી અજ્ઞાન માણસો હાલમાં મસ્ત બનીને કુદે છે. મને તો જ્યાં સુધી અનુભવ થયો છે ત્યાંસુધી ગાણાની આવી બધી મજલીસોમાં નીચ અને તદન જાહેલ લોકોને મેં ઝુમતાં જોયા છે. બુઝુર્ગોને દીનની દરગાહો ઉપર થતી ગાણાની મજલીસોમાં તો એકંદર બધા જાહેલોજ ભેગા થાય છે. તેમાંના કેટલાક તો તે ગાનારીના મળનારા અથવા આંખોના અણસારા કરનારા હોય છે અને જો કદાચ બેચાર સમજદાર માણસો આવી ગયા તો તે બીચારા લોકોની ભીડમાં ધક્કા ખાઇને

ગાણું સાંભળવાની આશાથી નિરાશ બનીને પાછા ચાલ્યા જાય છે. જે લોકો દરગાહો ઉપરની મજલીસોમાં સામીલ થાય છે તેઓની સંખ્યા કાંઇ એક, બે કે દસની હોતી નથી પરંતુ સેંકડોમાથી સેંકડે એક પણ એવો નહિ નીકળે કે જે દરગાહમાં સુતેલા બુઝુર્ગના અસલી મરતબાથી જાણીતો હોય અને ગાણું સાંભળતી વખતે તે બુઝુર્ગની ઇઝઝત કરતો હોય."

"બેશક, આપનું ફરમાવવું દુરૂસ્ત છે" મેં લાંબો વિચાર કર્યાપછી કહ્યું "ખરેખર આવી ગાણાની મજલીસોથી બુઝુર્ગોને દીનના માન મરતબામાં કમી થાય છે."

"ગવહરજાન! હઝરત બંદેનવાઝ કાંઈ એટલુંજ લખીને બેસી રહ્યા નથી પણ તેઓ હઝરત આગળ ચાલતાં લખે છે કે "જે માણુસ ગાણાની મજલીસમાં શામેલ થાય તો તે વખતે તેણે એમ વિચારવું જોઇએ કે દુન્યાના બધા ધંધાથી હાથ ઉઠાવીને હું મજલીસમાં શામેલ થયો છું. અને મજલીસમાં આવ્યા બાદ જ્યાં જગ્યા મળે ત્યાં માનની સાથે પોતાની જગ્યા મુકરર કરી લેવી જોઇએ. આજુબાજુ નજર ન નાખવી અને અંદર અંદર એક બીજાથી વાતો ન કરવી, આંખોથી ઇશારા પણ ન કરવા. જો કદાચ ત્યાં પોતાનો મુરશદ હાજર હોય તો બધું ધ્યાન તેની તરફ ફેરવીને બેસવું. પોતાની નજર ગાનારના પગોતરફ રાખવી, આવજાવ કરનાર માટે મજલીસ શરૂ થવા બાદ બીજો રસ્તો રાખવો જોઇએ, કેમકે તેમના આવવા જવાની ગરબડથી શાંતતામાં ફરક પડશે, ગાણાની મજલીસમાં દુન્યાદાર અને હાકેમ ન આવવા પામે અને કદાચ આવે તો તેમની બેઠક સુફીઓથી નીચે રાખવી જોઇએ અને તેઓ સુફીઓને માનનારા હોવા જોઇએ, ગાનાર માણુસ ખુબસુરત ન હોવો જોઇએ અને ભોગજોગે ખુબસુરત માણુસ હોય તો તેની તરફ નજર ન કરવી. મજલીસમાં બેદર્દ બુદ્ધિવાન, બેસોઝ શિક્ષક અને ઢોંગી આલિમને આવવા ન દેવા, વળી મજલીસમાં

સ્ત્રીઓ હરગીઝ ન આવવા પામે. કેમકે તેઓ ભરમાવનારીઓ હોય છે તેથી સ્ત્રીઓ ન આવે. અને કદાચ ગાનાર સ્ત્રી હોય તો "ફ અલયકતતબા વલ ઇસ્તિગફાર" એટલે ગાનાર સ્ત્રી હોય તો આવી મજલીસથી તવબા અને ઇસ્તિગફાર કરવાં જોઇએ."ગવહરજાન ! તમે સાંભળ્યું ? હઝરત બંદેનવાઝના મુબારક ફરમાનથી ચાલુ સ્થિતીનો મુકાબલો કરો. આજકાલના બુઝુર્ગો તો વેષ્યાઓનાજ ગાણા ઉપર મસ્ત બનીને ઝુમે છે, કુદે છે, વેષ્યાના પગો ઉપર માથું મુકીને રડે છે, તેના ગળામાં હાથ નાખીને આખી મજલીસમાં નાચે છે અને તેમના મુરીદો આવી વાતોને મરચાં મસાલા લગાવી બહાર લોકોમાં પોતાના મુરશદની સમજશકિત અને કરામતો બ્યાન કરે છે. હઝરત બંદેનવાઝ તો માત્ર સ્ત્રીનુંજ ગાણું સાંભળવા માટે તવબા અને ઇસ્તિગફાર કરે છે અને આજકાલના બુઝુર્ગો તો કુલટાઓનું ગાણું સાંભળી તેમની સાથે અનેક જાતની ધિક્કાર પાત્ર ચાલ ચલાવે છે. અફસોસ ! કેટલો બધો ફેરફાર ! !

"બ બિન તફાવતે રેહ અઝ કુજાસ્ત તાબ કુજા"

દુનિયાનો તાલ બગડી ગયો છે, ખુદા રસુલની વાતો કરનારને પોતાનો કટ્ટો શત્રુ સમજી જાતજાતના સંકટોમાં ફસાવવાની યુકિતઓ કરવામાં આવે છે, અને કેટલાક ઢોંગી, રંડી પરસ્ત મુરશદોના પગો ચુમી ભારે ખાતરબરદાસ્ત કરવામાં આવે છે. એ પણ આખરી ઝમાનાની અનેક નિશાનીઓમાંની એક નિશાની છે. જે મુરશદો અને બુઝુર્ગ ઝાદાઓ આવી મજલીસોના શોખીન છે અને ગાણાંને હલાલ બતાવી રાત દિવસ તેમાંજ નિમગ્ન રહે છે. જેઓ મજલીસના મકાનને જાહેર ટાપટીપ કરી ભારે શણગારે છે. અને જાહેર ખબરના હેન્ડબીલોની પેઠે ગાણાની મજલીસોના હેન્ડબીલ વહેંચી હજારો માણસોને ભેગા કરે છે. તેઓ પોતાના અંતરને શણગારવાની તથા પોતાની બુઝર્ગીના પ્રતાપે હજારોને પોતાની પાસે ખેંચી બોલાવવાની શકિત

શામાટે પ્રાપ્ત કરતા નથી ? અફસોસ ! દુન્યામાંથી સચ્ચાઇ નાબુદ થવા માંડી છે અને બધે ઢોંગ અને ઢોંગનોજ દોર જામી રહ્યો છે જ્યાં કોઈ માણસે કામ ધંધો ન મળવાથી અથવા હાડકાં હરામ થઇ જવાથી પોતાના માથાના વાળ વધારી ગાંજો, ચરસ, મદક, ભાંગ, માજમ, દારૂ, અને એવીજ બીજી કેફી વસ્તુઓ વાપરી તેના નીશામાં બકબકાટ શરૂ કર્યો કે બસ પછી થઇ ચુક્યું. હજારો લાખો માણસો તેની ખાતરબરદાશ ઉડાવવાને હાજર થાય છે. અને જ્યાં એક બે વેષ્યાઓને મુરશીદની ખબર મળી કે ફરી તો દરરોજ મેળો ભરાવા માંડયો. ટુંકમાં એટલુંજ કે ચાલુ સમયમાં ઇસ્લામીઓના દીની અકીદા એટલા બધા કાચા થઈ ગયા છે કે તેના પ્રતાપે તેઓ અનેક ગુનાહોમાં સપડાઇને આકેબતની બરબાદી કરી રહ્યા છે. જો તેઓમાં વિદ્યા હોત તો આવી સ્થિતિ કદીએ થાત નહી; પણ તેઓ અજ્ઞાનતાના અંધકારમાં ફસેલા હોવાથી આવી નકામી વાતોમાં ફસી પડે છે. અફસોસ ! ગવહરજાન ! હું ચાહું છું કે મારી વાતચીત ટુંકી થઇ જાય પણ શું કરૂં ? અત્યારે લાચાર થઇને આટલું બધુ કહી રહ્યો છું તોપણ હવે હું મારી બાતને ટુંકી કરી દઇશ. હઝરતખ્વાજા બંદેનવાઝ ગેસુદરાઝ ફરમાવે છે " જો કદાચ મજલીસમાં કોઇ એવો માણસ આવી જાય કે જે સુફિઓની હાલત ઉપર હસતો હોય તો તરતજ તેને સમજાવીને બહાર કાઢવો જોઇએ અને સુરીઓએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે મજલીસમાં મોહેટેથી નાઅરા બુલંદ ન થાય અથવા વાહવાહ કહીને ગરબડ ન થાય, અને મુરીદે પોતાના મુરશદની રૂબરૂ નાઅરો ન લગાવવો." વળી આગળ ચાલતાં ફરમાવે છે " વળી મજલીસોમાં ગાનાર પોતે પણ બા વઝુ હોવા જોઇએ. નાહની વયના બાળકોને મજલીસમાં ન આવવા દેવાં." જે લોકો આવી મજલીસોમાં " લાઇલાહા ઇલ્લિલ્લાહ " ની ઝરબો લગાવે છે અથવા બીજાં કોઇ ઝીકર કરે છે તેના માટે હઝરત ગેસુદરાઝ ફરમાવે છે. " આં સમાઅ ન બાશદ, આં ઝિક્ર બાશદ, કુતુહે સમાઅ ઇનજા ઝિક્રે વ

કિફ્રેહા મસાઇ નીસ્ત " અહી સુધી ફરમાવી ખ્વાજા હસન નિઝામી સાહેબ બોલ્યા " મારી આ બધી વાતચીતથી તમે સમજી શક્યા હશો કે ગાણું કોના માટે દુરૂસ્ત છે. અને ગાણાં માટે કેવી કેવી મુશ્કીલ શરતો મુકરર કરેલી છે. હવે હું તમને પુછું છું કે શું ચાલુ સમયમાં હઝરત બંદે નવાઝ ગેસુ દરાઝ કદ૦ ના ફરમાન પ્રમાણે અમલ થાય છે ? "

" નહીં " મેં કહ્યું.

" તો ફરી તમે કબુલ કરશો કે ગાણું દુરૂસ્ત નથી ? "

" હા આપના સમજાવવાથી હું કબુલ કરૂં છું " મેં જવાબ આપ્યો.

" અને દરગાહો ઉપર ગાણાની મજલીસો થવાથી બુઝર્ગોને દીનની શાનમાં ન માફ થઇ શકે એવી બેઅદબી થાય છે એ પણ તમે કબુલ કરશો ? "

" જી હા, મેં કબુલ કર્યું " મેં કહ્યુ " અને આયંદા દરગાહો ઉપર ગાવા જવાને માટે તવબા કરૂં છું. "

" નહી. માત્ર દરગાહો ઉપર ગાવાથીજ તવબા કરીને બેસી રહો એ મારી ઇચ્છા નથી પણ હું તો કહું છું કે તમે તમારા આ હરામના ધંધાથી પણ તવબા કરી લ્યો. "

" ઇનશા અલ્લાહ તઆલા ! " મે ધાર્મીક જોશથી કહ્યું " આપ મને આપની મુરીદ બનાવી લ્યો, "

" એમ મુરીદ બનાવી લેવાથી શું ફાયદો ? "

" કેમ ફાયદો નહી ? " મેં કહ્યું " ભલા ! આપના જેવા બુઝુર્ગનો દામન પકડી લઇંશ તો આખેરતની સજામાં થોડી ઘણી કમી થઇ જશે. "

" નહી તમે ભુલો છો, માત્ર મુરીદ બનવાથી કાંઇ ફાયદો નથી" હઝરત ખ્વાજા સાહેબ બોલ્યા " આજકાલ ઘણાખરા પીરઝાદા અને

મશાયખો દેખીતા બદમાશો તથા વેષ્યાઓ વિગેરેને મુરીદ બનાવવાનો ધંધો લઇ બેઠા છે અને તે પીરી મુરીદીને એક વ્યાપાર સમજી ગમે તેવા માણસ આવે તેની પાસેથી અમુક રકમ લઇ પોતાના મુરીદોના લીસ્ટમાં વધારો કરે છે, પણ તેથી મુરીદને કાઇ લાભ થતો નથી; અલબતાં પીરઝાદા સાહેબને વરસ દહાડાની આવકમાં વધારો થાય છે. કેટલાક પીરઝાદા મુરીદોની આવકના પ્રતાપે શાહી જીંદગી બસર કરે છે, અને પોતાનો ઠાઠમાઠ રાજ્ય વંશી જેવો રાખી જાત જાતના અમન ચેન કરે છે. નમાઝ રોઝાને જાણતા નથી, મઝહબના ફરમાનોથી અજ્ઞાન છે. મુરીદ બનાવીને તેને શાશા શિક્ષણો આપવાં જોઇએ તે તેઓ જાણતા નથી. દુન્યામાં જેટલી બુરાઇઓ છે તે તેઓમાં નજરે પડે છે. દર વરસે તેઓ પોતાના મુરીદોમાં ઉઘરાણા માટે ફરે છે અને ઘણીજ સખ્તાઇથી પોતાનો કર મુરીદની પાસેથી વસુલ કરે છે. વળી ગુજરાત, કાઠીયાવાડ અને બીજા કેટલાક દેશોમાં તો પીરઝાદાઓ મહિનાઓ સુધી ગરીબ મુરીદોના ઘેર ધામો નાંખે છે, અને તેઓ જુએ છે કે ગરીબ મુરીદના ઘરમાં ખાવાનું નથી અને તે બિચારો ફાકા ઉપર ફાકા કરે છે, છતાં તેઓ તેની પાસેથી ઘણીજ જબરાઇથી વાર્ષીક કર વસુલ કર્યા વિના રહેતા નથી. મેં સાંભળ્યું છે કે કેટલીક વખતે તો બિચારો મુરીદ પોતાની ગરીબાઇનું ભાન કરાવી આવતે વરસે કરની ડબલ રકમ આપવાની અરજ કરે છે ત્યારે તેઓ ઘણાજ ગુસ્સાની સાથે લાલ પીળી આંખો કાઢી મુરીદને દોઝખની બીક બતાવતાં કહે છે કે "જો કદાચ તું આવી રીતે નજરાનાની રકમ આપવામાં આનાકાની કરીશ તો ફરી અમે પણ તારા ગુનાહોના બદલામાં દોઝખમાં બળવા નહીં જઇએ. અને જન્નતના માટે તારી સિફારશ નહી કરીએ. માટે ગમે તેમ કર, ચાહે તો તારા ઘરનું રાચરચીલું વેચ, બાયડી છોકરાંને ઘરાણે મુક પણ અમારો હક અમને આપ, નહીંતો આજથી અમે જન્નત આપવાની જામીનગીરીમાંથી છુટા થઇએ છીએ, તું જાણે અને તારાં કર્મ જાણે." ગરીબ બાપડો મુરીદ

આ ધમકી સાંભળી ધ્રુજી ઉઠે છે અને તેમાંથી બચવાના માટે ઘરનો સામાન વેચી પીરસાહેબનો હક અદા કરી આપે છે. ગવહરજાન ! આજકાલ મુસલમાનોની જે પડતી દશા આવી છે અને બીજી કોમો કરતાં તેઓ છેક પછાત સ્થિતી ભોગવી રહ્યા છે તેના મોહટા કારણરૂપ આવા પીરઝાદાઓ પણ છે. તેમના વડીલોએ ઇસ્લામના પ્રચારમાં જે જીવતોડ મહેનત કરેલી છે તે જગજાહેર છે. જો કદાચ આવા બુઝુર્ગો હીંદુસ્તાનમાં ન પધાર્યા હોત તો આજે જેટલી સંખ્યા મુસલમાનોની જણાય છે તે કદીએ જોવામાં ન આવત. હીંદુસ્તાનમાં જે કરોડો નવ મુસલિમો જોવામાં આવે છે તે બધા એજ પીરઝાદાઓના વડીલોની અથાગ કોશીશોનું પરિણામ છે. ઇતિહાસો જોવાથી જણાય છે કે તે બુઝુર્ગોએ કેવી કેવી મહેનતો અને જાફેશાનીઓ પ્યારા ઇસ્લામના પ્રચારમાં કરેલી છે. હીંદુસ્તાનના એક એક ફુટના કટકા ઉપર કરોડો બુઝુર્ગોએ ઇસ્લામના ફેલાવા માટે પોતાનું જે લોહી રેડયું છે તે જા બજા તેમના પવિત્ર મઝારોથી સાફ જણાઇ આવે છે પણ અફસોસ ! તેઓએ પોતાનું લોહી રેડી જે ઇસ્લામના બગીચાને ગુલઝાર બનાવ્યો હતો તે બગીચો આજે નાલાયક વંશજોના પ્રતાપે ઉજડ જંગલ સમાન ભાસે છે. જેવી રીતે બુઝુર્ગોએ તનમનથી મહેનત કરી ઇસલામનો પ્રસાર કર્યો હતો તેવી રીતે તેમના વંશજો નિકળ્યા હોત તો આજે ઇસલામની ઝબુન હાલત થવા પામત નહીં. જે બુઝુર્ગો ખલકુલ્લાહને નેકીના રસ્તે ચલાવવા માટે જાનતોડ મહેનત કરતા હતા તે બુઝુર્ગોના વંશજો આજે એશઅશરતમાં પડેલા છે. જે બુઝુર્ગો ખુદાઇ રસ્તો બતાવવાના બદલામાં ખુદાની ખુશનુદી સિવાય બીજી કોઇપણ વસ્તુની ઇચ્છા રાખતા નહોતા તેમના વંશજો દુનિયાની જાહોજલાલીમાં વધારો કરવા માટે મુરીદોની મીલકત ઉપર ત્રાપ મારી રહ્યા છે. અગાઉ અને હાલમાં કેટલો બધો ફેર ! હિંદુસ્તાનમાં મોહટી સંખ્યાના મુસલમાનો આવા પીરઝાદાઓના મુરીદો છે, અને મુરીદ થવાથી તેઓ પોતાની નજાત થએલી સમજે છે. પણ તેઓ ખરેખર બહુ મોહટી

ભુલ ભુલામણીમાં પડેલા છે. ખુદાતાલાને ત્યાં તમે કોના મુરીદ છો તે પુછવામાં નહીં આવે. ત્યાં તો આઅમાલની પુછપરછ થનાર છે. તમે તમારા પીરને વાર્ષીક કરની કેટલી રકમ આપી છે તેની પુછગાછ થનાર નથી પણ તમે દુનિયામાં આવીને કેટલી નેકીઓ કરી છે તેની પડપુછ થશે. ટુંકમાં એટલુંજ કે આજ કાલની પીરી મુરીદીના જે અર્થ કરવામાં આવે છે તે બરાબર નથી. આજ કાલની પીરી મુરીદી તો એક વ્યાપાર સમાન થઈ પડી છે. ચાહે મુરીદનું દીન ઇમાન બરબાદ થઈ જાય પણ તેણે પીરને રકમ આપી ખુશ કરી લીધા તો બસ તેનો બેડો પાર થઈ ગયો. અત્યારે પીરી મુરીદીના સંબંધમાં મારે ઘણું ખરૂં કહેવાનું છે પણ વખત વધારે થઈ ગએલો હોવાથી રજા લઉંછું, તોપણ જો તમે મારા મુરીદ બનવાની ખ્વાહિશ રાખતાં હોવ તો પહેલાં નાચ, ગાણા અને વેશ્યાપણાની જીંદગીથી તવબા કરો. હલાલ કસબ કરી શરીઅત પ્રમાણે ચાલો. જ્યાં સુધી તમે આ પ્રમાણે નહીં કરો ત્યાંસુધી હું મુરીદ બનાવી શકતો નથી. તેમજ તમે બીજાના મુરીદ થશો તો તે તમને પૈસાદાર સમજી તરતજ મુરીદ બનાવી લેશે પણ તેથી તમને કાંઇ લાભ થનાર નથી. ખુદાને ત્યાં તમે કોણ છો, કોની અવલાદ છો, કેટલી માલ મિલકત છે, કોના મુરીદ છો એ વાતો પુછવામાં નહીં આવે. ત્યાં તો માત્ર તમે દુનિયામાં જે નેકીઓ કરી હશે તેજ કામે લાગશે. અને તેનીજ પુછગાછ થશે. માટે હાલ તરત મુરીદ થવાના વિચારને માંડી વાળો અને નેકીની જીંદગી ગુજારવા માટે પાકો વિચાર કરી લ્યો. અત્યારે તમોએ મારી બધી વાતો ધ્યાન દઇને સાંભળી તે ઉપર અમલ કરવા માટે ખુશી જાહેર કરી એ જોઈ મને ખુશાલી થાય છે. ખુદાતાલા તમને નેક રસ્તો બતાવે અને તમે નેક બનો એવી હું દોઆ કરૂં છું."

"હઝરત સલામત !" લાંબો વિચાર કર્યા પછી મેં કહ્યું "આજે આપ સાહેબે બહુજ તકલીફ ઉઠાવી મને જે બોધ આપ્યો છે તે માટે

હું આપનો આભાર માનું છું, અને ઇચ્છું છું કે આપની નસીહત ઉપર અમલ કરી પરિણામના પસ્તાવા માટે અત્યારથીજ બેદાર થઇ જાઉં. હજુ મારે આપથી કેટલીક વાતો પુછવી છે માટે બીજી વખતે પધારો અથવા મને આજ્ઞા કરો તો હું પોતે આપની સેવામાં હાજર થાઉં."

"તમે મારી નસીહતોને ધ્યાનથી સાંભળો તે પ્રમાણે ચાલશો તો મને મારી મહેનતનું ફળ મળી જશે. તમારે જે કાંઇ પુછવું હોય તે ચાહે તો મને અહીં બોલાવીને પુછો અથવા મારે ત્યાં આવીને પુછો."

"જેવી આપની ઇચ્છા."

"ઠીક, ત્યારે હું પોતેજ કાલે અહીં આવીશ."

"બહુ સારૂં."

ખ્વાજાસાહેબ મારી પાસેથી ઉઠીને ગયા એટલે મેં ફરી એકવાર તેમની વાતો ઉપર વિચારો દોડાવ્યા. પણ સાંજ થઇ ચુકી હતી અને મારી દીકરી મારી ગોદમાં આવીને બેસી ગઇ હતી તેથી હું મારા વિચારોમાંથી જાગૃત થઇ કામકાજમાં ગુંથાઇ. આખી રાત એજ વિચારોમાં પસાર કરી સવારમાં ઉઠી અને ખ્વાજાસાહેબની વાટ જોવા લાગી. લગભગ બપોરના એક વાગે ખ્વાજાસાહેબ પધાર્યા એટલે મેં તેમને માનની સાથે ગાદી ઉપર બેસાડ્યા અને પછી કહ્યું—

"આપ સાહેબે ગઇ કાલે મને જે કાંઇ નસીહતો કરી છે તેના ઉપર અમલ કરવા માટે મેં પાકો વિચાર કરી લીધો છે. માટે હવે આપ મને નમાઝ રોઝા તથા બીજા જરૂરી મસઅલાઓથી વાકેફ કરો."

"પણ જ્યાંસુધી તમે નાચવું ગાવું બંધ નહીં કરો ત્યાંસુધી આ બધી દીનની બાબતો નકામી છે."

આટલું ફરમાવી ખ્વાજાસાહેબે કુરઆને મજીદની આ આયત **"વલ તકરબુઝિઝના ઇન્નહુ કાન ફાહિશતં વ મકતં વ સાઆ**

સબીલા" ભણી તેના અર્થ અને તફસીર ખુલાસાની સાથે જણાવીને કહ્યું "વેષ્યાનો ધંધો કરનાર બધામાં નીચ છે. એની સજા સંગસારી અને મોત છે. મુસલમાનના માટે તો એના કરતાં બીજી કોઇ વાત ખરાબ નથી. જે મુસલમાન સ્ત્રી અથવા પુરૂષ આ ધંધો કરે છે તેની દરેક ખેરાત તથા ઇબાદત કોઈ કાળે પણ કબુલ થતી નથી. કયામતના દીવસે તેનું મોહઢું કાળું થશે. હરામની કમાઇથી જે ઘરેણાં ગાઠાં તથા લુગડાં લત્તાં બનાવવામાં આવે છે તેના બદલામાં ક્યામતના દીવસે સાપ અને વીંછી તેના શરીરમાં વળગીને કરડશે. અને જે માણસ આ નીચ ધંધાથી તોબા કરી નેક જીંદગી ગુજારશે તેના માટે જન્નતના દરવાજા ઉઘડી ખુદા અને તેનો રસુલ તેના ઉપર રાજી થશે."

"ખ્વાજાસાહેબ!" મેં પુછ્યું "કદાચ હું આ નીચ ધંધાથી તવબા કરી કોઇ માણસથી નિકાહ કરી લઉં તો ફરી મારી પાસે જે કાંઈ માલ મિલકત છે તે મારી પાસે રાખી શકું છું?"

"નહીં, આ બધી માલ મિલકતની લાલચના પ્રતાપેજ તમોએ નીચ ધંધા કર્યા છે તો જ્યાંસુધી તમે એ નીચ ધંધાથી પ્રાપ્ત થએલી માલ મિલકતને મુકી નહીં દો ત્યાંસુધી તમારી તોબા કાંઇપણ ફાયદો પોંહચાડી શકતી નથી."

"ત્યારે હું મારી મિલકતમાંથી મસજીદ બનાવી આપું."

"શરીઅતની રૂએ એ મસજીદમાં નમાઝ જાયઝ નહીં થાય."

"ત્યારે ફરી શું કરૂં?"

"હરામની મિલકત ખુદાના વાસ્તે ખર્ચ થઇ શકતી નથી."

હું આ સાંભળીને ચુપ થઈ ગઇ અને દિલમાં નકી કરી લીધું કે અંમા તથા ઉસ્તાદજીના ગુજારા માટે યોગ્ય રકમ તેઓને આપી બાકીની બધી માલમિલકત મીરઝા સાહેબના કહેવા પ્રમાણે ખર્ચ કરીશ. પણ તેજ વખતે ઠરાવ કરી લીધો કે તવબા કર્યા પછી આ

માલ મિલકતમાંથી એક પાઇ પણ નહીં લઉં, હું અહીંસુધી વિચાર કરવા પામીજ હતી કે એટલામાં ઉસ્તાદજીના આવી જવાથી ખ્વાજાસાહેબને વધુ પુછી શકી નહીં, ખ્વાજા સાહેબને જોતાંજ ઉસ્તાદજી તેમના હાથ ચુમવાને દોડયા અને તેમના હાથોને ચુંબન કરી બંને હાથ જોડી બેસી ગયા. થોડી વાર સુધી આમતેમની વાતો કરી ઉસ્તાદજી ચાલ્યા ગયા એટલે મેં હઝરત ખ્વાજાસાહેબને અરજ કરી:—

"આપની નસીહતોના પ્રતાપે આ નીચ ધંધા ઉપર બેહદ ધિક્કાર છુટયો છે. તેથી હવે હું અનકરીબ તવબા કરી આપની નસીહત પ્રમાણેજ નેકીની જીંદગી ગુજારવા માટે કોશીશ કરૂં છું. આશા છે કે આપ સાહેબ મારા ઉપર નજર રાખી ખુદાઈ રસ્તો બતાવતા રહેશો."

"બેશક, જ્યારે તમે તવબા કરી લેશો ત્યારે દીની મસઅલા અને જરૂરી વાતો બતાવવામાં હું પાછી પાની કહીં કરૂં."

આ વાતચીત પછી એકાદ કલાક સુધી ખ્વાજાસાહેબ નેકીની વાતો કરી તશરીફ લઇ ગયા એટલે ફરી હું વિચારોમાં પડી. અત્યાર સુધી તો માત્ર નિકાહની તથા નિકાહ કરવા બાદ મારી માલમિલકત અને પૈસા ટકા મીરઝા સાહેબ પચાવી પાડી મને ધુતકારી કાઢે એની ફીકર હતી. પરંતુ ખ્વાજાસાહેબની વાતોથી જણાયું કે તવબા કરવાની સાથે બધી માલમિલકતને કુવામાં નાંખવી જોઇએ. આ વિચારોમાં હું એક કલાક સુધી બેસી રહી. પૈસા ટકાની એટલી બધી મોહોબ્બત હોય છે કે ભલભલા માણસો પાછા પડી જાય છે, પણ મેં મારા દીલમાં નક્કી વિચાર કરી લીધો કે તવબા કરીશ તો આ માલમિલકતમાંથી એક પાઇ પણ નહીં લઉં. પરંતુ આ માલમિલકત ખુદાના વાસ્તે ખરચ થઇ શકતી નથી એ યાદ આવવાથી અફસોસ થતો હતો. વળી વિચાર આવતો કે માલમિલકત સિવાય મીરઝાસાહેબ

મારી સાથે નિકાહ નહીં કરે, પણ ફરી તેમના ઉમદા અને નેક વિચારોથી આશા બંધાતી હતી કે તેઓ લાલચુ નથી તેથી જરૂર કરી લેશે, બલકે મારા આ નેક વિચારથી ઘણાજ ખુશી થશે. લાંબા વખત સુધી વિચારો કરી હું આ પરિણામ ઉપર પોંહચી કે આ માલમિલકતમાંથી એક પાઈ પણ લીધા વિના નિકાહ કરી લઈશ. જે ખુદા નેકીના રસ્તા ઉપર જવા માટે તોફીક આપે છે તે ખુદા ભવિષ્યમાં હલાલની કમાઇની માલમિલકત નહીં આપે ? આ સવાલ જન્મ પામતાંજ મારા દિલે મને કહ્યું કે તું શામાટે ચિંતા કરે છે ? તને આ કરતાં પણ વધારે માલ મિલકત મળશે.

હવે પેલી તરફ ખુરશીદના કેસનું શું થયું તે સાંભળો ! ખુરશીદના કેસમાં પોલીસે તનતોડ મહેનત કરી તપાસ કરી તો જણાયું કે નથ્થન નામના એક બદમાશે ખુરશીદનું નાક કાપ્યું હતું. પોલીસ તેને બહાર ગામથી પકડી લાવી અને જ્યારે તેને માર મારીને પુછયું ત્યારે તેણે કબુલ કરી લીધું અને પોતાની જબાનીમાં જણાવ્યું કે ફોજદારના કહેવાથી મેં ખુરશીદનું નાક કાપ્યું છે. આની જબાની ઉપરથી ફોજદાર પણ ચક્કરમાં ફસાઈ જાત પણ તેણે એક બારીસ્ટર રોકી હજારો રૂપીઆ ખરચ કરી પોતાનો બચાવ કર્યો તો એટલું થયું કે તેને કાંઈ સજા ન થતાં ડીસ્મીસ કરી દીધો. લગભગ એક મહીના સુધી કેસ ચાલ્યો અને નથ્થનને સાત વરસની સખત મજુરી સાથે કેદની સજા થઇ. ખુરશીદ હોસ્પીટલમાંથી સાજી થઈને આવી અને પોતાની મુસીબત ઉપર કલાકો સુધી રડવા લાગી. ખુદાની કુદરત તો જુઓ ! જે ખુરશીદના રંગરૂપની ભારે ચર્ચા થઇ રહી હતી અને જેને જોતાંજ નવ્વાબે નોકર રાખી લીધી હતી તે ખુરશીદ હવે નકટી ખુરશીદના નામથી ઓળખાવા લાગી. ખુરશીદના કેસમાં જ્યારે ફોજદાર સપડાયો ત્યારે તેણે નવ્વાબને પણ એ કેસમાં ફસાવ્યો જેથી તેના હજારો રૂપીઆ બરબાદ થયા પરંતુ આબરૂ બચી

ગઈ. તે દીવસ પછી મેં સાંભળ્યું કે નવ્વાબે કોઇપણ વેષ્યાને ત્યાં જવાના સોગન ખાઇ લીધા છે અને દીનદારીની જીંદગી બસર કરવા લાગ્યા છે. જે દીવસે ખુરશીદનું નાક કપાયું તે દીવસથી ફોજદારે મારે ત્યાં આવવું મુકી દીધું હતું અને કેસ ખલાસ થતાં દીલ્હીથી ચાલ્યો ગયો. જ્યારે મને ખુરશીદનાં નાક કપાવાની વાત યાદ આવતી ત્યારે હું કંપી ઉઠતી હતી અને મનમાં કહેતી કે ફોજદારે ખરેખર મહા કર્પીણ કામ કર્યું છે. ગરીબ બીચારી ખુરશીદની આખી જીંદગી બરબાદ કરી નાંખી. ખુરશીદનો વાંક માત્ર એટલોજ હતો કે જે દીવસોમાં ફોજદાર આફતમાં ફસાયો તે દીવસોમાં તેણે તેનાથી આંખો ફેરવી લીધી હતી પણ તેમાં તેની લગારે કસુર નહોતી. કેમકે બધી વેષ્યાઓ પોતાના મળતીઆઓ સાથે સંકટના સમયમાં એવીજ ચાલ ચલાવે છે તે પ્રમાણે તેણીએ પણ કર્યું. મનેજ જુઓને ! ડાકટરની મુસીબતના દીવસોમાં લગારે તેનો સાથ ન દીધો. એવીજ રીતે બધી વેષ્યાઓ કરે છે પણ ફોજદારે ખુરશીદની સાથે જે ચાલ ચલાવી તે કોઇપણ રીતે મુનાસબ નહોતી તેથીજ તેને તેનો બદલો મળી ગયો. ફોજદારના જવા પછી મારો કોઈપણ મળનાર રહ્યો નહીં અને કદાચ હોત તોપણ ખ્વાજાસાહેબની નસીહતોની એટલી બધી અસર થઇ હતી કે મેં આ નીચ ધંધામાંથી નીકળવાની કોશીશો શરૂ કરી દીધી અને તેના દીબાચા તરીકે નાચ મુજરામાં જવાનું એકદમ બંધ કરી દીધું. આખો દીવસ ઉદાસી અને ગમગીનીમાં પસાર કરવા લાગી, તે અરસામાં મીરઝાસાહેબ અને મારી વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો તે નીચે ઉતારી લઉં છું. તેઓએ મારા છેલ્લા કાગળનો નીચે પ્રમાણે જવાબ આપ્યો—

'જો અલકાબ મેરા લિખનેકો દિલ ચાહતા હે વો બેશક મેં લિખતા મગર જબ તક આપકી બદગુમાની રફેઅ ન હોગી હરગીઝ ન લિખુંગા ઈસમેં ચાહે મેરે દિલપર કુચ્છભી બન જાય.

મફ્સોસ ! આપકો કિસીતરાહ મેરે કેહનેકા યકીન નહીં આતા. મેરે
મબકે અલકાબ મેં જો આપને લફ્ઝ "કિસી" લિખા ઇસપર મેં
ખુશીકે મારે જામેં મેં ન સમાતા થા ઓર કુછ ઓર સમજ રહા
ા મગર અચ્છા હુવા કે આગે ચલકર ખુદ આપને ઇસ મોઅમ્મેકો
લ કર દિયા. ખેર ! ઓર જો જી ચાહે કહે લીજીયે. ઇસ મસકનતકા
ુરા હો, સબ કુચ્છ સુનવાતી હે. મેં કસમીયા અર્ઝ કરતા હું કે
ા મુઝે બાઇજીસે મોહોબ્બત હે ઓર ન ઉન્હેં મુઝસે, મગર ઉનકી
ાનાયતોંકા બેશક શુક્ર ગુઝારહું, ઓર હમેશા ઉન્કે હુસ્નો ખુલ્ક વગે-
ાકી તાઅરીફ કરતા હું. અગર આપ બાઇજીકી તરફ ઇશારા ન
રતીં ઓર અટકલ પચ્ચુ લિખ દેતીં કે તુઝે અબભી કિસીસે મોહો-
બ્બત હે તો ઝરા મેરા દિલ ઠંડા હોતા મગર બાઇજીસે મનસુબ
રના ઝુલ્મ હે. દેખીયે અબભી આપકો યકીન આતા હય યા નહીં ?
બસે આપકા ખત આયા હે ચાર પાંચ દફા પઢ ચુકા હું. ઓર
ાકઇ ખુદ રફ્તગીકી સી હાલત હે. આપકો કયા માઅલુમ કે આપકી
ફીયત સુનકર મેરા કયા હાલ હુવા. ઇસ દર્દનાક બ્યાનને કે જયસી
ોહોબ્બત મુજકો નવ્વાબસે થી ઓર હુઇ અયસી આજતક કીસીસે
હુઇ, મેરે દિલમેં આપકી જાનિબ અયસી ખાસ કિસમકી હમદર્દી
યદા કરદી કે બ્યાન નહીં હો સકતી, ઇસ પુરસોઝ ફિકરેને કે
બાઅદ તઆલ્લુક કતેઅ હોનેકે કુચ્છ અયસે રંજો સદમાત હુવે
જી છુટ ગયા" જો નકશા મેરે દિલમેં ખિંચા હે ઉસે કયોંકર
યાન કરૂં. હાય આપ ઓર યે દર્દ ? "યે જીગર ઓર દાગ
કાબિલ ! !"

ઇસ ઇનાયતકા શુક્રિયા કિસતરાહ અદા કરૂં કે આપને અપના
ાઝ મુઝસે ફરમા દિયા. ઇન્શાઅલ્લાહ મરતે દમતક દિલહી મેં રખ્ખુંગા.
ાપકે નેક ઇરાદેપર આપકો દિલસે મુબારકબાદ દેતા હું ઓર દોઆ
રતા હું કે ખુદા આપકો આપકે હસ્બે મનશા કામ્યાબ કરે મેરાભી

આપસે યેહી કેહનેકો જી ચાહતા થા ઔર મેંને ઉસકી ઝુરૂરત સાબિત કરનેકે લિયે બડી દલીલેં ફરાહમ કીથીં, તાહમ ડરતાથા કે કહીં આપ બુરા ન માન જાયેં મગર આપકે ખતને મેરે દિલકી બેચેનીકો રફા કર દિયા ઔર મેંને અલ્લાહકા શુક્ર અદા કિયા કે જો મેરા જી ચાહતા થા વોહી આપકા ઇરાદા હે. એક દફા ઔર સચ્ચે દિલસે આપકી ઇસ ખુસુસીયતકા શુક્રિયા અદા કરતા હું ઔર તસલીમ અર્ઝ કરકે રૂખસત હોતા હું."

હું મીરઝા સાહેબના આ પત્રને ખુરશીદની પરેશાનીમાં પુરેપુરો વાંચી શકી નહતી કે એટલામાં બીજે દીવસે મીરઝાસાહેબનો નીચલો કાગળ આવ્યો—

"દર મેહફિલે ખુદ રાહ મદેહ હમચુમનીરા
અફસુરદા દિલ અફસુરદા કુનદ અંજુમનીરા.

કલકા ખત ઉમ્મીદ હે કે પોંહચા હોગા. ગુઝિશ્તા બાતોંકી યાદમેં ઇસવક્ત દિલ કુછ ઉદાસ હો રહા હે. જી બેહલાનેકે લિયે ઇસસે બહેતર ઔર કોનસા મશગલા હો સકતા હે કે આપસે બાતેં કરને લગું. જયસી ઇનાયત શુરૂસે આપને મેરે હાલપર કી ઉસ્કો મેરાહી દિલ ખુબ જાનતા હે. દિન બદિન આપકા ખ્યાલ બઢતા જાતા હે ઔર મેં કસમીયા કહે સકતા હું કે જીસ કદર આપકા ખ્યાલ રહેતા હે, કભી કીસીકા નહીં રહા. અદના બાત યે હે કે જીસ દિન આપકા ખત આતાહે દિન તો દિન રાતકા બોહોતસા હિસ્સા આપકી નઝર હોતા હે ઔર જબતક જવાબ નહીં લિખ લેતા સબ્ર નહીં આતા. ફિર યે ખ્યાલ રહેને લગતા હે કે આપકા જવાબ આતા હોગા હરવક્ત ડાકિયેકા ઇનતેઝાર રેહતા હે. અવ્વલ અવ્વલ તો યે કૈફિયત થી કે દિલ મેં કહેતાથા કે અગર ઉન્હોંને ઝરાભી પેહલુતિહી કી તો મેંભી ખામોશ હો જાઉંગા. મગર અબતો યે હાલત હે કે અગર ઝરા નઝર બદલી હુઇ દેખું તો લાખોં મિન્નતેં કરૂં. ઉસપર

ભી ન માનો હાથ જોડું. ઇસસેભી કામ ન ચલે તો કદમોંપર સર રખ્ખું. ઓર નહીં માઅલુમ કયા કયા તદબીરે કરૂં. અકલ અબભી કભી કભી કેહતી હે કે અવ્વલ તો એ ઇજાઝત કિસીકે ખ્યાલકો દિલમેં રખના નાજાયઝ–દુસરે કહાં તુ કહાં વોહ, મગર દિલ કબ માનતા હે, આપહી બતાઇયે કયા કરૂં ?

હાં તો આપ યે પુછીયે કે તુઝે મેરા ખ્યાલ આતાહે તો જી કયા ચાહતા હે ? જવાબ યે હે કે કોઇ મહીને ડેડ મહીનેસે તો અકસર યે જી ચાહતા થા કે આપ તશરીફ રખતી હેં, ઓર ઇસીતરાહ ઝગઝરાસી દેરમેં પાન બના બના કર દેતી જાતી હેં, ઓર તસવ્વુફ ઓર મોહોબ્બતકી બાતેં હોતી હેં. પેહલે તો આપકા હયાસે મુસકુરાના, દિલકશ તર્ઝસે બાત કરના, ઓર નફીસ મઝાક કરના યાદ આતા થા ઓર ઇન્હીં બાતોંકો જી ચાહતા થા મગર કોઇ પંદરા બીસ રોઝસે દિલકી કેફીયતહી કુછ ઓર હોગઇ હે. એક દિન બયઠે બયઠે આપ યાદ આઇ. ઓર આપકે સાથ આપકી લડકીભી. દિલને કહા કે જીસ હાલતમેં સરકાર અબ હેં મગર આઇન્દાભી યેહી રહીતો મુમકિન હે કે વોહ અપના ઝાતી મોઆમલા ખુદાકે સાથ કીસી તરાહ સંવાર લેં મગર ઇસ માઅસુમ બચ્ચીકી કયા ગત હોગી ? હર મુસલમાનકા ફર્ઝ હે કે અપની અવલાદકી તરબીયત ઇસલામ કે કવાયદ કે મુવાફિક કરે ઓર કિસી માબાપકો ઇખતિયાર નહીં હે કે શાને ઇસલામ કે ખિલાફ અપની અવલાદકો ઉઠાયે. મેરે ખિયાલને અખતર કી આઇન્દા હાલતકા ફોટો કુછ અયસી ડરાવની સુરત મેં મુઝે દિખાયા કે મેં કાંપ ઉઠા ઓર સેહેમને લગાકે અગર ખુદા ન ખ્વાસ્તા ઇસ પ્યારી બચ્ચીને ઇસ હાલતમેં પરવરિશ પાઇ તો રૂહે પાક જનાબે સરવરે કાયનાત ઉસ મકાનકો કિસ નિગાહસે દેખેગી જીસમે અલ્લાહકી એક માઅસુમ જાન જીસે દુન્યામેં હરતરાહ નેક હોનેકા હક હાસલ હય દીદઓ દાનિસ્તા ઉસ ગર્ઝસે પાલી જાયે જીસસે

ઇસ્લામકે નુરાની ચેહેરેપર દાગ લગે. મુઝે કુચ્છ અયસા માઅલુમ હોને લગા કે વોહ બચ્ચી અપને પ્યારે નન્ને નન્ને હાથ જોડકર કહેતી હે કે "મીરઝાજી! તુમ મેરી અંમાકો સમઝાતે નહીં" મેરા દિલ ભર આયા ઓર મેંને મુસમ્મમ ઇરાદા કીયાકે આપકો કુચ્છ લિખું ઓર નસહીયે છેડછાડ શુરૂઅકી, ખુદાકા શુક્ર હે કે ઉસને મેરે અરઝ કરનેસે પહેલેહી આપકે દિલમેં ઉન પાકીઝા ખ્યાલાતકો પયદા કરદિયા હેં."

આ કાગળની મારા ઉપર ઘણીજ ઉંડી અસર થઇ અને ઘણા દીવસ સુધી મારી દીકરી અખતરને જોઇ બીક લાગવા માંડી તથા તેના ભવિષ્યના વિચારો ઉપર નજર કરતાંજ મારા શરીરનું લોહી ઉડી જતું હતું. મેં મીરઝાસાહેબના ઉપલા બંને કાગળોના જવાબમાં પહેલાં તો તેમનો સારી પેઠે ઉપકાર માન્યો અને લખ્યું કે "અબ મુઝે બાઇજીકી તરફકી મુતલક બદગુમાની નહી" પરંતુ માત્ર તેમને ચીડવવાની ખાતર આ વાકય લખ્યું કે "આપ મુજ કમબખ્તકા ઇતના ખ્યાલ ન રખ્ખા કીજીયે, ઇસ્કા અંજામ અચ્છા નહીં માઅલુમ હોતા" વળી આગળ ચાલતાં આ પણ ઉમેર્યું કે "અગર આપ ફરમાયેં કે મેરે દિલસે તેરા ખ્યાલ નહીં નિકલ સકતા તો મેં આપકો ઇસ્કે નિકાલનેકી એક તરકીબ બતાઉં, વોહ યેહ હે કે મેરી રાયમેં ખતો કિતાબતને યે આગ લગાઇ હે, અગર આપ ઇજાઝત દેં તો ઇસેહી બંદ કરદું, આપ યે ન ખ્યાલ ફરમાયેં કે મેરા યે જી ચાહતાહે તવબા, તવબા યેતો કભી હોહી નહીં સકતા કે મેં ઓર યે ઇરાદા કરૂં? મગર યે તો ન હોગા કે આપકે બેશ કીમત દિન ઓર બે બહા રાતેં ઝાયેહોં. આપ આરામસે તો સોયા કરીંગે, ઓર અગર યે તકલીફહી આરામહે તો ખેર" હાથ જોડવાના સંબંધમાં મીરઝાસાહેબે જે લખ્યું હતું તેના જવાબમાં મેં લખ્યું કે "મુઝે કયોં ગુનેહગાર કરતે હો. યેભી કોઇ બાત હે, હોશમેં આત્ર સંભલો તો સહી. યે

મુઝતરીબાના હરકતેં અચ્છી નહીં હોતીં. દામને ઇસતિકલાલ ન છોડો અયસે અકલમંદ હોકર અયસી બાતેં ? ઝરા હોશિયાર હોકર બેઠો ગિર ન જાવ, બસ જો કુચ્છ મેંને અર્ઝ કિયા હે ઉસપર અમલ કરો."

મારા આ કાગળનો જવાબ મીરઝાસાહેબે ન લખ્યો જેથી લગભગ એક મહીનો જવાબની વાટ જોવામાંજ પસાર થઇ ગયો તે બાદ હું મારી અંમાની માંદગીમાં એવી મશગુલ રહી કે મીરઝાસાહેબનો ખ્યાલ પણ રહ્યો નહીં. આ વખતે અંમાની બીમારીએ ગંભીર રૂપ લીધું અને હજારો ઉપાય કર્યાં તોપણ છેવટે લગભગ એક મહીનાસુધી સખત દયા ઉપજાવનાર માંદગી ભોગવી અંતે તેમનો અંતકાળ થઇ ગયો. લગભગ પંદર દીવસ સુધી તેઓ અબોલા રહેલાં હોવાથી અંતની ઘડીએ તવબા ઇસતિગફાર પણ કરી શકયાં નહીં હું સાચું કહુંછું કે મને તેમના મરણનો જેટલો શોક થયો તે કરતાં તેઓ અંતની ઘડીએ પોતાનાં કૃત્યો બાબે તવબા ન કરી શકયાં તેનો શોક થયો. તેમના મરણ પછી ઘર ભયંકર લાગતું હતું અને દરરોજ રાત્રીએ તેમનો મરતી વખતનો બીહામણો ચેહરો સ્વપ્નામાં નજરે પડી ડરાવતો હોવાથી ત્રણ દીવસ મહા મુસીબતમાં ગુજાર્યા. ચોથે દીવસે અંમાના મરણની ખબર હઝરત ખ્વાજાસાહેબને પડતાં તેઓ મારે ત્યાં પધાર્યા. પ્રથમ તો તેઓએ દુનિયાના ચાલતા આવેલા રીવાજ પ્રમાણે મને દિલાસાના શબ્દો કહી મારી દીલગીરીમાં ભાગ લીધો અને ફરી મેં કરેલો ઇકરાર યાદ દેવડાવી નેકીની જીંદગી ધારણ કરવા માટે કહ્યું. મેં ખ્વાજાસાહેબના દીલાસા માટે ઉપકાર માન્યો અને મારા મનની ગભરામણનું બયાન કરતાં કહ્યું—

"હઝરત સલામત ! અંમાના મરણથી હવે હું સ્વતંત્ર થઇ છું તેથી ઇનશાઅલ્લાહ આ નીચ ધંધામાંથી અન કરીબ નીકળી જઇશ પરંતુ અંમાના મરણ પછી મારા દિલનું ઠેકાણું રહ્યું નથી. દર વખતે તેમનો ભયાનક ચેહરો મારી નજરો આગળ રહે છે, તેઓ મરતી

વખતે તવબા કરી ન શકયાં એ વાત યાદ આવતાંજ મારા જીગરમાં ઘુજારો છુટે છે અને આ ઘર કરડવાને દોડે છે, માટે આપ દુઆ કરો કે ખુદા મારી ગભરામણને દુર કરે."

"ગવહરજાન ! હીમ્મત રાખો અને આવા વિચારોને મનમાંથી કાઢી નાખી ખુદા ઉપર ભરૂસો કરો તે તમારી સ્હાય કરશે."

"ઉત્તમ ઇલાજ તો એ છે કે તમે થોડા દીવસના માટે દીલ્લીથી બહાર ચાલ્યાં જાવ. ખુદા કરશે તો ગભરામણ દુર થઇ જશે."

"કયાં જાઉં ?"

"હઝરત ખ્વાજા ગરીબ નવાઝ મોઇનુદદીન ચિસ્તી રહે૰નો ઉરસ નજીક આવેલો છે માટે થોડા દીવસ તમે હઝરત ગરીબ નવાઝ રહે૰ની દરગાહ શરીફની ઝયારતમાં ગાળો. અલ્લાહ ચાહશે તો દિલની બધી ગભરામણ દુર થઇ જશે." ઝયારતે બુઝુર્ગાં કફ્ફારએ-ગુન્હા" તમે અજમેર શરીફ જવાની તૈયારી કરો."

"હું આપની આજ્ઞા માથે ચડાવું છું, પરંતુ કોઇ દીવસ અજમેર શરીફ ન ગએલી હોવાથી ત્યાં કેવી રીતે દીવસો પસાર થશે ?"

"હઝરત ગરીબ નવાઝ રહે૰ની દરગાહ શરીફમાં ઝાએરીન અને મુરાદવન લોકોની એટલી બધી ગરબડ રહે છે કે તમારી લગારે તબી-યત નહી ગભરાય. વળી ઉરસનો પ્રસંગ હોવાથી દુરદુરના હજારો માણસો આવશે અને એ સિવાય આખા હિંદુસ્તાનમાંથી મોહટા મોહટા બુઝુર્ગો પણ આવે છે. તેઓના મુબારક ચહેરા અને બોધથી તમારૂં દિલ સાફ થઇ જશે; અને સાફ વાત તો આ છે કે હઝરત ગરીબ નવાઝ રહે૰ની દરગાહ શરીફમાં રાતદિવસ નુર ઉતરતું હોવાથી તમારૂ દિલ તરતજ ઠેકાણે આવી જશે."

"એ તો બધું ખરૂં" મેં કહ્યું "પણ જો આપ પધારો તો હું મને પોતાને બહુ મોહટી ભાગ્યશાળી સમજું."

“મને તમારી સાથે આવવામાં ઇન્કાર નથી, પરંતુ આજકાલ હું કેટલાક અગત્યના કામોમાં ગુંથાએલો હોવાથી આવી શકતો નથી. નહીંતો હું દર વરસે ઉરસના પ્રસંગ ઉપર જનારાઓમાંનો એક છું. પણ દીલગીર છું કે હું ગણીજ અગત્યની ખાનગી રોકાણમાં પડેલો હોવાથી દર વરસના નિયમને તોડું છું.”

“ત્યારે મને કોઇના ઉપર સીફારશી કાગળ આપો કે જેથી મને ત્યાં કોઇ વાતની તકલીફ ન પડે.”

“હા, હું ત્યાંના દીવાનજી સાહેબ ઉપર કાગળ લખી આપીશ અને એ સિવાય મારા એક અમદાવાદી મિત્રનો કાગળ આવ્યો છે કે જેઓ અજમેર શરીફ ઉરસમાં જવાનું લખે છે તેમને હું પત્ર લખી તમારી ખાતરબરદાસ્ત કરવા માટે ભલામણ કરીશ. માટે તમે ખુશીની સાથે જાવ, અલ્લાહ કરશે તો સૌ સારા વાના થઇ જશે.”

“આપની દોઆથી હું બે ચાર દીવસમાંજ જવાની કોશીશ કરૂં છું”

આ વાતચીત પછી બે ત્રણ દીવસમાંજ મેં ઘરના બધા સરસામાનનો બંદોબસ્ત કર્યો અને માત્ર એક રાંધનારી ડોસી, ઉસ્તાદજી અને મારી દીકરી અખતરની સાથે અજમેર શરીફ તરફ કુચ કરી દીધી. મુસાફરીના સામાનમાં કાંઇ વધુ ન લેતાં માત્ર જરૂરી રાંધવાના વાસણ અને બેચાર જોડ લુગડાની રાખી લીધી. જ્યારે અજમેર શરીફ જવાની ઉસ્તાદજીને ખબર પડી ત્યારે તેઓએ પોતાની સારંગી તૈયાર કરી પણ જ્યારે મેં તેમને મારા વિચારથી વાકેફ કર્યા ત્યારે તેઓ માથે હાથ મુકીને રડવા લાગ્યા એટલે મેં તેમને સાફ કહી દીધું કે મારી સાથે નેક માણસ બનીને આવવું હોય તો આવો નહીં તો તમારા ધ્યાનમાં આવે ત્યાં જાવ. મારો આ વિચાર સાંભળી ઉસ્તાદજી ચુપાચુપ મારી સાથે થઇ ગયા, હઝરત ખ્વાજા સાહેબે અજમેર શરીફના દીવાનજીસાહેબના નામ ઉપર પત્ર આપેલો હોવાથી

તેઓએ અમારા ઉતારા માટે એક પુરી સગવડાવાળું મકાન ઉઘા: આપ્યું એટલે મેં ત્યાં મુકામ કર્યો. ઉરસના દીવસો લગભગ આ: ગએલા હોવાથી દરરોજ દેશ પરદેશના હજારો ભાવિક મુસલમા: આવવા માંડયા અને દીનપર દિન વધુ ગરબડ થવા લાગી. હું દરરો સહવારમાં નમાઝના નુરાની વખતે મારી દીકરી અખતરની સા દરગાહ શરીફમાં આવીને બેસતી અને છેક બપોરના અગ્યાર વા ખાવાને માટે ઘેર જતી તે બાદ સાંજના ચાર વાગ્યાથી મગરેબ વખત સુધી બેસી અલ્લાહની યાદ કરતી. દર વખતે ખુદાની દરગાહ: હઝરત ખ્વાજા ગરીબ નવાઝ રહે૦ ના વસીલાથી એજ દોઆ માંગ કે " પરવરદિગાર ! " જ્યાં તેં મારા માટે ખ્વાજા હસન નીઝામી જે રેહબર મોકલી નેકીના રસ્તે ચલાવવાનો બંદોબસ્ત કર્યો ત્યાં હવે તું તારા નેક બંદાઓના સદકામાં મને પુરેપુ નેક બનાવી ભવિષ્યમાં તે ઉપર કાયમ રહેવામાં મદદ કર એ ખુદા ! તારી ગુનેહગાર લોંડી તારી દરગાહમાં પોતાના ગુનાહો માફી માંગી તારા પ્યારા નેક બંદા હઝરત ખ્વાજા ગરીબનવા રહે. ના મુકદદસ મઝારશરીફની આગળ મઝહબે મના કરેલાં બ કાર્યોથી તવબા કરેછે તે તું કબુલ કર. એ મારા માલેક ! તું ભવિષ્ય મારા ઉપર રહેમ કરી મારી માઅસુમ બાળકીની સંભાળ લે જે. મારી જીંદગીમાં તો તારા હુકમથી તેની સંભાળ લઇશ, પરંતુ ભે જોગે મારી હસ્તી નાબુદ થઇ જાય તો તું તેને પોતાના આશરા લઇ નેક બનાવજે. પરવરદિગાર ! તું આલેમુલ ગેબ છે, બધા અંતરની હકીકત તારા ઉપર રોશન છે, માટે મીરઝાસાહેબ મ પ્રત્યે કેવી લાગણી ધરાવે છે તે તારી જાણ બહાર નહીં હોય. તે: મારા ઉપર સાચો પ્યાર રાખે છે અને મને આખી જીંદગી સુ નભાવશે એમ મારી પુરેપુરી માન્યતા છે; તોપણ જો હું મા માન્યતામાં ભુલ કરતી હોઉં તો તું મને બચાવી લેજે. તુંજ મ માલેક છે, તુંજ મારી આબરૂનો રક્ષક છે, હું તારીજ પાસે મા

છું. આ તારા નેક બંદા હઝરત ગરીબનવાઝ રહે૦નો વસીલો પેશ કરી તારી સ્હાય તલબ કરૂંછું. તું મારી સ્હાય કર, મારી મુરાદો પુરી કર, બદીના ખાડામાંથી ઉગારી લે." આવી રીતે દરરોજ નિયમસર હું દોઆઓ માગતી હતી. એમ કરતાં પાંચ છ દીવસ ગુજર્યા. એક દીવસે સાંજની વખતે હું હઝરત ગરીબનવાઝ રહે.ના મઝારની પંગાથી બેસીને દોઆઓ માગી રહી હતી, કે એટલામાં પચીસેક વરસનો એક નવજવાન મુસલમાન મને જોઇને મારી પાસે ઉભો થઇ ગયો અને જ્યારે હું ત્યાંથી ઉઠીને ઘેર જવા લાગી ત્યારે તેણે મારી પાસે આવીને પુછ્યું—

"શું ! તમારૂં જ નામ ગવહરજાન છે ?"

"જી હા," મેં અજબ થતાં કહ્યું, "તમોને મારા નામની કયાંથી ખબર ?"

"તમે પોતેજ ગવહરજાન છો એમ મને ખબર તો નહોતી, પરંતુ માત્ર તમારી હીલચાલ અને ચહેરા ઉપરની કેટલીક નિશાનીઓથી ઓળખી લીધાં."

"પણ મેં આપને આગળ જોએલાં નથી તેથી હું બહુજ અજબ થાઉંછું."

"એમાં અજબ થવાનું કાંઇ નથી. તમારા માટે દીલ્લીવાળા હઝરત ખ્વાજા હસન નીઝામીસાહેબે મને અમદાવાદ લખ્યું હતું."

"હા હા, બેશક" મને યાદ આવતાંજ હું પોકારી ઉઠી "હઝરત ખ્વાજા સાહેબે આપના માટે કહ્યું હતું."

"કહો તમે ઉતારો કયાં રાખ્યો છે ?"

"દીવાનજી સાહેબે એક મકાન આપ્યું છે ત્યાં રહુંછું."

"ત્યાં બરોબર આરામ છે ?"

"હા, પુરેપુરો આરામ છે" મેં કહ્યું "પણ આપ કયાં ઉતર્યા છો ?"

"હું તો ડોક બંગલામાં ઉતરેલો છું."

"ડોક બંગલામાં શામાટે ઉતર્યા?"

"ત્યાં ઘણોજ આરામ મળે છે."

"શું અહીંના મુજાવિરો અથવા ખાદેમો જેઓ વકીલના નામથી ઓળખાય છે તેમને ત્યાં આરામ મળતો નથી?"

"મળે છે, પરંતુ ડોક બંગલા જેવો નહીં."

"એટલે?"

"અહીંના મુજાવિરોએ મુજાવરીના કામને એક વ્યાપાર તથા ગુજરાનનું સાધન સમજી લીધેલું હોવાથી જે ઝાએરીન તેમના હાથમાં સપડાઈ જાયછે તેમના પૈસા ટકાનો સારી પેઠે ઘાણ કાઢી નાખે છે. દાખલા તરીકે ખાણાપીણાના પૈસા, રહેવાના પૈસા, ખાટલાના પૈસા, લેમ્પના પૈસા, નાહવાના પાણીના પૈસા, ન્યાઝના પૈસા, ફુલ ચઢાવવાના પૈસા, રોઝામાં દાખલ થવાના પૈસા, ઝયારત કરાવવાના પૈસા બસ ટુંકમાં એટલુંજ કે તેઓ ઝાયરીનની પાસેથી માત્ર પૈસા કઢાવવાની વાતનેજ સમજે છે. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ રહે૦ના નામથી તેઓ સેંકડો જુદી કરામતો બ્યાન કરી ભોળા ભાળા ઝાઅરીનોના ગજવા ઉપર ત્રાપ મારે છે. આ વાતો એવી છે કે સમજુ માણસ કોઇ કાળે પણ તેમના પંજામાં સપડાશે નહીં, તમે તેમની પાસે એક પાઇની ચીજ મંગાવો તો તેમાં પણ તેઓ પોતાનું કમીશન કાઢયા વિના રહેશે નહીં. મેં ઘણી વખતે જોયું છે કે કોઈ કોઇ ખરી આસ્થાવાળો ઝાયર મઝારશરીફમાં આવીને ફાતેહો પઢે છે તો તેટલીવારમાં અનેક મુજાવિરો આવીને ભીખારીની પેઠે પોતાના હકનો સવાલ કરી પજવે છે. અને ખરા અંતઃકરણપુર્વક દિલ લગાવીને ફાતેહો પણ પઢવા દેતા નથી. આ બધા કારણોને લીધે મેં મુજાવિરને ત્યાં ઉતારો ન રાખતાં ડોક બંગલામાં ઉતારો રાખ્યો છે. આખો દીવસ રોઝા

શરીફ અને મસજીદમાં ફરૂં છું અને રાત્રે ડોક બંગલામાં જઇને સુઇ રહું છું."

"મેં સાંભળ્યું છે કે ડોક બંગલામાં રાંધનારા ક્રિશ્ચીયન હોયછે તેથી તમને ખાવાપીવાની તો ઘણીજ વેદના થતી હશે."

"ક્રીશ્ચીયનો આપણા એહલે કિતાબ છે તેથી મારા ધારવા પ્રમાણે તેમના હાથનું રાંધેલું ખાવામાં કાંઇ બાધ નથી."

"પણ હું તો જોઉં છું કે મુસલમાનો એકંદર રીતે ક્રીશ્ચીયનોના હાથનું રાંધેલું ખાતા નથી તેનું શું કારણ?"

"તમારૂં કહેવું બરાબર છે, પણ તેમની અજ્ઞાનતા જણાય છે, અગર તેઓ જાણીતા હોત તો ક્રીશ્ચીયનોના હાથનું રંધાયલું ખાણું મૂકવા પહેલાં મુશરીકોના હાથનુ રંધાયલું ખાણું મુકી દેત."

"એટલે?"

"આપણા મઝહબમાં મુશરીકોને અપવિત્ર ગણવામાં આવેલા છે, છતાં મુસલમાનો ઉઘાડે છોગે તેમના હાથનું રાંધેલું રાત દીવસ ખાય છે, અને એહલે કિતાબનું ખાણું દુરૂસ્ત છે છતાં તેને અડકતા પણ નથી. અહીં અજમેર શરીફમાંજ જુઓને હઝરત ગરીબ નવાઝ રહે૦ની દરગાહ શરીફમાં જે ન્યાઝ ચઢે છે તે બધી મુશરેકોના હાથનીજ બનાવેલી હોય છે, અને દરેક મુસલમાન મુશરેકોને ત્યાંથીજ લાવીને ફાતેહા આપે છે. અગર જો તેઓ "ઇન્નમલ મુશરેકુના નજીસુન" ના ફરમાન ઉપર અમલ કરતા હોત તો તેમને ઘણો સારો લાભ થને, પણ અફસોસ! તેઓ રીત રીવાજના એટલા બધા પાબંદ થઇ ગએલા છે કે મઝહબના ફરમાનને પણ વિસારી મુકે છે."

"ઓહો! આપ તો બહુ મોહટા ભાષણકર્તા જણાઓ છો" મેં લગાર હસતાં હસતાં કહ્યું.

"નહીં, ગવહરજાન! આમાં ભાષણ કર્તા હોવાની વાત નથી. નકામા રીત રીવાજોની પાબંદીથી મુસલમાનો પાયમાલ થતા જાય છે

તે જોઇને જીવ બળે છે" તેઓએ કહ્યું "હશે, એ વાત જવાદ્યો. અસલ વાત ડાક બંગલામાં ખાવાની હતી તેના સંબંધમાં એટલુંજ કે હું ડાક બંગલામાં ખાતો નથી પણ માત્ર રહું છું અને તેના ભાડા પેટે ચોવીસ કલાકનો એક રૂપીઓ આપું છું."

"ત્યારે ખાઓછો કયાં ?"

"ખાવાપીવાના માટે અહીં ઘણી હોટેલો છે ત્યાંજ ખાઇ લઉં છું."

"પણ આજથી મુકી દો, હું અહીં મારી સાથે રાંધનારી લાવેલી છું માટે મારે ત્યાંજ જમજો."

"ઠીક એમ કરીશું." તેઓએ પુછયું "અત્યારે તમે કયાં જાઓ છો ?"

"મકાન ઉપર."

"ચાલો મને પણ બતાવો."

"હા, ખુશીની સાથે આવો."

આટલું કહી હું તેમને મારા મકાન ઉપર લઇ આવી, તે વખતે ખાણું તૈયાર હોવાથી તેમને પણ સાથેજ ખાવાને બેસાડી દીધા. તેઓ ઘણાજ સાફ દિલના માણસ હોવાથી કાંઇપણ આનાકાની કર્યા વિના મારી સાથે બેસી ગયા અને ખાઇ કરીને ફરી આવવાનું કહી વિદાય થયા. તેઓ ઘણીવાર સુધી મારી સાથે રહ્યા પણ હું તેમનું નામ પુછવું ભુલી ગઇ. તેમની સાથે વાતચીત કરતાં જણાયું કે તેઓ બહુજ ભલા દીલના માણસ છે, અને ખ્વાજાસાહેબના મુરીદ હોવાથી મઝહબથી પણ સારી પેઠે જાણીતા છે. પહેલીજ વખતની મુલાકાતમાં તેઓએ પોતાની ભલાઇની છાપ પાડી દીધેલી હોવાથી હું બીજા દીવસે દરગાહ શરીફમાં તેમની વાટ જોતી બેઠી. એટલામાં થોડીવારે તેઓ મને શોધતા શોધતા આવ્યા અને મારી પાસેજ બેસી જઇ ફાતેહા પડવા લાગ્યા. જ્યારે હું મારા દરરોજના નિયમથી પર-

વારી રહી ત્યારે તેમને મકાન ઉપર લઇ ગઇ. ખ્વાજા હસન નિઝામી સાહેબે મારી બધી વાતોથી તેમને જાણીતા કરી દીધેલા હોવાથી તેઓએ તે સંબંધમાં વાત કરતાં ભવિષ્યમાં હું શું કરવા ધારૂંછું તે બાબે પુછ્યું એટલે મેં મારા નિકાહનો ઇરાદો જણાવ્યો અને તે સાથેજ માલ મિલકતથી પણ હાથ ઉઠાવી લેવાનું કહ્યું, જે સાંભળતાંજ તેઓ ખુશીથી પોકારી ઉઠયા અને મને આફ્રીન કહેવા લાગ્યા. તે બાદ મીરઝાસાહેબના સંબંધમાં વાત નીકળતાં તેઓએ કહ્યું—

"ત્યારે તમે મીરઝાસાહેબને અહીં કેમ બોલાવતા નથી?"

"મારો ઇરાદો થાય છે કે બોલાવું."

"તો વાર શામાટે કરો છો? નેક કામમાં ઢીલ કરવી નકામી છે."

"ઠીક, ત્યારે આજેજ લખું છું."

"નહીં, અબઘડી લખો!"

આ સાંભળી મેં મીરઝાસાહેબને એક કાગળ લખી કાઢયો જેમાં મારી અંમાના મરણની અને તે બાદ અજમેર આવવાની હકીકત વીગતવાર જણાવી થોડા દીવસ માટે અજમેર આવવાની તાકીદ લખી, કાગળ લખી રહ્યા બાદ તેજ સાહેબને પોસ્ટ કરવા આપી દીધો. એમ કરતાં ચારેક દીવસ પસાર થયા એટલામાં એક દીવસે સવારે મીરઝાસાહેબનો તાર મળ્યો જેમાં તેઓએ સાંજની ટ્રેનમાં અજમેર પહોંચવાનું લખ્યું હતું. હું તાર લઇને બેઠી હતી કે પેલા સાહેબ (જેમનું નામ રશીદ એહમદ હતું) આવ્યા તેમને તાર આપતાં તેઓ ઘણાજ ખુશી થયા અને સાંજરે સ્ટેશન ઉપર જવાને કહ્યું. મીરઝાસાહેબના આવવાની ખબર સાંભળતાંજ મારી ખુશીનો પાર રહ્યો નહોતો. આખો દીવસ મેં દરગાહ શરીફમાં દોઆ માગવામાંજ પસાર કર્યો અને રશીદ એહમદને સ્ટેશન ઉપર મોકલી હું પોતે ઘેર જઇને તેમની વાટ જોતી બેઠી. એક એક મિનિટ

દીવસની પેઠે જણાવા લાગી. આવી ભારે ઇંતેજારી કર્યા પછી લગભગ સાડા પાંચ વાગે મીરઝાસાહેબ આવ્યા. મીરઝાસાહેબને જોતાંજ મારી અખતર દોડીને તેમને વળગી પડી હું તેમને જોતાંજ હર્ષના આંસુઓ કાઢતી દરવાજા સુધી લેવા ગઇ. આટલા દીવસમાં મારી ફેરવાઇ ગએલી સ્થિતિ જોઇ મીરઝાસાહેબના ચેહરા ઉપર અજાયબી જણાવા લાગી. ટુંકમાં એટલુંજ કે મીરઝાસાહેબ આવ્યા અને આવ્યાને આઠ દસ દીવસ પણ વીતી ગયા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ રહે૦નો ઉરસ મોહટી ધામધુમની સાથે થયો અને તેમાં દેશ પ્રદેશથી આવેલા ઝાએરીનો આવીને પાછા જવા લાગ્યા. રફીક એહમદની પણ જવાની તૈયારી હતી. પંદર વીસ દીવસ સાથે રહેલા હોવાથી રફીક એહમદની ભલમનસાઇની છાપ મારા ઉપર બેસી ગઇ હતી અને તેથી તેમનું જવું ખરાબ લાગવા માંડયું. પણ તેઓ સરકારી નોકર હોવાથી વધુ રહી શકતા નહોતા. એક દીવસ તો મહા મુસીબતે રોકી લીધા એટલે રફીક એહમદે મીરઝાસાહેબ તથા મને અનાસાગરનું તલાવ જોવાની ભલામણ કરી જે ઉપરથી અમે બધા જણા અનાસાગરનું તલાવ જોવા ગયા. સાંજનો સમય હોવાથી બીજાં પણ ઘણાં માણસો આવેલાં હતાં. અમે બધા જણા તલાવની પાળ ઉપર શાહજહાં બાદશાહના વખતની બંધાવેલી સંગેમરમરની સફેદ દુધ જેવી બારાદરીમાં બેઠા હતા. એટલામાં એક માણસને દૂરથી જોઇ તેઓ તેને મળવાને દોડયા અને તે માણસને મળ્યા બાદ મીરઝાસાહેબને પણ બોલાવ્યા. ઘણી વાર સુધી વાતચીત થયા બાદ તેઓ બન્ને તે માણસથી છુટા પડી મારી પાસે આવ્યા અને આવતાંની સાથેજ આગળ વધીને મીરઝા સાહેબે કહ્યું—

"લ્યો સાહેબ, રફીક એહમદ તો કાલે પણ જઇ શકતા નથી."

"કેમ ભલા ?"

"પેલા એમના દોસ્ત મળ્યા તેઓ અહીંના એક મોહટા વ્યાપારી છે, તેઓએ જબરાઇથી રોકી લીધા છે."

"એમને રોકી લેવાથી નુકશાન થતું હોય તો ફરી એમનું રોકાવું નકામું છે."

"નુકશાન થતું હશે તોપણ રહી જશે."

"એટલું બધું તે શું છે?"

"એમના જે મિત્ર મળ્યા તે અહીં શહેરમાં આગળ પડતો ભાગ લે છે અને અહીંનો "રાજપુતાના કલબ" ના સેક્રેટરીનો હોદ્દો ભોગવે છે. આવતી કાલે રાત્રે "રાજપુતાના કલબ" માં હીંદુ, મુસલમાન અને પારસીઓનો એક ભવ્ય મેળાવડો હોવાથી તેઓએ રફીક એહમદને ખાસ કરીને નોતર્યા છે, કેમકે રફીક એહમદ સાહેબ "અહમદાબાદ કલબ" ના પ્રમુખ હોવા ઉપરાંત દુન્યામાં ફેલાયેલી બદીઓના કટ્ટા શત્રુ અને આવી બદીઓનો નાશ કરવામાં કોશીશ કરનારાઓમાંના એક છે, તેથી મેળાવડાનું સાંભળી હજાર કામ હશે તોપણ રોકાઇ જશે. કેમ, ખરૂંને? રફીક એહમદ સાહેબ!"

"જી હા, એમ છે તો ખરૂં."

"એ મેળાવડામાં શું થશે?" મે પૂછ્યું

"થાય તો શું," રફીક એહમદ બોલ્યા "પણ હીંદુ, મુસલમાન અને પારસીઓ એકત્ર થઇને દારૂની બદી ઉપર ભાષણો આપશે અને તે પછી રીફ્રેશમેન્ટ લેશે."

"ત્યારે તમે પણ ભાષણ આપશો કે?"

"કેમ નહીં! દારૂની બદીમાં તો બોલવું આપણી એન ફરજ હોવાથી હું પણ વખત જોઇને જરૂર બોલીશ."

"મેં કોઇ દીવસે ભાષણ સાંભળેલું નહોવાથી તથા એવા મેળાવડાઓ ન જોએલા હોવાથી મને પણ લઇ જશોને?"

"તે મેળાવડો માત્ર પુરૂષોને માટેજ છે, પણ કદાચ તમે મુસલમાન ન હોત તો આવવામાં કાંઈ બાધ નહોતો. કેમકે હીંદુ અને પારસી બાનુઓ હવે મોહટી સંખ્યામાં આવા મેળાવડાઓમાં ભાગ લે છે. પણ મુસલમાનોમાં તો પરદાની સખત બંધી હોવાથી તમે કેવી રીતે આવી શકો છો?"

"પણ યાર! એક તરકીબ કરીએ તો કેવું?" મીરઝાસાહેબ બોલ્યા "હજુ સુધી ગવહરજાન પરદામાં પુરેપુરાં બેઠાં નથી તેથી પરદાવાળી સ્ત્રીઓમાં જેવી લજ્જા અને શરમાળપણું તથા કમજોરી હોય છે તે તેઓમાં આવી નથી, માટે પુરૂષના લેબાસમાં માથે મોહટો શીખ ફેશનનો ફેંટો બાંધીને લઈ જઈએ તો કેવું?"

"પણ જો જાહેર થઈ જાય તો?"

"આપણે તેની પુરેપુરી સાવચેતી રાખીશું."

"ઠીક, ત્યારે મને કાંઇ હરકત નથી."

"પણ તમે આજે રાતના જઇને નોતરાંનું એક કાર્ડ મી૦ ગવહરસીંગના નામનું લઇ આવજો."

"વાહ વાહ! નામ પણ સીખોના જેવુંજ છે."

આ સાંભળી મેં શરમથી નીચી નજર કરી લીધી. બે ત્રણ મહીનાથી નાચવું ગાવું મુકવાની સાથે પારકા પુરૂષોમાં ભેળાવું પણ મુકી દીધેલું હોવાથી પુરૂષના લેબાસમાં એક મોહટા મેળાવડામાં જતા હિમ્મત ચાલતી નહોતી, પરંતુ દારૂની બદીનાં ભાષણો સાંભળવાની ખાસ ઇચ્છા હોવાથી મેં રફીક એહમદના મશ્કરીનાં વાક્યને સાંભળ્યું ન સાંભળ્યું કરી રાત્રે નોતરાનું કાર્ડ લઇ આવવાની ભલામણ કરી. તે બાદ અમે બધા ઘેર ઉપર આવ્યા. રાત્રે મી૦ રફીક એહમદ ગવહરસીંગના નામનું કાર્ડ લઇ આવ્યા અને બીજે દીવસે રાત્રે અમે ત્રણે જણાં "રાજપુતાના કલબ" ના મેળાવડામાં ગયા. કલબના

મકાનને ઞ્યાસલાઇટથી સારી પેઠે પ્રકાશિત કર્યું હતું. વચલા હોલમાં આશરે બસ્સો ત્રણુસો ખુરશીઓ મુકી હતી. અમે બરાબર મેળાવડાના વખત ઉપરજ પહોંચ્યા હોવાથી કલબના બે ત્રણ કારભારીઓએ અમને આવકાર આપી સઉથી આગળની હારમાં બેસાડયા. મેળાવડાનો વખત થતાં રફીક એહમદના તેજ મિત્ર ઉભા થઇને બોલ્યા—

"હુ એવી દરખાસ્ત મુકું છું કે આજની મિટીંગના પ્રમુખ તરીકે રાયસાહેબ સુંદરરાયજીને નીમવા, કારણુ કે તેઓ સાહેબ આપણી કલબના એક આગેવાન મેમ્બર હોવા ઉપરાંત ટેમ્પરન્સ સોસાઇટીના મેમ્બર પણ છે અને આજના મેળાવડામાં ખાસ દારૂની બદીના વિષયમાં ભાષણો થનાર હોવાથી તેમનું પ્રમુખ થવું દરેક રીતે ઉત્તમ થઇ પડશે."

"હું આ દરખાસ્તને ટેકો આપું છું" એક ગ્રહસ્થે ઉભાં થઇને કહ્યું, એટલે એક ત્રીશેક વરસની વયના હીન્દુ ગ્રહસ્થ વચમાં મુકેલી ખુરશી ઉપર તાળીઓના ગગડાટ વચ્ચે આવીને બેઠા. જ્યારે તાળીઓનો ગગડાટ ઓછો થઇ ગયો ત્યારે રફીક એહમદના મિત્રે ગઇ મિટીંગનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો તે બાદ પ્રમુખની રજા લઇ મી૦ જયન્તીલાલ નામના એક ગ્રહસ્થે નીચે પ્રમાણે ભાષણ આપ્યું—

*મારા માન્યવંતા પ્રમુખ સાહેબ અને મહેરબાન ગ્રહસ્થો!

---

* મારા મરહુમ મિત્ર સઇયદ અમીનુદદીન જીલાની સાહેબ કાદરીએ પોતાની પાછળ મુકેલા અનેક લેખો અને કાવ્યોમાં એક અપુર્ણ વાર્તા પણ મુકી છે, તે વાર્તાના તેઓ નવ પ્રકરણ લગભગ પચાસ ફુલીસકેપ કાગળોમાં લખવા પામ્યા હતા કે જીંદગીનો પ્યાલો લબરેઝ થઇ ગયો અને તેઓ તા. ૧૨ મી રજબ હીજરી સને ૧૩૨૭ માં આ આલમે ફાનીથી આલમે બકા તરફ ત્રીસ વરસની ભરયુવાન

" જે વિષય ઉપર મને લેકચર કરવાનું કહેવામાં આવ્યું છે તે એવો વિષય છે કે જેથી, ખરૂં કહેતાં હું તદન અજાણ્યો છું. જુદાં જુદાં પુસ્તકો ઉપરથી, બીજાઓના લેકચરોમાંથી અને થોડુંક નજરે જોઇને પણ મેં જે અનુભવ મેળવ્યો છે તે દારૂની પુરતી માહિતી ધરાવનારના આગળ કાંઇએ નથી. આ સબજેકટ જો એવાજ કોઇ અનુભવીના હાથમાં સોંપ્યો હોત તો એની ઉપર વધારે સારૂં કહી શકત. પણ જ્યારે એ કામ મેંજ માથે લીધું. ત્યારે આમનેમ કોઇપણ રીતે દારૂથી થતાં નુકશાન વિષે સહેજ માહિતી મેળવી આપ સાહેબોની આગળ બોલવા ઉભો થયો છું. મને એનું પર્સનલ એક્સપીરીયન્સ કંઇ પણ નથી એ આપે ધ્યાનમાં રાખવું જોઇએ. "

પ્રથમ તો મેડીકલ પ્રિન્સીપલ્સને આધારે એ બાબત ઉપર નજર નાખવી વધારે યોગ્ય થઇ પડશે. હિંદુઓનું વૈદક અને મુસલમાનોની યુનાની હિકમત બંને દારૂપીવાની વિરૂદ્ધ જાય છે. એ તો આપણે જાણીએ છીએ. હવે એટલુંજ જોવું જોઇએ કે યુરોપીઅન મેડીકલ મેન, જેમને ત્યાં ધર્મના આધારે પણ દારૂ પીવામાં પુરો બાધ આવતો નથી, તેઓ પણ એની વીરૂદ્ધ જ મત આપે છે. કેટલાક યુરોપીઅન ડાકટરોનો એવો મત છે કે દારૂ તદ્દન નહીં પીવો જોઇએ. થોડી ઘણી ટેવ પણ માણસની તંદુરસ્તી ખરાબ કરી નાંખે છે માટે એનાથી કેવળ અળગા રહેવું સલામતી ભરેલું છે. વળી કેટલાક ડાકટરોનો એવો પણ અભિપ્રાય છે કે કોઇ કોઇ ઠેકાણે, અમુક

---

વયે વિદાય થઇ ગયા. મજકુર વાર્તાના છઠા પ્રકરણમાં મરહુમે એક કલબનો સીન ખેંચી દારૂની બદીમાં ભાષણો લખ્યા છે જે હું તેમની યાદમાં તે અપુર્ણ વાર્તામાંથી અત્રે ટાંકી લઉં છું, તેથી વાંચકવર્ગે દારૂની બદીના ભાષણો માગાં નહિં, પણ મરહુમ મી. જીલાનીનાં સમજી તેમને ફાતેહે ખેરથી યાદ કરવા.

નિઝામુદ્દિન કુરેશી

બીમારીમાં અમુક માણસને આપવાથી ફાયદો કરે છે. પણ તેની હદ વિષે તેઓ બહુ ચોકકસ રહે છે, અને જેમ બને તેમ ઓછુંજ આપવાની કોશિશમાં રહે છે. એ ડાકટરોમાંનો ત્રીજો વર્ગ એવો પણ છે કે જે દારૂને ફાયદાકારક લેખે છે અને તેને બહુ નુકશાનકારક ગણતા નથી. પણ એ દારૂ પીવામાં મધ્યમ પણું જરૂરનું છે. હદથી વધારે પીવાથી એમના મતમાં પણ નુકશાન જ લેખાય છે. એક ધોરણ બાંધી તેની ઉપર વધવું ન જોઇએ.

હવે એતો સાબિત થઇ ગયું છે કે વૈદકજ્ઞાન ધરાવનારાઓમાનો મોટો ભાગ તો દારૂની વિરૂદ્ધ છે. માત્ર એક નાનો ભાગ તેને ફાયદાકારક લેખે છે અને તે પણ ઓછા પ્રમાણમાં. ત્યારે દેશી વૈદો, હકીમો અને ઘણેખરે ભાગે યુરોપીઅન ડાકટરો પણ એને વિષે સારો મત આપતા નથી એ આપણે જાણ્યું. વળી યુરોપ જેવા ઠંડા મુલકમાં અને મુખ્યત્વે કરી એ ખંડના ઘણાજ ઠંડા ભાગોમાં માણસની પ્રકૃતિની સાથે દારૂનો થોડોક ભાગ મળતો આવે છે. હવે જ્યાં આગળ એવી સ્થિતિ છે, તો પણ ત્યાંના ડાકટરો દારૂપીવાની મના કરે છે, ત્યારે આપણા મુલક જેવા ગરમ દેશમાં ને જ્યાં આગળ વૈદો, હકીમો વિગેરે એની વિરૂદ્ધ જાય છે, તો પણ આંખે બેવકુફીના પાટા બાંધી આપણા કેટલાક ભાઇઓ એ દુર્વ્યસનમાં સપડાઇ જાય છે એ જાણી કેટલો ખેદ ઉત્પન્ન થશે? આપણા ભાઇઓ એટલે કાંઇ હિંદુઓ ઉપરજ મેં કહ્યું નથી, પણ તેમાં હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી, ઇસરાઇલી વિગેરે જે કોમો હાલમાં હિંદ ભુમીપર વસે છે તે સઘળાનો સમાવેશ થાય છે. ગમે તે ધર્મના હોઇએ પણ ઇન્ડીયન્સ તરીકે આપણે એકજ નેશન તરીકે ગણાઇએ છીએ, માટે આપણને એક બીજાના ભાઇ કહેવરાવવાનો હક છે.

હવે આપણે પર્સનલ એકસપીરીયન્સ એટલે જાતિ અનુભવ ભણી જઇએ. મેંતો પહેલાંથીજ કહી દીધું છે કે મને આ બાબતમાં કાંઇ-

પણ જાતિ અનુભવ નથી, પણ કેટલાક દાખલા નજરે જોએલા અને સાંભળેલાં તે આપની આગળ રજુ કરૂં છું. આપ સાહેબોમાં જો કોઇને કાંઇ અનુભવ મળ્યો હશે તો મારા બોલી રહ્યા પછી એ વિષે કાંઇ કહેશે, અથવા આપણા માન્યવંતા પ્રમુખ સાહેબ એ બાબતપર આખરમાં વિવેચન કરશે એવી મને આશા છે.

એક દારૂ પીનાર માણસ, એ વ્યસનથી તેનામાં આવેલી નબળાઇ અને અશકિતને સારી રીતે જાણી શકે છે. આપણે તો માત્ર બહારના જ ડોળને જોઇએ છીએ. દુબળું પડી ગએલું તેનું શરીર, તેજમાં ઓછી થઇ ગએલી તેની આંખો અને કામ કરવામાં તેની આળસ એ સઘળું બતાવી આપે છે કે તેનું કોન્સ્ટીટયુશન બહુ વીક છે. તેને જાહેરમાં કાંઇ મંદવાડ જણાતો નથી પણ એ દુર્વ્યસન અંદર જ તેના શરીરને જબરૂં નુકશાન પહોંચાડે છે. વળી એક દારૂડીઆની દયાજનક સ્થિતિ આપણે આપણી નજરે જોઇએ છીએ. નીચ અને હલકા વર્ગના લોકો દારૂ, પીને રસ્તામાં અથડાતા, સડકો ઉપર પડેલા અથવા કાદવમાં ખરડાએલા જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે તિરસ્કારની સાથે તેમના ઉપર આપણને કાંઇક દયા પણ આવે છે. શરૂઆતમાં દારૂ પીવાથીજ એમની સ્થિતિ એવી થતી નથી પણ ધીમે ધીમે એ દુષ્ટ ઝેરનું જોર વધતું જાય છે અને જ્યારે વધારે ને વધારે પીવામાં આવે છે ત્યારેજ આવી શરમ ભરેલી હાલતમાં તેઓ દેખાય છે. તેમને માટે બિચારી ટેમ્પરન્સ સોસાઇટીઓ પણ શું કરી શકે?

ઉચ્ચ વર્ગના અને કેળવાએલા લોકો જ્યારે એ દુર્વ્યસનમાં સપડાય છે ત્યારે તેમને પોતાની આબરૂ જાળવવાની કોશિશ કરવામાં ઘણી અડચણો આવી પડે છે. દારૂ પીને તેઓ ઘરના એક ખુણામાં સંતાઇ રહે છે. અથવા માત્ર રાત્રેજ દારૂ પીએ છે. જો ભોગજોગે પીને તરતજ બહાર નીકળવું પડે છે તો રસ્તામા કોઇની સાથે વાત કરવામાં પણ તેમને અડચણ પડે છે, અને પાંચ મિનિટ પાસે બેસતાં

તો તેમને ઘણીજ શરમ લાગે છે. પોતાની આવી નીચ સ્થિતિ છુપાવવાની તેઓ ઘણી કોશિશ કરે છે. પણ ઘણા ખેદની સાથે કહેવું પડે છે કે તેમનું આ કર્તવ્ય છુપું રહેતુ નથી. તેમના મિત્રો, પાસે બેસનારાઓ અને જેમના સમાગમમાં તેઓ આવે છે તે લોકો જ્યારે જાણી જાય છે ત્યારે તેમને બહુજ શરમ લાગે છે, અને મનમાં બહુજ પસ્તાય છે, પણ એ પસ્તાવો શા કામનો? ધીમે ધીમે જ્યારે આ શરમ તુટી જાય છે ત્યારે તેઓ ખુલ્લે ખુલ્લું પીવાનું શરૂ કરેછે; અને જો કે પહેલાં તો આબરૂ જવાનો ડર રહેતો પણ હવે તો પીવામાંજ પોતાની આબરૂ ગણે છે.

અહસ્થો! આ સ્થિતિ આપણા કુળવાન ઉંચ પંકિતના અને એજ્યુકેટેડ યુવાનોની થઇ જાય છે; જોકે શરૂઆતમાં તેમની સ્થિતિ એટલી બધી ખરાબ હોતી નથી, પણ દારૂનું વ્યસન જેમ જેમ પ્રબળ થતું જાય છે તેમ તેમ તેઓ વધારે ને વધારે બેશરમ, નિર્લજ અને છાકટા થતા જાય છે. અને અંતે એક નીચ વર્ગના તથા હલકા દારૂડીઆમાં અને તેમનામાં કાંઇ ફેર રહેતો નથી. આવી નીચ સ્થિતિમાં આવી જવું તે કયો કુળવાન યુવાન પસંદ કરશે? પણ ઘણા ખેદની સાથે કહેવું પડે છે કે આપણામાંના એટલે એજ્યુકેટેડ પાર્ટીના કેટલાક યુવાનો, કુસંગના કારણે અથવા મોજમજાની ખાતર એ દુર્વ્યસનના ભોગ થઇ પડે છે, અને આખરે તેમના કુળ, ન્યાતજાત, અને કેળવણીને પણ બટો લગાડનાર સ્થિતિમાં આવી પડે છે.

હવે મગજ ઉપર દારૂથી થતી અસર વિષે પણ આપણે જાણવું જોઇએ. જે અસર ધીમે ધીમે મગજ ઉપર કરે છે તેનાથી માણસની તર્કશકિત સ્મરણશકિત, વિચારશકિત વિગેરેનો સદંતર નાશ થઇ જાય છે. અક્કલનો પુરો શત્રુ દારૂજ છે, એમ ઘણા વિદ્વાનોનું પણ કહેવું છે. ઓથેલો નામના પુસ્તકમાં કેશીઓના મુખમાંથી નીકળેલા શબ્દોનો તરજુમો નીચે મુજબ છે "અરે! શું માણસજ

પોતાનો બધો મગજ ખવડાવી દેવાને પોતાના મોંમાં એક શત્રુને મુકે છે!" એ શત્રુ કોણ છે? એ મહાન શત્રુ દારૂજ છે. જો કે શરૂઆતમાં માણસની બુદ્ધિ સ્હેજસ્હાજ ખીલવતી નજરે પડે છે, અને થોડા વખતને માટે તેની તર્કશકિત પ્રકટી નીકળે છે પણ તે વધારે વાર ટકતું નથી. એ વ્યસનનો પ્રબળ થતાંજ પહેલાંનીજ સ્થિતિ બદલાઈ જાય છે અને અંતે એક સાધારણ બુદ્ધિવાળા માણસ કરતાં પણ દારૂડીઆની બુદ્ધિ વધારે ઓછી થઇ જાય છે. રોજ રોજ થતી આ અસરથી આખરે મન ઉપર પણ બહુ મજબુત અને સજ્જડ અસર થાય છે. જેમ જેમ આ ટેવ પ્રબળ થતી જાય છે, તેમ તેમ દારૂ પીનારનો મગજ વધારે ને વધારે ભ્રમિત થતો જાય છે. તેની સ્મરણ શકિત મંદ પડતી જાય છે અને ઘણીખરી વખતે એમ પણ જોવામાં આવે છે કે, આ તેનુ વ્હાલું વ્યસન તેને લ્યુનેટીક એસાઇલમ (પાગલખાના) માં ઘસડી જાય છે.

સાહેબો! આવાં આવાં પરિણામો દારૂથી નીપજે છે. પણ આપણાજ ભાઇઓ એવા અક્કલવાળા છે કે પોતાનો મગજ ખપાવી દેછે. બેવકુફ બને છે. તર્કશકિતનો નાશ થવા દેછે અને અંતે ગાંડા પણ થઇ જાય છે. તોપણ દારૂના વ્યસનમાં પડી તેને વળગી રહેવામાં પોતાનું માન સમજે છે. હિંદનું ભલું થવા માટે મોટી મોટી કોંગ્રેસો ભરાય છે. કોન્ફરન્સો મળે છે, લેકચરો થાય છે, ફંડ એકઠા કરવામાં આવે છે એ બધું ખરૂં, પણ બીજી તરફ આ દુર્વ્યસન હીંદવાસીઓના પૈસાનો, સુખનો, અક્કલનો, તંદુરસ્તીનો અને આબરૂનો નાશ કરી નાખે છે. હીંદની ઉન્નતી થાય તો શી રીતે થાય?

વળી દારૂને માણસની જીંદગી ટુંકી કરી નાખનાર તરીકે પણ ગણવામાં આવે છે. મોટા મોટા શહેરોમાં મરણ પ્રમાણનું લિસ્ટ તપાસતાં જણાય છે કે, ઘણાખરા દારૂ પીનારા, દારૂ નહીં પીનારા કરતાં વહેલા મરી જાય છે. તેમના શરીરના બંધારણને દારૂ એટલું

બધું નુકશાન કરે છે કે, ત્રીસ, ચાળીસ અથવા બહુતો પચાસ વર્ષની ઉમર થયા પહેલાં તેઓ પ્રાણ તજી દે છે. એની સાબિતી માટે આપણે વીમાની ઓફીસોનો દાખલો લઇએ. વીમાવાળા દારૂ નહીં પીનારની જીંદગીનો વીમો ઉતારવાના જે ટર્મ્સ રાખે છે તેના કરતાં બહુજ સખ્ત ટર્મ્સ દારૂ પીનારને માટે રાખે છે. તેઓ પણ દારૂ પીનારની જીંદગીને ટુંકી જ ગણે છે અને અંતે બને છે પણ એવુંજ.

માણસના આચાર વિચાર અને સદ્ગુણ ઉપર જે માઠી અસર દારૂથી થાય છે તેના ઉપર પણ આપણે નજર રાખવી જોઇએ. તેની જાહેરની વર્તણુક ઉપરતો ખરાબ જ અસર થાય છે. સભ્યતાથી વર્તવું, મર્યાદા રાખવી, નમ્ર સ્વભાવના થઇ રહેવું અને વાતચીતની અંદર પૂરી રીતે પોલાઇટનેસ રાખવી એ બધું જતું રહે છે. દારૂડીયા ઘણે ભાગે ઉદ્ધત, સ્વભાવના કઠોર, જીભે તોછડા અને જાહેરી બીજી વર્તણુકમાં હલકાઇ વાપરનારા થઇ જાય છે. બુદ્ધિ અને તંદુરસ્તીનો નાશ કરનારો દારૂ, માણસના સદ્ગુણનો પણ ઘાણ વાળી નાખે છે. દારૂનું વ્યસન પોતે તો એક મોટા દુર્ગણ છે પરંતુ બીજા દુર્ગુણોને પણ જન્મ આપે છે. દારૂડીયા પોતાનું સઘળું માન ખોઇ નાખે છે. આબરૂ જવાથી બ્હીતા નથી, તેમજ જુઠ બોલતાં ને અપ્રમાણિકપણે વર્તતાં પણ અચકાતા નથી જુગાર રમતાં, ચોરી કરતા અને ખુન કરતાં પણ તેઓ જ શિખે છે. વળી પોતાના મનોવિકારો ઉપર જરા પણ દાબ તેઓ રાખી શકતા નથી, ગમે તેવું અઘોર પાપ હોય પણ નિશાના આવેશમાં તેઓ કરી બેસે છે. દારૂના આધિન થએલા ઘણા ખરા વ્યભિચારમાં સપડાતા પણ નજરે પડે છે. પરસ્રીપર નજર નાખવી, તેની મશ્કરી કરવી અથવા તેની સાથ ખોટો વ્યવહાર રાખવો એ એક દારૂડીઆની આગળ સ્હેજ વાત છે. જ્યારે નિશારૂપી પાટો હૃદયરૂપી આંખો ઉપર પડી જાય છે. ત્યારે કાંઇ સુઝતું નથી. મહાન સિકંદર જેવા મોટા શાહેનશાહે ખુબ નીશો કરવાથી,

એકવાર પોતાના વ્હાલામાં વ્હાલા મિત્ર ક્લિટસનું ખૂન કરી નાખ હતું, નિશાના આવેશમાં માણસ શું નથી કરી બેસતો ? સુજ્ઞ તો ખસીજ ગએલી હોય છે એટલે ખરૂં શું અને ખોટું શું એ કે કરી જાણી શકાય ! ! પુન્ય અને પાપનો ફેર પણ શી રીતે માલુમ પડે !

જ્યારે દારૂથી આવી રીતે સદ્‌ગુણોનો નાશ થઇ જાય છે. ત્યા હિંદમાં વપરાતા દારૂનો હિસાબ કરતાં ઇન્ડીયન્સની નીતિસંબંધી કે હાલત હોવી જોઇએ એ સહેલાઇથી ધ્યાનમાં આવી શકેછે. તેઓ ની અને હલકા ગણાય છે, પાપ અને દુષ્ટ કામો કર્યાં જાયછે, એક નેશન તરી પોતાની ઉપર બટ્ટો લગાડે છે અને જગત્‌કર્તાનો કોપ પણ વ્હોરી છે. તો એ આપણા દેશી ભાઇઓની આંખ ઉઘડતી નથી અને તેએ આ જબરા અંધારામાંથી નીકળતા નથી. દારૂનું વ્યસન એ દેખીત રીતે દુનિયામાંહી જ નર્ક છે એમ જાણવા છતાં અને એજ્યુકેશ લઇ અથવા બીજાને મોઢે સાંભળી એનાં જેટલાં નુકશાન છે એ સર્વે થ વાકેફ થયા છતાં, હિંદના નામને બટ્ટો લગાડનાર અને પોતાના કુળ માટે કલંકરૂપી થઇ પડેલા, આપણાજ કેટલાક ભાઇઓ, હજીપ પોતાની આ કુટેવને છોડતા નથી, તેમજ દીવસે દીવસે નવા નવા ર છંદમાં પડતાં અચકાતા નથી. અફસોસ !!!

પોતાના ધંધા રોજગારમાં કે નોકરી ચાકરીમાં એક દારૂડી યાની વૃદ્ધિ થાય એનો બનવાજોગ છેજ નહીં. પોતાના કામમાં પૂ ધ્યાન આપે એટલી નવરાશ તેને નિશાના સબબે મળતીજ નથી. દુર્વ્યસન તેના શરીરના બંધારણને અને મગજને જબરૂ નુકશા પોંહચાડે છે. તેજ તેની કામ કરવાની શકિત ઉપર અસર કર્યા વિ રહેતું નથી. આળસ અને બે દરકારી પ્રબળ થતાં જાય છે. અ ધીમે ધીમે તે કોઇ પણ કામને લાયક રહેતો નથી. એક સિપા અથવા પહેરેગીર જો દારૂના વ્યસનમાં સપડાએલો હોય તો તે પોતાન ડ્યુટીના વખતે સુઇ જાય છે અને તેના પહેરા નીચે સોંપેલા માણ

ઉપર અચાનક આફત આવી પડે છે, અથવા તો તેના ચાર્જ માની તીજોરી લુંટાઇ જાય છે. એક દારૂ પીનાર કોચમેન ગાડીને ક્યાંક ખાડામાં કે ખાઇમાં નાખી દેછે અને એક નિશો કરનાર રેલ્વે ગાર્ડ અથવા ડ્રાઈવર, રેલવે ટ્રેનોના અથડી પડવાના મુખ્ય કારણરૂપ થઇ પડે છે. જો એક દારૂડીઓ પૂરો પ્રમાણિક હોય અથવા પોતાના શેઠની ચાકરી બહુજ વફાદારીથી કરતો હોય તો પણ તેના ઉપર પૂરતો ભરૂસો રાખી શકાતો જ નથી. માટે ભાગે તેનાથી ભુલ થઇ જવાનો ડર રહે છે અને ગમે તેવો સાવધ રહેવા છતાં એ નિશાના કારણે પોતાનું કામ તે ચુકીજ જાય છે. એજ કારણે ઘણાક દારૂડીઆઓને નવરા અને નકામાં અથડાતા આપણે જોઇએ છીએ. અથવા જો કોઇ તેમને કામ પણ સોંપે છે તો તે માત્ર હલકું અને થોડીજ મુદતનું હોય છે. વળી જો તેઓ કોઇના નોકર હોતા નથી અને પોતાનો ધંધો રોજગાર પોતે જ ચલાવે છે, તોપણ તેમના ધંધા રોજગારમાં પણ તેમને નુકશાન જ થાય છે, અને આ દુષ્ટ વ્યસનના કારણે પોતે આપ અખત્યારીથી રહેવા છતાં પણ પોતાના ઉપર તેમજ સઘળા કુટુંબ ઉપર એક પ્રકારની આફત લાવી મૂકે છે.

ગૃહસ્થો ! આવાં આવાં પરિણામ દારૂના વ્યસનથી આવે છે, આબરૂ જાય છે, તંદુરસ્તી નાશ પામે છે, સુખ તો નજરે પડતું જ નથી, મગજ ભ્રમિત થાય છે, તર્કશક્તિ અને સ્મરણશક્તિ મંદ પડી જાય છે. ભરૂસો ઉઠી જાય છે, સદ્દગુણ દૂર નાસે છે, નીતિનો નાશ થાય છે અને ટુંકામાં કહીએ તો દુનિયામાં જેટલા દુર્ગુણ છે તે સર્વે એનાથી પેદા થાય છે. સઘળું જાણવા છતાં જે દારૂના વ્યસનમાં સપડાય અથવા સપડાએલો હોય અને તેને ન મુકી દે તો તેના જેવો મૂર્ખ અને અક્કલરહિત માણસ બીજો કયો હશે ? આ સબ્જેક્ટ એવો હતો કે, જેના ઉપર કલાકો સુધી લેક્ચર થયાં કરે, પણ મારૂ એટલું જ્ઞાન ન હોવાથી મારે ચુપજ રહેવું પડે છે. છેવટમાં પ્રમુખ

સાહેબને અને બીજા ગૃહસ્થોને એજ બાબત ઉપર વિવેચન કરવા વિનંતી કરી અને અહીંથી જ મારૂ બોલવું બંધ કરી બેસી જવાની રજા માગું છું.

મી. જયન્તીલાલનું ભાષણ પુરૂં થતાંજ ચારે બાજુથી જોશભેર તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો અને જ્યારે તાળીઓનો અવાજ નરમ પડયો ત્યારે મી. સોરાબજી નામના એક પારસી ગૃહસ્થે તાળીઓના પોકાર વચ્ચે ઉભા થઇ નીચેની રીમાર્કસ કરી.

"મહેરબાન પ્રેસીડેન્ટ અને ગૃહસ્થો!"

આપણા ફ્રેન્ડ મી. જયન્તિલાલે "દારૂથી થતાં નુકશાન" ઉપર જે ભાષણ આપ્યું તે ખચિત એક સારૂ ભાષણ કહેવાય, તેમણે જે જે નુકશાન બતાવ્યાં તે દરેક માણસ સારી રીતે સમજી શકે તેવાં છે. આપણા મુલકમાં દારૂનો એટલો બધો ખપ થતો જાય છે કે, ધીમે ધીમે આખુ હિંદ દારૂડીયું થઇ જવાની દેહશત રહે છે. સુધરેલા અને ઉંચી કોમના લોકો પણ હવે તો પીવા લાગ્યા છે અને તે પણ એવી રીતે કે, જ્યારે તેમને ન મળે ત્યારે જરાપણ ચેન પડેજ નહી. કોણ જાણે આટલો બધો ખપ કેમ જાગ્યો હશે? એનું ખુલ્લે ખુલ્લું અને મજબુત કારણ તો આપણે સ્પષ્ટરીતે જાણી શકતા નથી, પણ એને કોઇપણ પ્રકારે દૂર કરવાની કોશીશ કરી શકીએ છીએ.

એને માટે પહેલું સાધન તો ટેમ્પરન્સ સોસાઇટીઓ છે. તેમના હિંદમાં કાયમ થવાથી આપણને કેટલીએક વાતે આરામ થયો છે અને દારૂનો ખપ ઓછો થાય એ માટે તેમણે બહુ જબરી અને પાયદાર કોશીશ કરી છે. એવી સોસાઇટીમાં જોડાયાથી આપણને કેટલા બધા ફાયદા થાય છે એતો જગજાહેર છે, પણ એવી સોસાઇટીઓ કેટલી છે, તેમાં મેમ્બરો કેવા કેવા છે અને તેમની સંખ્યા કેટલી છે એ જાણવાથી પણ આપણું કેટલુંક જ્ઞાન વધે છે અને આપણી આગળ

તેઓ એક દાખલારૂપ થઇ પડે છે. એવી સોસાઇટીઓ ઇન્ડીયાના ઘણા ખરા શહેરોમાં હયાતી ભોગવે છે, અને તેમાં દહાડે દહાડે વધારે જ મેમ્બરોની સંખ્યા જોવામાં આવે છે. એવી સોસાઇટીઓમાં ઘણાં તો હિંદુઓનાં નામો જોવામાં આવે છે. પારસીઓ તથા યાહુદીઓ પણ હોય છે, ક્રિશ્ચયનોની સહેજસહાજ સંખ્યા પણ નજરે પડે છે, પણ મુસલમાનોની ઘણીજ નજીવી સંખ્યા એમાં જોડાએલી છે, બલકે તેમની સંખ્યાને નહીં જેવી કહીએ તોપણ ચાલે. આવી રીતે જો હિંદના વસ્તીનો એક મોટો ભાગ તેનાથી અળગો રહે તો પછી ટેમ્પરન્સ સોસાઇટીઓ પણ બિચારી શું કરી શકે?

એ સોસાઇટીઓના હેતુને પાર પાડવાનો ભાર આપણે ઉપાડી લેવો જોઇએ અને દરેક માણસે તેમાં જોડાઇ જવું જોઇએ. પણ ઘણા ખેદની સાથે જોવામાં આવે છે કે આપણી કલબનાજ કેટલાક મેમ્બરો એ બાબતને હસી કહાડે છે. અથવા તે તરફ પૂરતું લક્ષ આપતા જ નથી. આપણે મોઢેથી બધું બોલી દઇએ છીએ પણ તે ઉપર અમલ કરતાં અચકાઇએ છીએ એજ આપણામાં એક ખોડ છે. ગૃહસ્થો! આટલુંજ બોલી હું બેસી જવાની રજા લઉં છું.”

(તાળીઓ).

મી૦ સોરાબજી આટલું બોલી બેસી ગયા એટલે અમારા સાથી મી૦ રફીક એહમદે ઉભા થઇ નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું.

“માનવંતા પ્રમુખસાહેબ અને બીજા સાહેબો!

મી૦ જયન્તિલાલે “દારૂથી થતાં નુકશાન” એ બાબત ઉપર જે વિવેચન કર્યું છે તે દરેક રીતે બંધબેસ્તું અને વ્યાજબી જ છે. આ કલબમાં આવા આવા ભાષણ કરનાર છે એવું જાણીને દરેક મેમ્બરે ખુશી થવું જોઇએ. વળી જે મહેનત લઇ ભાષણકર્તાએ પોતાનું ભાષણ તૈયાર કર્યું છે તેને માટે પણ તેમને ધન્યવાદ ઘટે છે.

(તાળીઓ) એમના ઉમદા વિચારો અને બોલવાની છટા, તેમજ ભાષાનું પુરતું જ્ઞાન એ બધું બતાવી આપે છે કે ભવિષ્યમાં તેઓ એક સારા અને બાહોશ વકતા તરીકે લેખાશે, અને પોતાના કુળને, જાતને, આ કલબને, તથા દેશને દીપાવશે.

( તાળીઓ )

હવે મી૦ સોરાબજીએ ઉચ્ચારેલા વાકયો ઉપર મારે કાંઈક કહેવાનું છે. ટેમ્પરન્સ સોસાઈટીઓથી થતા ફાયદા તેમણે જેટલા દર્શાવ્યા છે તે ખરેખર ફાયદા જ છે. આપણા દેશમાં એવી મંડળીઓ હયાતી ભોગવે છે એ જાણી આપણે ખુશી પણ થવું જોઇએ. હવે માત્ર સવાલ એ રહ્યો કે મુસલમાન કોમના માણસો એવી મંડળીઓમાં કેમ વધારે નજરે પડતા નથી? એ બાબત મી૦ સોરાબજીએ જે અફસોસ જાહેર કર્યો છે તેને માટે મુસલમાન કોમ તરફથી હું તેમનો આભાર માનું છું પણ અહીં મારે એટલું જણાવવું જોઈએ કે મુસલમાની ધર્મથી મી૦ સોરાબજી બીલકુલ અજાણ્યા જણાય છે.

ઇસલામ એટલે મુસલમાની ધર્મમાં દારૂ તેમજ બીજા નશાઓને માટે કેટલી સખત મનાઈ છે એ તેઓ જાણતા નથી. એક મુસલમાન પોતે ટેમ્પરન્સ તો શું, પણ ટોટલ એબ્સ્ટીનન્સ સોસાઈટીનો મેમ્બર છે એમ તેના ધર્મ ઉપરથી સાબિત થાય છે. જ્યારે તેના ધર્મમાં જ દારૂની સખત મનાઇ કરવામાં આવી છે ત્યારે પછી તેને ટેમ્પરન્સ અથવા ટોટલ એબ્સ્ટીનન્સ સોસાઈટીમાં જોડાવાનું કારણ શું? એવી સોસાઇટીઓ તે લોકો માટે છે, જેમના ધર્મમાં દારૂને માટે એવી મનાઇ નથી અથવા છે, પણ તે છતાં તેને માટે વધારે સખતાઇથી કહેવામાં આવ્યું નથી, તેઓએ જેમ બને તેમ દારૂનો ખપ ઓછો કરવા માટે આવી મંડળીઓ સ્થાપવી, અને તેમાં મેમ્બર થવું જરૂરનું છે. મુસલમાન કોમ ખરૂં જોતાં એક જબરી ટોટલ એબ્સ્ટીનન્સ સોસાઇટી છે. સોસાઈટીના કાયદા કેવાએ હોય! પણ એઓના ધર્મનાં

ફરમાનો એવાં છે કે દારૂ પીવો એનો શું, પરંતુ તેને અડકવામાં પણ તેઓ પાપ ગણે છે. એવાંજ ફરમાનો દરેક પ્રકારના નિશાના માટે છે. માટે હવે મી૦ સોરાબજીએ વીચારવું જોઇએ કે, મુસલમાનોને ટેમ્પરન્સ સોસાઇટીઓમાં જોડાવાની શી જરૂર છે? જો આટલું તેઓ સાહેબે પહેલાંથીજ ધ્યાનમાં રાખ્યું હોત તો ટેમ્પરન્સ સોસાઇટીઓમાં મુસલમાનોના દાખલ ન થવા વીષે અફસોસ જાહેર કરવાની ટ્રબલ તેમને લેવી પડત નહીં" [હસાહસ] "હું જે કહુંછું તે માત્ર મી૦ સોરાબજીના મગજમાં એક વાત ઠસાવવા માટે કહુંછું, મારે તેમની સાથે પરસનલી કોઇપણ તકરાર નથી. તેમજ મારા આ બોલવાથી તેઓ સાહેબને માઠું નહીં લાગે એવી આશાએ હું ચુપ જ રહેવાની રજા લઉં છું."

મી૦ રફીક એહમદના ભાષણ ઉપર તાળીઓના ગડગડાટ સાથે જબરી હસાહસ થઇ. તેમના બેસી ગયા પછી એક બે મિનિટમાં કોઇપણ ઉભું ન થવાથી પ્રમુખસાહેબ પોતે તાળીઓના અવાજો વચ્ચે ઉભા થયા અને બોલવા લાગ્યા:—

" ગ્રહસ્થો!

આજે આપે જે માન મને આપ્યું છે તેને માટે કોઇપણ પ્રકારે હું લાયક નહોતો. મારા કરતાં વધારે વિદ્વાન, લાયક અને અનુભવી મેમ્બરો પણ હાજર હતા તોપણ પ્રમુખની ખુરશી માટે આપે મને જ ચુંટી કહાડયો તેને માટે હું આપનો આભાર માનું છું."

( તાળીઓ )

"મી૦ જયન્તિલાલે આજે આપણ સર્વેને ઓબ્લાઇજ કર્યા છે માટે સૌએ તેમનો પણ આભાર માનવો જોઇએ. તેમણે જે જે દલીલોથી દારૂના વ્યસનથી થતા ગેરફાયદા સાબિત કર્યા છે, એ આપણને હેરત પમાડે છે. એક સાધારણ બુદ્ધિનો માણસ જોકે દારૂને નુકશાન કારક ગણશે, તોપણ તેના જુદાં જુદાં નુકશાન તે પણ દાખલા

દલીલ સાથે બતાવવા એ કામ કાંઇ નાનું સુનું નથી, જાતિ અનુભવ વિષે તો મારે એટલુંજ કહેવાનું છે કે એ બાબત અનુભવ મેળવ્યા પછી પણ મી૦ જયન્તિલાલે જે કહ્યું છે તેના કરતાં વધુ કોઈ માણસ કહી શકે જ નહીં.

દારૂ એ એક ખરાબ વસ્તુ છે. તેતો સૌ કોઇ જાણે છે. તેનું નામ લેતાંજ તિરસ્કાર છૂટે છે અને માણસ તેને હલકામાં હલકી ચીઝ ગણે છે. તેનો સ્વાદ પણ બહુજ ખરાબ હોય છે, અને જો ટેસ્ટની ખાતર માણસ પીતા હશે એમ આપણે કહીએ તો એ કહેવું તદન ખોટું છે. વળી મોંમાંથી દુર્ગંધ પણ એવી નીકળે છે કે કોઇની પાસે બેસતાં પણ શરમ આવે છે, એથી તો માત્ર નિશો થાય છે ત્યારે જ આનંદ ઉપજે છે. પણ તે આનંદ પણ થોડીજ વારનો. એક પ્રકારની હોંશ અને ખુશી મનમાં પેદા થાય છે પણ તે જયાંસુધી નિશો ઉતર્યો નથી ત્યાંસુધી, પછી જયારે નિશો ઉતરી જાય છે ત્યારે શરીર બહુ સુસ્ત થઇ જાય છે અને શરીરમાંથી એક પ્રકારનો દુર્ગંધવાળો પરસેવો નીકળે છે જેનાથી એ દારૂ પીનારને પણ સારૂં લાગતું નથી અને તેનું મગજ ખરાબ થઇ જાય છે.

મી. જયન્તિલાલે જે માઠાં પરિણામ દર્શાવ્યાં છે તે બધાં આપણે પણ જોઇએ છીએ; પરંતુ સર્વ સ્થળે એવું જ બનતું હોય એમ મને લાગતું નથી. જો પીવાની હદ રાખવામાં આવે તો તેથી ઝાઝું નુકશાન થતું નથી એટલે જ ઘણાખરા યુરોપીઅનોને આપણે દારૂ પીવા છતાં પણ સારી સ્થિતિમાં જોઇએ છીએ. હવે એ પીવું હદમાં રાખવું, એ બનવા જોગ છે કે નહીં તે તપાસવું જોઇએ. કોઇ-પણ માણસ એક ગ્લાસ પણ પી શકે નહીં ત્યારે તે ધીમે ધીમે વધારી એક બોટલ સુધી ઉડાવી જાય તો તેણે હદ મુકી કે નહીં? હવે જો તે રોજની એક બોટલ ઉપર વધારે ન પીવાનો ઇરાદો કરી લે, તોપણ જયારે તે ગ્લાસથી બોટલ સુધી ચઢી ગયો તો બોટલથી બે

ચાર બોટલ સુધી કેમ ન ચઢે ? એટલે એ સાબિત થઇ ગયું કે એની હદ જાળવી રાખવી ઘણીજ મુશ્કેલ છે. એવા ઘણા થોડાજ નીકળશે કે જેઓ બરાબર અને નિયમિતપણે એનો ઉપયોગ કરતા હશે. કારણ કે દારૂ એવી વસ્તુ છે કે મિત્રોના જરા પ્રેસ કરવાથી અથવા મોટી મોટી ડિનરપાર્ટીઓમાં એવાજ માણસોના સમાગમથી માણસ વધારે પીતાં પણ અચકાતા નથી. માટે જોકે હદમાં રહેવાથી એ નુકશાન તો થાય છે જ, તોપણ હદબહાર જતા રહેવાની દહેશત રહેવાથી વધારે નુકશાન થવાનો ડર રહે છે. માટે તેનાથી જેમ બને તેમ દૂરજ રહેવામાં સલામતી છે. એકવાર એમાં પડયા એ પડયા, પછી નીકળાતું નથી. જોકે ઘણાએ એવા દાખલા મળ્યા છે કે વર્ષો સુધી પીનાર માણસે એકદમ પણ એ વ્યસનને છોડી દીધું છે પણ એટલાજ માટે કરીને એ લતમાં પડવું બહુ જુલમરેલું છે. એકવાર શરૂઆત કરી તેને છોડી દેવો તે કરતાં નજ પીવો તે વધારે સારૂં છે.

એ વિષય એવો છે કે જેટલું વિવેચન એના ઉપર કરીએ તેટલું થોડું છે, પણ ઘણાખરા મેમ્બરોએ એની પૂરી માહિતી મેળવી નથી. તેમજ મી. જયન્તિલાલે તેના ઉપર એવું સારૂં ભાષણ આપ્યું છે કે મારે વધુ કહેવાની જરૂર રહી નથી. મી. સોરાબજીની ટીકા વિષે હું એટલુંજ બોલીશ કે ઘણે ભાગે તેમના રીમાર્કસ વ્યાજબી છે. માત્ર આપણા પરોણા મી. રફીક એહમદે મુસલમાનો માટે જે જવાબ આપ્યો તે સિવાય સોરાબજીના કહેવા ઉપર હું વધારે ભાર મૂકીશ. ઇસ્લામી ધર્મથી વાકીફ ન હોવાથી મી. સોરાબજીએ જે ભૂલ કરેલી તેને મી. રફીક એહમદે સુધારી આપી તે માટે એમણે તેમનો આભાર માનવો જોઇએ. છેવટે મારા મિત્રોનો આભાર માની અને એમને આવાજ પ્રસંગો વધારે મળે એવું પ્રભુ પાસે માગી હું બેસવાની રજા લઇશ. "

(તાળીઓ)

પ્રમુખનું ભાષણ પુરૂં થતાંજ તેમના માટે વોટ ઓફ થેન્કસ પસાર કરી મિટીંગ બરખાસ્ત થઇ. એટલે જુદા જુદા માણસો જુદે

જુદે રસ્તે પોતાના મિત્રો અથવા સાથીઓ સહિત વાતો કરતા ઘેર ગયા. અમે પણ સભામાં થએલા ભાષણો ઉપર વાદવિવાદ કરતા ઘેર આવ્યા.

બીજે દીવસે સહવારે મોહમ્મદ રફીક અમદાવાદ જનાર હોવાથી મેં તેમને માટે ઘેર આવતાંજ ભથાંની તૈયારી કરી અને વાતો વાતો-માંજ સહવાર થઇ ગઇ. મોહમ્મદ રફીકની જુદાઇથી મનમાં ઘણુંજ ખરાબ લાગવા માંડયું પણ તેઓ પારકા તાબેદાર હોવાથી વધારે રોકી શકી નહીં. મીરઝાસાહેબ તેમને સ્ટેશન સુધી પહોંચાડવા ગયા. મોહમ્મદ રફીકે જતી વખતે મારી અખતરને એક ગીની આપી, જે મેં રાખવાને ઘણીએ આનાકાની કરી પરંતુ તેઓ હસતા હસતા બોલ્યા કે "હું તમને ક્યાં આપું છું કે તમે ઇનકાર કરો છો. હું તો મારી ભવિષ્યની ભત્રીજીને આપું છું." હું આ સાંભળી ચુપ થઇ ગઇ, આ વાક્યથી મીરઝાસાહેબના ચહેરા ઉપર ખુશીનાં ચિન્હો પ્રગટી નીકળ્યાં અને તેઓએ તે ગીની અખતરને લેવા માટે કહ્યું જે તેણે લઇ લીધી.

જ્યારે મોહમ્મદ રફીકને પોંહચાડીને મીરઝાસાહેબ આવ્યા ત્યારે તેઓએ મને કહ્યું.

"હવે દીલ્લી ક્યારે ચાલવું છે ?"

"આપ કહો ત્યારે."

"હું તો કહું છું કે આજે રાતની મેલમાંજ ઉપડી જઇએ."

"જેવી આપની ઇચ્છા."

"તમારી શી મરજી છે ?"

"જે આપની મરજી તે મારી મરજી."

"ઠીક ત્યારે સરસામાન બાંધી નાંખીએ."

આટલું કહી મીરઝાસાહેબ મુસાફરીની તૈયારીમાં પડ્યા અને હું પણ હઝરત ખ્વાજા ગરીબ નવાઝના મઝાર ઉપર છેવટની દોઆ ગુજારવા માટે ગઇ અને લગભગ બે કલાક સુધી ભવિષ્યની જીંદગી

નેક અને ઈબાદતમાં ગુજરે તે માટે દોઆઓ માંગી ઘેર આવી. અહીં મીરઝાસાહેબે બધી વાતની તૈયારી કરી રાખેલી હોવાથી મેલમેલાપવાળા અને દીવાનજી સાહેબથી મળી રાતના નવ વાગ્યાના મેલમાં દીલ્લી તરફ વીદાય થઇ, અને સવારના પોહોરમાં મીરઝા-સાહેબ વાગેરેની સાથે મારે ઘેર આવી પહોંચી. લગભગ બપોરસુધીમાં તો સરસામાન તથા મકાન સાફસુફ કરી નાખ્યું અને તે બાદ એક બે કલાક સારી પેઠે ઉંઘ કાઢી ત્રણ વાગે હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબથી મળવા ગઇ, તેઓ હઝરત મને જોઈ ઘણાજ ખુશી થયા, અને હવે જલદીથી હું રાહેરાસ્ત ઉપર આવી જાઉં એવી ઇચ્છા જાહેર કરી. તે બાદ હું મારે ઘેર આવી. મીરઝાસાહેબ દીલ્લીમાં આવીને મારે ત્યાંજ રહ્યા હતા. તેઓએ પોતાના ઓળખાણ પીછા-ણવાળા અને સગા વ્હાલાથી મળવું મુનાસબ ન ધારેલું હોવાથી આખો દીવસ ઘરમાંજ બેસી રહ્યા હતા. હું ખ્વાજાસાહેબથી મળીને આવી તે બાદ મેં તેમની સાથે ખાણું લીધું અને ફરી વાતો કરવા બેઠી. ઉસ્તાદજી તો સમી સાંજથીજ સુઇ ગયા હતા અને અખતર પણ ખાણું ખાતાંજ પોઢી ગએલી હોવાથી અત્યારે આખા હોલમાં અમે બન્ને જણાજ હતાં. મેં વાતોની પહેલ કરતાં કહ્યુ—

"આપે પત્ર વ્યવહાર બંધ કરી દીધો તે વાતો હવે જુની થઈ ગયેલી હોવાથી હું તેને યાદ દેવડાવવા ચાહતી નથી, પરંતુ હવે આપણે શું કરવું તે બાબે વાતચીત કરવી જોઇએ."

'બેશક, હું પણ એજ ચાહુ છું અને નિકાહના માટે તમારા મોહડાંથી છેલ્લો ફેંસલો સાંભળવા માગું છું."

મેં આ વાતનો જવાબ ન આપતાં શરમથી નીચી નજર કરી લીધી એટલે મીરઝા સાહેબ બોલ્યા "જુઓ આ વાતની શરત નથી. પ્રથમ વાતની પહેલ કરી ફરી ચુપ થઇ જવું ન જોઇએ."

"જે વાતનો ફેંસલો આપના હાથમાં છે તે મારાથી શું કરવા પુછોછો?" મેં મીરઝા સાહેબની તરફ જોઇને કહ્યું.

"ગવહરજાન! જે વાતનો ફેંસલો ખુદાતાલાના હાથમાં છે તે વાતનો ફેંસલો આપણે કરી શકતા નથી, અને ખુદાતાઆલાએ તો આપણા બંનેના સંબંધનો ફેસલો કરી દીધો છે પરંતુ તેના સંબંધમાં કેટલીક બાબતો એવી છે કે જેનો અત્યારે ફેંસલો કરી નાખીએ તો સારૂં."

"ઠીક છે આપ ફરમાવતા જાવ, હું સાંભળી રહી છું."

"મારી સતર અઢાર વરસની વય થતાંજ સગાં વ્હાલામાં મારાં લગ્ન સબંધી વાતચીત ચાલી પરંતુ મેં સાફ ઇન્કાર કરી દીધો તેથી ઘરના બધા માણસો મારા લગ્નથી નાઉમેદ થઇ ગયા. જોકે દર વખતે તેઓ મારા લગ્નની છેડછાડ કરતા હતા પણ મારા તરફથી સાફ જવાબ મળતો હોવાથી તેઓએ મારા લગ્નની આશા મુકી દીધી. મારા નજીકના સગાઓમાં મારા પિતા અને એક મોટા ભાઇ તે વખતે જીવતા હતા. પિતા તો અત્યારે પણ જીવતા છે પરંતુ તેઓએ બીજુ લગ્ન કરી લીધેલું હોવાથી મારો તેમનો સંબંધ નહીં જેવો છે. અલબતા મારા મોટા ભાઇ મારા ઉપર ઘણુંજ હેત રાખતા હતા તેમને કોઇ બાળબચ્ચું ન થયેલું હોવાથી મારી ભાભીએ દુકાળના વખતમાં એક ગરીબના છોકરાને પોતાનો છોકરો કરી લીધો હતો પણ તે છોકરો ત્રણ વરસની વયે પહોંચ્યો એટલે મારી ભાભી ગુજરી ગયાં. મારા મોટા ભાઇએ તે અનાથ બાળકને માયાથી ઉછેર્યો, પણ તે છોકરો ઘણોજ કમનસીબ હોવાથી છ વરસની વય થતાંજ મારા ભાઇ પણ ગુજરી ગયા. મારા ભાઇ પોતે જાણતા હતા કે આ છોકરો ઓરમાન માની પાસે સારી પેઠે રહી નહીં શકે તેથી તેઓએ તે છોકરો મને સોંપ્યો અને તેને પોતાના પેટમાં દીકરાની પેઠે પરવરીશ કરવાને વસીયત કરી. ખુદાતઆલાના હુકમથી અત્યાર સુધી તો હું તે

બાળકને મારા પેટના દીકરાની પેઠે રાખી શકયો છું. માટે મારી પહેલી શરત છે કે તમારે પણ તે બાળકને પોતાના પેટના બાળકની પેઠે રાખવો પડશે."

મીરઝા સાહેબનું આ બોલવુ સાંભળતાંજ મને બહુજ ખુશી થઈ અને મને જણાયું કે અખતરનો બોજ મારા માથા ઉપરથી ઓછો થઈ ગયો. કેમકે મને નિકાહ કરવા બાદ અખતરનો બહુ મોહટો ખ્યાલ હતો પણ મીરઝા સાહેબના ભત્રીજાની હકીકત સાંભળી મેં મારા દીલમાં અખતરનું ઠેકાણું થઈ ગયું એમ માની લીધું તેથી તરતજ બોલી—

"આપની આ શરત મને કબુલ છે."

"શુકર અલહમ્દો લિલ્લાહ! એ વિના મારી બીજી કોઇ શરત નથી, પરંતુ આ વાત જાહેર કરી દઉં છું કે મારા કુટુંબમાં એવો કોઈપણ માણસ નથી કે જે તમારી ખાતર બરદાસ્ત કરી શકે, માટે તમારે જુદું રહેવું પડશે."

"ખેર! એતો મારાં તકદીર." મે કહ્યું "પરંતુ એક શરત મારીએ કબુલ કરવી પડશે."

"ખુશીની સાથે."

"મીરઝા સાહેબ! અગર આપ મારો સ્વીકાર કરો છો તો એક હું અને એક મારી માસુમ બાળકી છે. એ સિવાય મારી પાસે જે કાંઈ માલ મિલકત છે તેમાંથી એક પાઇ પણ સાથે લઇને આવીશ નહીં. લુગડાં લતા, ઘરેણાં ગાંઠા, વાસણ કુસણ અને જે કાંઇ માલ-મિલકત તથા પૈસા ટકા છે તે હાલ તરત તો એમને એમ રહેશે. એ સિવાય મારા ચાર પાંચ ઘર છે તેથી પણ હું કાંઇ લાભ ઉઠાવીશ નહી માટે આપ મને બીલકુલ નિર્ધન અને મુફલિસ સમજીને કબુલ કરતા હો તો હું રાજી છું. જ્યારે હું હરામ કામથી તવબાહ કરૂં છું ત્યારે હરામથી પ્રાપ્ત થયેલી માલમિલકતને પણ લેવા ચાહતી નથી,

હવે મારો જાતી મામલો રહ્યો તેના બાબમાં હું કાંઈ શરત કરવા માગતી નથી પણ તે ખુદાને સપુર્દ કરૂં છું."

આ સાંભળતાંજ મીરઝાસાહેબ વજદમાં આવી જઇ ઝુમતા ઝુમતા બોલ્યા 'જઝાકલ્લાહ! તમારી આવી હીમ્મતે પુરૂષોને પણ માત આપી દીધી. ખુદાતાલા ઉપર ભરોસો છે કે તે આપણી ભવિષ્યની જીંદગી સારી પેઠે ગુજારી દેશે. મને માત્ર તમારાથી કામ છે. તમારી માલમિલકતથી કામ નથી. મને તો તમે મળ્યા એટલે આખી જહાનની બાદશાહત મલી ગઇ એમ સમજીશ."

તે બાદ મીરઝા સાહેબ ખુદાની કુદરત અને તેની મોહોબ્બતની વાતો કરવા લાગ્યા અને નિકાહની ફીલસુફી ઉપર એવી વાતો કરી કે જેથી મારી આંખો ઉઘડી ગઇ. જ્યારે મીરઝાસાહેબ નિકાહની ફીલસુફી બ્યાન કરી રહ્યા ત્યારે તેઓએ કહ્યું—

"ખુદાતઆલાએ તમને નેક તોફીક આપી છે માટે હવે વાર કરવી ન જોઇએ" ફરી ઘડીઆળ જોઇને બોલ્યા "બાર વાગ્યા છે, અર્ધી રાત વીતી ચુકી છે, અસારે આપણે આપણા કુકર્મોથી તવબા કરીએ તો બહુજ સારૂં થાય, અને ભવિષ્યની જીંદગીમાં ભલાઇઓ પ્રાપ્ત કરીએ તેટલા માટે એ દોઆ માગીએ. ઉઠો, વઝુ કરીને અલ્લાહની યાદ કરીએ. કાલે સવારે હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબને બોલાવી નિકાહ કરી લઇશું."

મારી જીંદગીના વૃતાંતને વાંચનાર ભલા ભાઇઓ અને બેહનો! જ્યારે મેં ઉઠીને ઠંડા પાણીનો લોટો ભર્યો અને બીજો લોટો મીરઝા સાહેબને આપ્યો તે વખતે હું મારા દિલમાં પોતાને પહેલીજ વખતે ગ્રહસ્થ બાનુ સમજી. ભલા વાંચકો! તમે સમજી શકો છો કે તે વખતે મારા દિલની કેવી હાલત થઇ હશે? હું તેનું વર્ણન કરી શકતી નથી અને ન તો બીજો કોઇ સમજી શકે છે. મારા દિલથી

મુછો તો મારી તવબા તેજ વખતે કબુલ થઇ ગઇ હતી કે જે વખતે પગના ઝાંઝર ઉતારીને વઝુના માટે હું ઉઠી હતી. પ્રથમ મેં અને મીરઝાસાહેબે વઝુ કર્યું અને તે બાદ મીરઝાસાહેબે તવબા કરવાનું કહ્યું એટલે હું બોલી—

"મીરઝાસાહેબ ! આપ પહેલાં બોલતા જાવ, જેવી રીતે આપ બોલશો તેવી રીતે હું પણ કહીશ."

આ સાંભળી મીરઝાસાહેબે બુરાઇઓનું એક દફતર ખોલી દીધું. જે કહેતાં કહેતાં મારી જીભ થાકી ગઇ. જ્યારે મીરઝાસાહેબ તવબા પુરી કરી રહ્યા ત્યારે અમો બંને જણાએ સાથે મળીને ભવિષ્યની જીંદગી નેકી અને રાસ્તીના રસ્તામાં ગુજરે તે માટે અંતઃકરણથી દોઆઓ માગી.

બીજે દીવસે સહવારે મીરઝાસાહેબ ખ્વાજા હસન નિઝામી સાહેબને બોલાવી લાવ્યા અને પ્રથમ મારા શરીર ઉપરથી મારી કમાઇના બધા દરદાગીના ઉતારી પોતે જે સાદા ગવનનાં લુગડાં લાવ્યા હતા તે પહેરાવ્યાં. અને પરદામાં બેસાડી ઇમાનની તસદીક અને તવબા કરાવી ફરી હઝરત ખ્વાજા સાહેબે નિકાહ પઢાવ્યા, અને ટુંકાણમાં પણ બહુજ જ્ઞાનથી ભરેલો ખુતબો ભણી મને હરામની જીંદગીમાંથી કાઢી મીરઝાસાહેબની પત્નિ બનાવી.

મેં નિકાહ ઘણીજ ચુપકીદીથી કરેલા હોવાથી ઘરમાં કોઇને પણ ખબર પડી નહીં, પરંતુ જ્યારે બીજા નોકરો અને ઘરડા ઉસ્તાદજીને નિકાહની ખબર પડી ત્યારે નોકરો મારૂં મોહડું જોઇને ચુપ થઇ ગયા પણ ઉસ્તાદજીએ પોતાનું માથું કુટી લીધું. પરંતુ જે થવાનું હતું તે તો થઇ ચુક્યું હતું તેથી લાચાર થઇને ચૂપ રહ્યા. બીજે દીવસે મારા નિકાહની વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ. ત્રીસ વરસની નાહની વયમાં જે કાંઇ થવાનું હતું તે થઇ ચૂક્યું. "દીવસનો ભુલ્યો રાતે ઘેર આવે તેને ભુલ્યો કહેતા નથી" એ કહેવત અનુસાર

મેં ત્રીસ વરસની વયમાંજ હરામથી તવબા કરી લઇ ઘરઅહરથી જીંદગી ધારણ કરી લીધી તે માટે ખુદાના લાખ લાખ આભાર માન્યા. બે ત્રણ દીવસમાંજ મીરઝાસાહેબે પોતાના ભત્રીજા મસઉદનો હાથ મારા હાથમાં પકડાવી દઇ તેની સંભાળ લેવા માટે ભલામણ કરી. નિકાહને હજુ પુરૂં એક અઠવાડીઉં પણ વીત્યું નહોતું કે એટલામાં મીરઝાસાહેબને સરકારી ઓર્ડર મળ્યો. જેમાં લખ્યું હતું કે "તેમનો ઉપરી જે સીરસ્તેદાર હતો તે ડેપ્યુટી કલેકટર થઇ ગયો તેથી તેની જગ્યાએ એક વરસના માટે મીરઝાસાહેબને સવાસો રૂપીઆના પગારે એકટીંગ સીરસ્તેદાર નીમવામાં આવ્યા છે." અને તેની સાથે જ લખ્યું હતું કે "આજથી પંદરમેં દીવસે ડેપ્યુટી કમીશનર સાહેબ ડીસ્ટ્રીકટમાં જનાર છે તે પહેલાં હાજર થઇ સીરસ્તેદારનો ચાર્જ સંભાળી લેવો" આ પ્રમોશનની ખબર સાંભળતાંજ બધાના આનંદનો પાર રહ્યો નહીં. મેં તરતજ શુકરાનાના દુગાના અદા કર્યા અને વિચારવા લાગી કે હલાલની કમાઇના સવાસો રૂપીઆ દર મહીને આવશે અને તેમાં અમો બંને ધણીધણીઆણી તથા બે બાળકનો સારી પેઠે ગુજારો ચાલશે તે સાથે જ મારા દિલમાં એ વિચાર પણ આવ્યો કે હું હરામની માલ મિલકત ઉપરથી બીલકુલ હાથ ઉઠાવી લઉં તે માટે પાક પરવરદિગારે મીરઝાસાહેબના પગારમાં વધારો કરી આપ્યો છે. તેથી મારી માલમિલકતનો મારે જે કાંઈ બંદોબસ્ત કરવો હોય તે મીરઝાસાહેબની મોજુદગીમાં જ કરી નાખવો જોઇએ. નહીંતો ફરી તેમાં ચોરી કે લુટફાટ થઇ જાય તો મનની મનમાંજ રહી જશે. આવા વિચારમાં ચાર પાંચ દીવસનો ગાળો પસાર થઇ ગયો એટલે મેં એક વાત મારા મનમાં નિશ્ચય કરી અને એક દીવસ સહવારે ઉસ્તાદજીને નવ્વાબ અખતર ઝમાનને બોલાવવા માટે મોકલ્યા. મીરઝા સાહેબ મારૂં મોહડું જોવા લાગ્યા, પણ મેં એકે શબ્દ કહ્યો નહીં, અને મારી ઓરડીમાં જઇ પેટી ઉઘાડીને કાંઇ કાગળીઆ ઢુંઢવા લાગી. મીરઝાસાહેબે અંદર આવવા માટે પૂછ્યું પણ

મેં ના કહી તેથા તેઓ ઘણીજ અજાયબીમાં પડયા. એવીજ રીતે નવ્વાબના આવતાં સુધી મેં મીરઝાસાહેબથી એક વાત પણ કરી નહીં. થોડીવારમાં ઉસ્તાદજીએ નવ્વાબના આવવાની ખબર આપી એટલે મેં તેમને બહાર બેસાડવાનું કહ્યું અને હું ચક નાંખીને કોટડીમાં ઉભી રહી. જ્યારે મારી પહેલી નજર નવાબસાહેબ ઉપર પડી ત્યારે તેમનો ચેહરો અને હાલ હવાલ જોતાંજ મારી અફસોસીનો પાર રહ્યો નહીં. એક દીવસ એવો પણ હતો કે જે નવ્વાબની વાટ જોવામાં આખો આખો દીવસ પસાર થઇ જતો હતો અને જેના લીબાસની, ગાડી ઘોડાની, માલમિલકતની આખા શહેરમાં ધૂમ હતી તે નવ્વાબ અત્યારે મારી આગળ ગરીબ હાલતમાં ઉભો છે. મેલી અને જુની લેસની ટોપી માથા ઉપર છે, ગયા વરસની છીંટની મેલી રઝાઇ ઓઢેલી છે, સાધારણ સેનાનો પાજામો પહેર્યો છે, જુના સલીમશાહી વગર એડીના ફાટેલા જોડા પગમાં છે, ચેહેરા ઉપર ગરીબી, ગમગીની અને મુફ્લિસી વરસી રહી છે. જે મકાનમાં તેમને માનની સાથે બેસાડવામાં આવતા હતા, નોકર ચાકર હજારો જાતની ખુશામદ કરતા હતા, હું હજારો ફંદ, ફરેબ અને મન વડત વાતો કરી તેમને પોતાની જાળમાં ફસાવતી હતી. આ વાતો યાદ આવતાંજ મારી આંખોમાંથી આંસુઓ જારી થઇ ગયાં. ગરીબ નવ્વાબ પણ પોતાની ગુજરેલી જાહોજલાલી યાદ આવતાં જ આંખો ઉપર રૂમાલ મુકીને રડવા લાગ્યો. લગભગ દસ મિનિટ સુધી કાંઇ વાતચીત થઈ નહીં પણ ફરી નવ્વાબે ચુપકીદીને તોડતાં કહ્યું—

"આપે આ ખાકસારને શામાટે યાદ કર્યો?"

"આપનાં બાલ બચ્ચાં તો સારાં છે? મેં બહુજ હીમ્મતથી આંસુઓને લુછતાં પૂછ્યું—

"અલ્લાહના ફઝલથી ખેરીયત છે, બાલ બચ્ચાંમાં હવે માત્ર એક દીકરો રહ્યો છે."

"હા, બરાબર, કોણ જાણે કોણે કહ્યું હતું કે ગોદની નાહની દીકરી તો ગોદ ખાલી કરી ગઈ !"

"દીકરીની વફાત પછી, મકાનમાં પણ મરતાં મરતાં બચ્યાં છે."

"આ સાંભળી મને ઘણીજ દીલગીરી થાય છે, પણ હવે સારાં છેને ?"

'હા ઠીક છે, પણ કાંઇ ને કાંઇ બીમારી તો રહેછે; હમણાં પણ તેમની દવા લેવા માટે નીકળ્યો હતો એટલામાં ઉસ્તાદજી અહીં બોલાવી લાવ્યા. કહો શું હુકમ છે ?"

મેં આ સાંભળી નવ્વાબની પાસેથી દવાનો નુસ્ખો લઇને વાંચ્યો તો તેમાં એવી દવાઓ લખી હતી કે જેને જોતાંજ હું સમજી ગઇ કે સોજાની બીમારી છે. ગરીબ બીચારા નવ્વાબની મુસીબત અને લાચારી ઉપર ઘણીજ દયા ઉપજી તેથી મેં તેજ વખત મારા દિલમાં ખુદાની દરગાહમાં દોઆ માગી કે એ ગફુરૂર રહીમ ! તું નવ્વાબની કસુરો માફ કર અને તેના ઉપર પોતાની દયાનો દરવાજો ઉઘાડ. મારે ઉસ્તાદજીને વચમાંથી દુર કરવા હતા તેથી મેં તેમને નુસ્ખો આપતાં કહ્યું:—"ઉસ્તાદજી ! આ નુસ્ખો લઈને ગાંધીને ત્યાં જાઓ અને નુસ્ખામાં લખેલી બધી દવાઓ બંધાવીને નવ્વાબસાહેબને ઘેર આપી આવો અને ઘેર ઉપર કહી દેજો કે નવ્વાબસાહેબ એકાદ કલાક પછી આવશે ત્યાંથી પાછા ફરતી વખતે આપણી દુકાનોનું ભાડું પણ ઉઘરાવતા આવજો." આ સાંભળી નવ્વાબે ઉસ્તાદજીને દવાઓની કીંમત પેટે ચાર આના આપ્યા મેં પૈસા ન આપવા માટે ઘણુંએ કહ્યું પણ નવ્વાબ પૈસા આપ્યા વિના રહ્યા નહીં. જ્યારે ઉસ્તાદજી ચાલ્યા ગયા ત્યારે મેં નોકરને તરકારી ભાજી લાવવા માટે મોકલ્યો અને મામાને અખતરને પાડોશમાં લઇ જઇ રમાડવાનું કહી પાડોશમાં મોકલી. આવી રીતે નોકર ચાકરને વિદાય કરી મેં નવ્વાબને કહ્યું—

"જો કે આપને તકલીફ તો થશે પણ મહેરબાની કરી ઘરના દરવાજાને બંધ કરી દો તો સારૂં" નવ્વાબે તરતજ દરવાજો બંધ કરી દીધો. મસઉદ પહેલાંથીજ ભણવાને ગયો હતો તેથી આ હીસાબે આખા ઘરમાં અમે બંને જણાં રહી ગયાં. મીરઝાસાહેબ અંદરના હોલમાં બેસી ઘણીજ અજાયબીની સાથે આ બધું નાટક જોઇ રહ્યા હતા. થોડીવાર સુધી ચૂપ રહ્યા બાદ નવ્વાબને કહ્યું—

"નવ્વાબ સાહેબ! હજુ હું આ આપના મકાનમાં બે ત્રણ મહીના રહેનાર છું માટે શું ભાડું લેશો તે ફરમાવો."

"તમો શું બોલો છો?" નવ્વાબ અજાયબ થતાં બોલ્યો "કોનું મકાન? કેવું ભાડું? ગવહરજાન હવે હું મશ્કરી કરવા લાયક નથી."

"નવ્વાબ સાહેબ! હું મશ્કરી કરતી નથી, પણ સોગનની સાથે સાચુંજ કહું છું. અત્યારે મેં આપને એટલાજ માટે બોલાવ્યા છે કે આપને આપનું મકાન સોંપી દઉં, જેવી રીતે આપે મને પોતાનું મકાન આપ્યું હતું તેવી રીતે આપનું મકાન હાજર છે. મારે હવે આ મકાનમાં રહેવું છે ન તો આ મકાનની મને જરૂરત છે" આટલું બોલી ચકમાંથી ઘરનો દસ્તાવેજ આપતાં કહ્યું "લ્યો આ દસ્તાવેજ હાજર છે મરજીમાં આવે તેવી રીતે લખાવો."

"આ તમને શું થયું છે?" નવ્વાબ દસ્તાવેજને ચકમાં પાછો નાખતાં બોલ્યા" મેં તમને મકાન કાંઇ કરજ પેટે નહોતું આપ્યું કે પંદર વરસ પછી આજે પાછું આપો છો. એતો તમારી મિલકત થઇ ચુકી છે" ફરી લગાર થોભીને ગદગદિત કંઠે" આજે હું વગર ઘરબારનો થઇ ગયો છું તો શું તમે મને આ ઘર આપીને ઝલીલ કરો છો?"

આટલું બોલતાં બોલતાં નવ્વાબ રડી પડયા, એ જોઇ મારાથી પણ રહેવાયું નહીં, પરંતુ મેં મારૂં રડતું દાબતાં કહ્યું "નવ્વાબ

સાહેબ! હું સોગન ખાઇને કહું છું કે અત્યારે હું તમને ઝલીલ કરવાના ઇરાદાથી મકાન આપતી નથી. પરંતુ મારા નાચ ગાણાની કમાઇની જે માલમિલકત છે તેમાંથી એક પાઇ પણ પોતાની પાસે ન રાખવાના નિકાહની વખતે સોગન લીધેલા હોવાથી હવે હું મારી માલમિલકતને લુટાવી દઉં અથવા બનતી કોશીશે જેની પાસેથી લીધી હોય તેને પાછી આપું. આ મકાન અને આ દાગીના (લગભગ દોઢ હજારના દાગીનાની પેટી) આપે મને આપ્યા હતા તે હાથ જોડીને આપને પાછા આપું છું. મહેરબાની કરીને આપ તેનો સ્વીકાર કરો."

"તમો સત્ય કહો છો, પરંતુ હવે હું લઇ શકતો નથી. કેમકે મેં પણ બધી વાતોથી તવબા કરી લીધી છે એ વાતથી જાણવામાં તમે અજાણ હોવાથી આ મિલકત મને પાછી આપો છો, પણ આવી મિલકત લેવી એ મઝહબમાં મના છે તેથી લાચાર છું."

"માફ કરજો, પ્રથમના દીવસોની પેઠે મસ્કરીના રૂપમાં કહું છું કે આપ હમેશથી અવળી બુદ્ધિનાજ રહ્યા. સીધી વાતને શા માટે પેચમાં નાખો છો? સાંભળો, તમોએ મને આ મિલકત શા માટે આપી હતી?"

"એ તો જાહેર છે માટે શું કહું?"

"ચાલો ન કહો, પણ એટલું તો વિચારો કે આપે જે કામના બદલામાં આપી હતી તે કામથી મેં પણ તવબા કરી લીધી અને આપ પણ તાયબ થઇ ગયા. આ ઉપરથી વિચારવું જોઇએ કે હરામ અને હલાલ કામના આપણે બને બાની હતાં જ્યારે આપણે બંને હરામ કામથી જુદા થઇ ગયા તો પહેલાં જેવી રીતે મિલકત હલાલ હતી તેવીજ રીતે હમણાં પણ હલાલ છે માટે કહો હવે એ મિલકતનો સ્વીકાર કરવામાં કાંઇ વાધો છે?"

"આપની આ વાત મારા ધ્યાનમાં ઉતરે છે પણ" નવાબ રડતાં રડતાં બોલ્યા "ગેરત કબુલ કરતી નથી. મારી જે સ્થિતી છે

તે તમે જોઈ રહ્યાં છો તો પણ દિલ એજ ચાહે છે કે એ ચાર હજાર રૂપીઆ પાસે હોત તો તમને આપી દેત."

"મને પુરેપુરો ભરૂસો છે, અને આપના પ્રત્યે પહેલાં જેવું માન મારા દિલમાં હતું તેવુંજ માન હાલ પણ છે, બલકે પહેલાં કરતાં કાંઈક વધારે છે."

"તો હવે ખુદાના વાસ્તે મને માફ કરો." આટલું બોલી નવ્વાબ જવાને માટે ઉઠયા એટલે મેં આજીજીથી થોડીવાર થોભાવતાં કહ્યું:– "વારૂ! ઉભા રહો અને મારા સવાલનો જવાબ આપતા જાવ, હું તમોને કાંઇ આપતી નથી." ઘરના દસ્તાવેજ તથા દાગીનાની પેટીને ચકની અંદર લેતાં બોલી "કદાચ કોઇ વખતે મારે તમારૂં કામ પડે તો હું તમને શું સમજીને તકલીફ આપું? અને તકલીફ આપું કે ન આપું?"

"હું મરતાં દમસુધી તમારી સેવા માટે તૈયાર છું."

"એ આપની મહેરબાની છે અને એ વાતનો મને ભરૂસો છે પણ મારી આ વાતનો જવાબ આપો કે હવે હું તમને શું સમજું?"

'પોતાનો નોકર સમજો."

"શું હું તેજ માણસને મારો નોકર સમજું કે જેના માટે કલાકો સુધી રડતી હતી, જેની મોહોબ્બતના બદલામાં અંમાના હાથનો ઘણી વખતે માર ખાધો હતો; નહીં, કદી નહીં."

"તમે જે ચાહો તે સમજો." નવ્વાબ બેતાબ બનીને બોલ્યા.

આ સાંભળી મેં નવ્વાબના મોંહડેથી સોગન સાથે ઉપલા શબ્દો ત્રણ વખતે બોલાવ્યા અને ફરી ચક ઉઠાવી દઇ મીરઝાસાહેબને પાસે બોલાવી બહાર નીકળી આવી, એ જોઈ નવ્વાબની આંખો અજાયબીની સાથે નીચી થઈ ગઇ."

"વારૂ! ત્યારે" મેં મીરઝાસાહેબની તરફ ઈશારો કરતાં કહ્યું, "આ આપના ભાઇ અને હું આપની ભાભી" ફરી મીરઝાસાહેબના

સામું જોઇને બોલી "લ્યો આ દાગીનાની પેટી અને ઘરનો દસ્તાવેજ નવ્વાબના દીકરા તે, આપણા ભત્રીજાને આપી આવો."

નવ્વાબ આ સાંભળીને ઇન્કાર કરવા લાગ્યા પણ મેં લગાર બનાવટી ગુસ્સાથી દબાવ્યા એટલે ચૂપ થઇ ગયા. દસ્તાવેજ અને દાગીનાની પેટી લઇને મીરઝાસાહેબે બહાર જવાનો ઇરાદો કર્યો પણ નવ્વાબ નીચી નજરોએ ઉભાજ રહ્યા. ખાનદાની માણસ હોવાથી પગ ઉપડતો નહોતો પણ તે વખતે મેં મશ્કરીમાં વાત બનાવતાં કહ્યું " નવ્વાબસાહેબ! જાઓ છો કે નહી? શું મારે દરવાજા સુધી હાથ પકડીને બહાર કાઢવા પડશે કે? અને જો એવોજ ઇરાદો હોય તો ફરી મારે પાડપાડોશના લોકોને બોલાવી તેમની પાસે બહાર કાઢવા પડશે. હવે કાંઇ આ ઘર વેષ્યાનું નથી." નવ્વાબ પણ આ સાંભળીને ગુપચુપ મીરઝાસાહેબની સાથે ઘરની બહાર નીકળ્યા એટલે મેં ઘરનો દરવાજો બંધ કરી ખુદાનો આભાર માન્યો. થોડીવારમાં મામા અખતરને લઇને આવી એટલે મેં મામાને ખુરશીદને બોલાવા મોકલી. અર્ધા કલાકમાં ખુરશીદ આવી અને આવતાંની સાથેજ તેણે મારા નિકાહ કરી લેવા ઉપર મઝાક મશ્કરી કરવા માંડી એટલે થોડીવાર સુધી સાંભળ્યા પછી મેં તેને જવાબમાં કહ્યું:-
"દેરાણીજી બેસો બેસો વધારે ન બોલો, થોડા દીવસમાં તમારા નિકાહ પણ કરાવી આપીશ." ખુરશીદ દેરાણીના શબ્દ ઉપર ચોંકી અને દેરાણીની કઇ સગાઇ કાઢી તે માટે પુછવા લાગી એટલે મેં કહ્યું:-

"જાણે કાંઇ જાણતી ન હોયને! નવ્વાબ તમારા શા સગા થતા હતા?"

"પહેલાં તમેજ કહોને કે તમારા કોણ હતા?"

"પહેલાં આશક હતા હવે દીયર થઇ ગયા, અને તેજ સગાઇના સંબંધથી તમે દેરાણી થયાં છો, અને ખુદા ચાહશે તો બીજી રીતે પણ દેરાણી થઇ જશો."

"ગજહર! નિકાહ કર્યા પછી પણ વેષ્યાપણું ન ગયું? આવી રીતે મશ્કરી કરવાથી શો ફાયદો? પહેલાં મને એ કહો કે તમોએ મને કેમ બોલાવી છે? મારા મીરસાહેબ આવતા હશે માટે મારે જલદીથી ઘેર જવું છે."

"અલ્લાહો ગની! જે મીરઝાસાહેબની સાથે મેંજ મેલાપ કરાવ્યો હતો તેમના લીધે હવે તમે મારી પાસે થોડીવાર બેસી પણ શકતાં નથી. કેટલો બધો ફેરફાર!"

"લો, હવે તમારો પટપટારો રહેવા દો, અને જે કાંઇ કહેવું હોય તે કહી નાખો."

"બેહેન! અત્યારે મેં તમને એક જરૂરી કામસર બોલાવ્યાં છે માટે બીજી ત્રીજી વાતોને મુકી દઇ સાફ સાફ જવાબ આપો."

"કાંઇ કહો તો ખરાં?"

"જ્યારથી તમે ઇસ્પીતાલમાંથી આવ્યાં છો ત્યારથી મીરસાહેબ તમારી સાથે કેવી ચાલ ચલાવે છે?"

"બિચારા બહુજ ખાનદાની અને ભલા માણસ છે, તેમના દોસ્ત આશનાઓએ કહ્યું પણ ખરૂં, કે નકટીની સાથે શામાટે સંબંધ રાખો છો? પણ તેઓએ તેમની ટીકાઓ ઉપર લગારે ખ્યાલ ન કર્યો અને ગમે તેમ કરીને મારો નભાવ કરી રહ્યા છે અને કહે છે કે હું તને આખી જીંદગી સુધી નહીં મુકું."

"તેઓ કઇ જગ્યાએ નોકર છે?"

"આબકારી ખાતાંમાં દસ રૂપીઆના પગારે નોકર છે ગમે તેમ કરીને ગરીબીથી ગુજરાન ચાલે છે."

"બહેન! જો તમે બંને જણા અપકૃત્યોથી તૌબા કરી લઇ નિકાહ પઢાવી લ્યો તો હું મારી આઠ રૂપીઆ માસીકના ભાડાની આવકવાળી દુકાનો તમારા નામ ઉપર લખી આપું."

" બહેન ! ફરી તમે મશ્કરી કરી કે ? "

" નહીં, ખુરશીદ ! હું મશકરી કરતી નથી " અખ્તરના માથા ઉપર હાથ મુકીને બોલી " મારી દીકરીના સોગન છે સાચેસાચું કહું છું. "

" હા, હવે ખાત્રી થઇ, પણ મીરસાહેબ નિકાહ તો કદીએ નહીં કરે, પહેલાં મારે અને એમને નિકાહ બાબત બહુ વાતચીત થઇ ચુકી છે, અને કદાચ હવે ફરી સમજાવવાથી તેઓ માની જાય તો પણ તેમના માબાપ કદીએ રાજી નહીં થાય. "

" મીરઝાસાહેબ નિકાહ કરતા નથી તો ફરી ભોગજોગે તેઓ તમને મુકી દે તો શું કરશો ? "

" ભીખ માગીશ. "

" તો તવબા કરી લો ને ! મારી દુકાનો મોજુદ છે. "

" આંધળો શું ચાહે ? "

" બે આંખો. "

" બસ થયું ત્યારે હું રાજી છું. "

" જો રાજી હો તો ત્રીજા પહોરે મારી પાસે આવો. "

ખુરશીદ ત્રીજા પહોરે આવવાનો વાયદો કરીને ગઇ, અને તેના ગયાને થોડીજ વાર થઇ હશે કે મીરઝાસાહેબ આવ્યા. મારી આવી વાતોથી મીરઝાસાહેબને ખોટું લાગ્યું હશે એવી મને શંકા થઇ હતી પણ તેઓએ આવતાંની સાથેજ મને ઓરડામાં લઇ જઇ પ્યારની સાથે બાથમાં લીધી અને પ્યાર ભર્યા ચુંબનો કરતાં કહ્યું " ખુદાતાલાએ તમારા જેવી ઉદાર પત્નિ આપી તે માટે હું તેનો લાખો કરોડોવાર આભાર માનું છું. તમોએ નવ્વાબની સાથે જે ઉદારતાનો વર્તાવ કર્યો છે તે ખરેખર બહુજ પ્રશંસાપાત્ર છે. ગરીબ બિચારા નવ્વાબ અને તેનાં બાલ બચ્ચાં ઉપર ભારે મુસીબત આવી પડી છે તેમાં તમોએ જે સહાય કરી છે તેનો બદલો ખુદાતઆલા તમને જરૂર આપશે.

અત્યારે એક વાણીઓ બસ્સો રૂપીઆના માટે નવ્વાબના ઘર ઉપર જપ્તી લાવ્યો હતો. પણ એતો ઠીક થયું કે મારા ગજવામાં ઘણા દીવસથી સો રૂપીઆની બે નોટ પડેલી હતી તે તેજ વખતે વાણીઆને આપી ને આવેલી આફતને દૂર કરી દીધી. નવ્વાબે મને ઘરમાં લઇ જઇ પોતાની બેગમનો પરદો તોડાવી નાંખ્યો, હાય ! કયા ખાનદાનની દીકરી અને કેવી મુસીબતમાં ! વ્હાલી તમને ખુદા જરૂર આ ભલાઇનો બદલો આપશે. "

"આપ પણ મારા સ્વભાવને તદન મળતા છો એ જોઇ ખુદાનો આભાર માનું છું, ખુદા આપને પણ "દેહ દર દુનિયા અને સીતેર દર આખેરત" આપશે, ગરીબ બિચારો નવ્વાબ અસલથીજ ભોળો અને ભલો છે. "

" હું ઇનશાઅલ્લાહ હમેશાં તેના કુટુંબની મદદ કરતો રહીશ. "

આ વાતચીતમાં બાર વાગ્યાનો અમલ થયો એટલે મસઉદ સ્કુલમાંથી ખાવાના માટે આવ્યો. મસઉદના આવ્યા બાદ અમો બધાએ સાથે, મળીને ખાણું ખાધું, અને જ્યારે નોકર ચાકર તથા ઉસ્તાદજી ખાણાંથી પરવારી રહ્યા એટલે મેં તેમને મારા ઓરડામાં બોલાવીને પૂછ્યું " જે કાંઇ થવાનું હતું તે તો થઇ ચૂકયું માટે કહો હવે તમારો શો ઇરાદો છો ? " આ સાંભળી ઉસ્તાદજી રડવા લાગ્યા અને રડતાં રડતાં બોલ્યા ' હવે મારો શો ઇરાદો ? મરવાના દીવસો પાસે આવી પહોંચ્યા છે. આવા સમયમાં મને કોણ પૂછશે ? મારી તો એજ ઇચ્છા છે કે મીરઝાસાહેબના આશરામાં સેવા ચાકરી કરતાં કરતાં મરૂં. "

" પણ હુમ ઢારીઓનો સંબંધ તમારાથી કેમ છુટશે ?

" નહીં કેમ છુટે ? મીરઝા સાહેબના મકાનમાં એક કોટડી આપજો તેમાં પડયો રહીશ અને તેમની સેવા ચાકરી કરી અલ્લાહ અલ્લાહ કરીશ. "

"ઉસ્તાદજી !" મેં લગાર વિચાર કર્યા બાદ કહ્યું "માત્ર પડયાજ રહેશો કે કાંઇ અલ્લાહનું કામ પણ કરશો ?"

"તમેજ બતાવો, આખરી દીવસોમાં અલ્લાહનું કાંઇ કામ થાય તે કરતાં બીજું શું ઉત્તમ હોઇ શકે."

"ખાત્રીથી કહોછો ?"

"ખરેખર, પણ પેહેલાં કામ તો બતાવો."

"જલદી કરવાની જરૂરત નથી" મેં કહ્યું "અત્યારે તમે જાવ, અને ફતેહપુરીની નીચે જે મુનશી અરજીઓ તથા દસ્તાવેજ લખે છે તેમને તથા જવહરી બજારવાળા પેલા રામપ્રસાદ સોનીને બોલાવી લાવ."

ઉસ્તાદજીના ગયા પછી મેં મીરઝાસાહેબને મારા મનના વિચારોથી જાણીતા કર્યા અને તે પછી અમે બંને જણા બહાર જવાના માટે લીબાસ બદલીને તૈયાર થઇ ગયા. તરતજ નોકર મોકલીને બે ગાડીઓ મંગાવી એટલામાં ઉસ્તાદજી, મુનશીજી અને રામપ્રસાદ સોનીને લઇને આવી પહોંચ્યા. મીરઝાસાહેબ અને હું પરદાવાળી ગાડીમાં સવાર થયા અને બીજી ગાડીમાં ઉસ્તાદજી, રામપ્રસાદ સોની અને મુનશીજી બેઠા. રામપ્રસાદ અને મુનશીજીએ પોતાને શા માટે બોલાવ્યા છે તે બાબે પૂછ્યું પણ મેં તેમને કાંઇ ખુલાસો ન કરતાં સાથે આવવાનું કહ્યું–અમારી ગાડીઓ ચાલી અને કાશમીરી દરવાજે થઇ સીકન્દરસાહેબની કોઠીની સામે બંગાલ બેંકના દરવાજા પાસે ઉભી. ગાડી ઉભી રહેતાંજ મીરઝાસાહેબ બેંકના મકાનમાં દાખલ થઇ વડા મેનેજર જે એક યુરોપીઅન હતો તેની પાસે ગયા. અને થોડીવાર પછી યુરોપીઅન મેનેજર કલાર્કની સાથે મારી ગાડી આગળ આવ્યો. પેલા યુરોપીઅને મારી ગાડીની પાસે આવી એક કાગળમાં જોઇને પૂછ્યું–

"વૅલ ! ગવહરજાન ઉર્ફે ગવહરબેગમ તુમારા નામ હય ? અસગર મીરઝા તુમારા શવ્હર હય ?

"જીહા મારૂંજ નામ છે." મેં ગાડીમાંથી જ ધીમા સ્વરે જવાબ આપ્યો. "અને આ મીરઝાસાહેબ મારા તનમનના માલેક છે."

"યે પચાસ હઝારકે દાગીને ઔર બીસ હઝારકે બઢીયું કે કટરેકે દો મકાન તુમ બેંકમેં જમા કરતી હો?"

"જીહા, હું બેંકમાં જમે કરાવું છું. મારા ઘરના દસ્તાવેજ આ મુનશીજીએ લખ્યા છે અને મારા દાગીના રામપ્રસાદ સોનીએ બનાવ્યા છે તથા એની મારફતે ખરીદ કરેલા છે તેથી હું તેમને મારા સાક્ષી તરીકે રજુ કરૂં છું."

"વેલ, તુમ ઇસ કુલ રૂપીયેકો ખેરાતી કામમેં લગાયગા, ઔર અપને લીયે કુચ્છ નહીં માંગેગા?"

"જી નહીં, મને આ મિલકતમાંથી પાઈ પણ ન જોઈએ."

"વેલ, બતાના માંગતા હય કે, યે મીલકત કીસ ખેરાતી કામમેં લગાયગા?"

"આ વાત હું મ્યુનીસીપલ કમીટીમાં કરીશ."

"નહીં, ઇધરભી બોલના માંગતા હય."

"હું મારી મિલકતમાંથી એક અનાથાશ્રમ બનાવવાની ઇચ્છા રાખું છું, અને બદચાલની સ્ત્રીઓ હરામનાં બાળકોને પોતાની બદનામીના સબબે નદી નાલામાં અથવા ઉજ્જડ જગ્યાએ ફેંકી દઇ મારી નાખે છે, તેવાં હરામનાં બાળકોને તે આશ્રમમાં ઉછેરવામાં આવે અને તેમને પાળીપોષી, મોહટા કરી, ભણાવી ગણાવી ધંધા રોજગારમાં નાખવામાં આવે. એ સિવાય જે બદચાલની સ્ત્રીઓ અથવા વેશ્યાઓ ખરાબ બીમારીઓમાં સપડાઈ હજારો વેદનાઓ ઉઠાવી મોતને શરણુ થાય છે તેવી સ્ત્રીઓ માટે સરકારી હોસ્પીટલમાં એક ખાસ રૂમ બનાવવો અને તેમાં કાળજી પૂર્વક તેમનો ઇલાજ કરવો. બસ, હું મારી મિલકતનો ઉપયોગ આ બે કામમાં કરવા માગું છું."

પેલા યુરેપીઅને મારી આ સ્કીમ સાંભળી મને શાબાશી આપી અને તે બાદ દરદાગીના તથા ઘરની કીંમત આંકી ઉપલી શરત સાથે મારા ખાતે જમે કરી અને મને તેની પહોંચ આપી. એટલે હું ત્યાંથી પહોંચ લઇ મીરઝાસાહેબની સાથે ગયુ. કમિટીમાં પહોંચી, પહેલાં તો ત્યાં કેટલાક મેમ્બરોએ મારી આ શરત સાંભળીને મશ્કરી કરી, પરંતુ ફરી લગાર વિચાર કર્યા બાદ બધાએ મારી તારીફ કરીને મારી અરજી મંજુર કરી લીધી. અમે આ મહાન કાર્યથી પરવારીને લગભગ ચાર વાગે ઘેર આવ્યા. ઘેર આવતાં મેં ખુરશીદને બેઠેલી જોઇ એટલે બીજા બધા લોકોને ખસેડી ખુરશીદ તથા ઉસ્તાદજી સાથે નીચલી વાતચીત કરી.

"ઉસ્તાદજી! તમોએ જોયું? હું મારી મિલકતનો કેવી રીતે ઉપયોગ કરૂં છું માટે જો તમે ખુરશીદની સાથે અનાથાશ્રમ અને હોસ્પીટલમાં રહી, અનાથ બાળકો અને બીમાર અબળાઓની સેવા ચાકરી કરવાનું માથે લેતા હો તો હું તમારી જીંદગી સુધીના ગુજરાન માટે પંદર રૂપીયા માસીકની આવકવાળી મિલકત જુદી કાઢી આપવા રાજી છું. ખુદાતઆલા આવા નેક કામનો આખેરતમાં તમને જે બદલો આપશે તે તો જાહેર જ છે; પરંતુ દુન્યામાં પણ આબરૂ ઇજ્જતની સાથે તમારૂં ગુજરાન ચાલશે."

"કેવો અનાથાશ્રમ અને કેવી હોસ્પીટલ!" ખુરશીદે પુછયું.

"લગાર ધીરજ ધરો. પહેલાં ઉસ્તાદજીનો જવાબ સાંભળવા દો." મેં કહ્યું "કહો ઉસ્તાદજી શી મરજી છે?"

"તમારી એવી ઇચ્છા છે કે હું અનાથાશ્રમમાં હરામના બાળકોની પરવરીશ કરૂં?"

"કેમ, એમાં શું છે?"

"હરામના બાળકોની પરવરીશ કરતાં મને તો શરમ આવે છે."

"ઉસ્તાદજી! આ બોલતાં તમને શરમ નથી આવતી? મારે મોહડેથી શું કરવા કહેવડાવો છો? એક વેશ્યાને દીકરી કહી ફરી નીચ પણ માલદાર મુસટંડાઓથી મેળવતાં શરમ ન આવી અને હવે આ નેક કામમાં શરમ આવે છે?"

"આ કરતાં તો મને હોસ્પીટલનું કામ સોંપો કે ત્યાં વાતચીત કરવાનું તો મળશે."

"ઉસ્તાદજી! ખરી વાત છે, "ટાઢ જાય રૂવે અને આદત જાય મુવે" હોસ્પીટલમાં માંદી સ્ત્રીઓ આવશે તેમનાથી દીલ બહેલાવવાની ઇચ્છા હશે કેમ?"

"ના, ના, એમ તો નહીં" ઉસ્તાદજી લગાર વિચાર કરીને બોલ્યા "મને તમારી આજ્ઞા મંજુર છે."

ઉસ્તાદજીએ અનાથાશ્રમમાં રહેવાનું મંજુર કરી લીધું એટલે મેં ખુરશીદને અનાથાશ્રમ તથા હોસ્પીટલની સઘળી હકીકત ખુલાસેવાર બયાન કરી જે સાંભળી તે અનાથ બાળકોની પરવરિશ માટે રાજી થઇ ગઇ પરંતુ પોતાની સાથે પોતાના ઘરડા ઉસ્તાદ ચુન્નેખાન પણ રહેશે એવું આજીજીની સાથે માંગી લીધુ જે મેં મંજુર કર્યું, અને તે બાદ એક બે દીવસમાં ઉસ્તાદજી અને ખુરશીદના ગુજારા માટે યોગ્ય બંદોબસ્ત કરી આપ્યો. મારા ઘરનું બધું ફરનીચર તથા સરસામાન અનાથાશ્રમમાં મોકલી દીધો અને પંદર દીવસની અંદર બાકાયદા લખત પડત કરીને અને કેટલીક ઉપરી સતા મારા હાથમાં રાખી અનાથાશ્રમ ઉઘાડયો.

જે દીવસ મીરઝા સાહેબ નોકરી ઉપર જનારા હતા તે દીસેવ મેં મારા નોકર ચાકરીને સારીપેઠે રાજી કરી રજા આપી જો કે તેઓ તો હમેશ માટે મારી સાથેજ રહેવા ચાહતા હતા; પણ મીરઝાસાહેબે વેશ્યાના ઘરમાં રહેલા નોકરોને ગૃહસ્થ ઘરમાં રાખવાનું યોગ્ય ન ધાર્યું તેથી તેમને વિદાય કરી દીધા. ઉસ્તાદજી અને ખુરશીદને કેટલીક અગ-

ત્યની ભલામણો કરી તથા મારા ઘરમાંથી બધો સરસામાન અનાથાશ્રમમાં મોકલાવ્યો અને મીરઝા સાહેબના લાવેલાં લુગડાં પહેરી મારી દીકરી અખતરની આંગળી પકડી ગાડીમાં સવાર થઇ ગઇ. પાકપરવરદિગારે મને પાક સાફ બનાવી તે માટે તેના હજારો આભાર માનતી ગોડગાઉં આવી પહોંચી.

મીરઝાસાહેબની પાસે જે બસ્સો રૂપીઆ હતા તે તેઓએ નવ્વાબ અખતર ઝમાનના લેહેણદારને આપી દીધા હતા. મેં મારી મિલકતમાંથી એક પાઇ પણ લીધી નહોતી, તેથી અમે ઘણીજ ગરીબી હાલતે ગોડગાઉં પહોંચ્યા. તોપણ આવી ગરીબીની હાલતમાં હું મને પોતાને બહુ મોહટી માલદાર સમજતી હતી અને અખતર તથા મસઉદને મારી પુંજી સમજી તેમને રમતાં જોઇ આનંદ પામતી હતી. મીરઝાસાહેબના કેટલાક ઓળખાણવાળાને મીરઝાસાહેબે વેષ્યાની સાથે લગ્ન કર્યું છે એ વાતની ખબર થઇ હતી અને તે સાથેજ તે વેષ્યાએ પોતાની માલમિલકતમાંથી એક પાઇ પણ લીધી નથી, એ ખબર પણ પહોંચી હતી, તેથી તેઓના મનમાં અમારા તરફ બહુ મોહટી લાગણી પેદા થઇ હતી. તેઓ બધા મને પોતાના કુટુંબ કબીલાથી મેળવી ઐક્યતા વધારવાની ઇચ્છા રાખતા હતા, પરંતુ હું મને પોતાને ગૃહસ્થ કુટુંબ કબીલામાં જવાને લાયક સમજતી ન હોવાથી લગાર અચકાતી હતી. અમોએ ગોડગાઉંમાં આવીને ઘણીજ સાદી જીંદગી ગુજારવા માંડી, ઘરની બહાર દેવડી ઉપર મીરઝાસાહેબનો એક જુનો નોકર હતો અને ઘરના કામકાજ માટે એક મામા રાખી લીધી હતી. આવી રીતે દીવસો પસાર થવા લાગ્યા. ડેપ્યુટી કમીશ્નર સાહેબ મીરઝાસાહેબના નોકરી ઉપર હાજર થતાંજ ડીષ્ટ્રીકટમાં જનાર હતા પરંતુ પંદર દીવસના માટે તેઓએ ડીસ્ટ્રીકટમાં જવાનું માંડી વાળેલું હોવાથી મીરઝાસાહેબને લગાર આરામ મળ્યો એટલે તેટલી મુદતમાં મેં ઘરને સાફસુફ કરી સાદું ફરનીચર ગોઠવી

દીધું. અમોને ગોડગાઉંમાં આવ્યાને દસેક દીવસ ગુજર્યા હશે કે એક દીવસ સાંજરે મીરઝાસાહેબ ઉદાસ ચહેરે કચેરીમાંથી આવ્યા અને આવતાંની સાથેજ કાંઈપણ બોલ્યા ચાલ્યા વિના લુગડાં ઉતારી આરામ ખુરશી ઉપર બેસી ગયા. તેમના ચહેરા ઉપર દીલગીરીની આબાદ છાપ દેખાતી હોવાથી હું બેચેન બનીને તેમની પાસે બેસી ગઇ અને આવી રીતે દિલગીર થવાનું કારણ પૂછયું ત્યારે તેઓ નિશ્વાસ નાંખીને બોલ્યા—

"કોણ જાણે મારા કયા દુશમને ડેપ્યુટી કમીશ્નર સાહેબને ભરમાવી દીધા છે કે, તેઓએ મને અત્યારે બોલાવીને કહ્યું "જો અમને પહેલાંથી તમારાં ચાલચલણ બાબે ખબર પડી હોત તો અમે તમને પ્રમોશન આપત નહીં" આટલું કહીને તેઓએ કાલે સહવારે બંગલા ઉપર બોલાવ્યો છે. જોઇએ કાલે શું થાય છે? જે ખુદા કરે તે ખરૂં."

બીજે દીવસે પગાર મળવાનો હતો અને મને ગૃહસ્થ બન્યા પછી પહેલીજ વખતે શવ્હરની કમાઇનો પગાર મળવાનો હોવાથી હું એ દીવસ અગાઉથી આનંદમાં મલકાઇ રહી હતી તેટલામાં મીરઝા સાહેબે સંભળાવેલી હકીકત સાંભળી મારી દીલગીરીનો પાર રહ્યો નહીં. તોપણ મેં મીરઝાસાહેબને દીલાસાના શબ્દો કહી પાકપરવરદિગાર ઉપર ભરૂસો રાખવાને કહ્યું. તે દીવસે અમો બંનેથી રાતનું ખાણુ પણ બરાબર ખવાયું નહીં. અને કાલે સહવારે શું થશે એનાજ પરેશાની ભર્યા વિચારોમાં પલંગ ઉપર સુવાને ગયા. પણ ઉંઘ કયાંથી આવે? આખી રાત પાકપરવરદિગારની જનાબમાં દોઆઓ માંગતા વીતી. સહવારમાં જલદી જલદી નાશ્તો કરી મીરઝાસાહેબ સાહેબને બંગલે ગયા અને જ્યાંસુધી તેઓ પાછા ફર્યા નહીં ત્યાંસુધી હું ઘણીજ બેચેન રહી. લગભગ દશ વાગ્યાના શુમારે તેઓ, સાહેબને બંગલેથી પાછા આવ્યા અને જયારે મેં તેમનો ચેહરો આનંદમય જોયો ત્યારે

મારી પરેશાની દુર થઇ. સાહેબે શું શું પુછયું તે પુછવા માટે મારૂં મન તલપી રહ્યું હતું એ જોઈ મીરઝાસાહેબે કોટ ઉતારીને કહ્યું-

" અલ્લાહતઆલાએ બહુ મોહટો ફઝલ કર્યો છે માટે તેનો આભાર માનો."

"સાહેબ સાથે શું શું વાતો થઈ તેતો કહો."

"જ્યારે હું સાહેબને બંગલે ગયો અને સાહેબે મને પોતાની પાસે બોલાવ્યો ત્યારે મેં તેમને અદબની સાથે સલામ કરી. પણ સાહેબે સલામ લીધી નહીં અને આંખો ફેરવીને મને પૂછયું " વેલ! હમને તુમકો ઇસ લિયે બુલાયા હય કે તુમ કિસ ઓરતકો લાયા હે? હમને સુના હય કે વો ઓરત રંડી હય."

"આપ નામદાર મારા સરદાર છો, હું આપની આગળ લગારે જુઠું નહીં બોલું."

"તો બોલો, યે ઓરત કોન હે? ઓર તુમારે સાથ કયોં આઇ હે?"

"બેશક, આપે સાંભળ્યું તેજ પ્રમાણે આ સ્ત્રી પ્રથમ વેશ્યા હતી, પરંતુ તેણે ખરાબ કામોથી તવબા કરી પોતાની બધી માલમિલકત અનાથાશ્રમ અને હોસ્પીટલમાં આપી દઇ મારી સાથે આવી છે. મેં તેની સાથે અમારા ધર્મનાં ફરમાન અનુસાર નિકાહ કરી લીધા છે, અને અહિં આપ જેવા સરદારોની મહેરના ભરૂસા ઉપર ધણીયાણી બનાવીને લાવ્યો છું."

આ સાંભળી સાહેબે ઘણીવાર સુધી ચૂપકીદી ધારણ કરી અને તે બાદ બોલ્યા "હમ આજ હી ડિપ્ટી કમીશ્નર સાહેબ દેહલીકો ચિઠ્ઠી લિખતા હે, અગર જયસા તુમ બોલા વો સહી હુવા તો હમ તુમકો ઓર તુમારી ઓરતકો ઇનઆમ દેગા; ઓર જુઠ હુવા તો નોકરી પરસે બર તરફ કરેગા.

મીરઝા સાહેબના મુખથી આટલું સાંભળતાંજ મારી ખુશીનો પાર રહ્યો નહીં. તરત જ નોકરને મોકલી હઝરત વડા પીરની ન્યાઝ અને હઝરત બીબીની પુડીયા તથા બાબા ફરીદ શકરગંજની શાકર મંગાવી ન્યાઝ દેવડાવી અને તે બાદ અમો બંને જણાએ ખુદાનો આભાર માન્યો અને આનંદની સાથે ખાણું ખાધું. સાંજરે પગારના રૂપીઆ આવ્યા એટલે મેં પ્રથમ શુકરાનાની નિફલ અદા કરી અને ફરી રૂપીઆ પેટીમાં મૂકયા. મીરઝાસાહેબના કહેવાથી પહેલા પગારમાંથી પંદર રૂપીઆ યતીમખાનામાં મોકલ્યા અને દશ પંદર મસ્જીદના મુલ્લાંઓને ખવડાવ્યા.

આ વાતને આઠેક દીવસ થયા હશે કે એક દીવસે બપોરના એવાગે મીરઝાસાહેબની કચેરીમાંથી લખેલી ચિઠ્ઠી આવી. જેમાં માત્ર એટલું જ લખ્યું હતું કે "મારા સાહેબની મડમ બરાબર ચાર વાગ્યાના અમલે તમોને મળવા આવશે માટે ઘરમાં બરાબર સાફસુફ રાખજો." ઘરમાં સફાઈ રાખવાની તો મને પહેલાંથીજ ટેવ હતી તેથી કાંઈ સાફસુફ કરવાનું તો નહોતું તો પણ ટેબલ ખુરશીને સાફ કરી પલંગ ઉપર ધોએલી ચાદરો અને નવી શેતરંજી પાથરી દીધી પછી મે પણ લૂગડાં બદલ્યાં. આ કામથી પરવારીને મસઉદ તથા અખતરને સાફ લુગડાં પહેરાવ્યાં અને મડમ સાહેબની વાટ જોતી બેઠી. બરાબર ચાર વાગ્યાના અમલે મીરઝાસાહેબ આવ્યા અને તેમની સાથે સાથે મડમસાહેબ પણ ઘરમાં દાખલ થયાં. મેં મડમસાહેબને ચોક સુધી જઈને આવકાર આપ્યો. મડમસાહેબે મારી મીઝાજ પુરસી કરી હાથ મેળવ્યો અને તે બાદ અંદર આવી ખુરશી ઉપર બેઠક લીધી. મડમસાહેબ અવલાદની બાબતમાં બેનસીબ રહેલાં હોવાથી તેઓએ પોતાની બેઠક લેતાંજ અખતર અને મસઉદને જોઈને પોતાની સુફીયાની ઉર્દુ ભાષામાં પૂછ્યું—

"યે લરકી આપકા હે? બોત અચ્છાવાલા હે, યે લરકેકો તો હમ સ્કુલમે દેખા, લેકિન લરકી નહીં દેખા."

"જી હા, હુઝુર આ આપની કનીઝ છે" મેં કહ્યું.

"કનીઝ કીસે બોલતા હય?" મડમસાહેબે મીરઝાસાહેબને પૂછ્યું.

"દાસીને કહે છે" મીરઝાસાહેબ બોલ્યા "મોહટા લોકોની સામે નાહનાઓની ઓળખાણ કરાવતાં એવીજ રીતે કહેવાનો અમારામાં ધારો છે."

"નહીં, કનીઝ નહીં, યે તો મલેકાકા માફક માલુમ હોતા હય."

"આપે મારા જેવી અદનાને ઘેર પધારી મારા ઉપર જે નવાઝિશ કરી છે તે માટે હું આપનો આભાર માનું છું" મેં કહ્યું "આપના પધારવાથી મને બહુ મોહટું માન મળ્યું છે."

મડમસાહેબ મારાં આ વાક્યોના અર્થ સમજી શક્યાં નહીં, પણ મીરઝાસાહેબે સારી પેઠે સમજણ પાડી ત્યારે હસતાં હસતાં બોલ્યાં. "નહીં હમ તુમારા એહસાન માનતા હય કે તુમને હમસે મુલાકાત કીયા, તુમ બોહોત બડા ઓરત હય." મેં તેના જવાબમાં ઘણીજ નરમાશથી મડમસાહેબની મહેરબાનીનો શુકરીઓ અદા કર્યો તે બાદ મડમસાહેબે કહ્યું—

"આપને સારા રૂપીયા ખેરાતી કામમેં દે દીયા, વિલાયતમેં અયસા ઓરત બોત અચ્છા સમઝા જાતા હય, હમ આપકા તસવીર અપના બેહેન કે પાસ વિલાયત ભેજના માંગતા હય."

"એ બધી આપની કદરદાની છે, નહીં તો હું મારામાં કોઇ પણ જાતની લાયકાત જોતી નથી.

"આપ અપના તસવીર મહેરબાનીસે દે સકતા હે?"

મારી પાસે મારી તસવીર નથી, એમ હું કહેવા ચાહતીજ હતી કે મીરઝાસાહેબે તરતજ પોતાની પેટી ઉઘાડી અને તેમાંથી મારી તસવીર કાઢી લાવ્યા, જેમાં હું પગથી તે માથા સુધી ઘરેણાં તથા કારચોબથી ભરેલી પીશવાઝ પહેરીને ઉભી હતી તે લાવીને

મડમસાહેબના હાથમાં આપી. આ તસવીર મીરઝાસાહેબની પાસે ક્યાંથી આવી તેની મને ખબર ન હોવાથી હું ભારે અજાયબીમાં પડી. મડમસાહેબે તસવીર અને મારો મુકાબલો કરીને મને કહ્યું—

"આપ તો અબ ઓર તરાહકા કપડા પહેનતા હય, ઓર ઝેવરભી નહીં પહેનતા ?"

આ સાંભળી શરમથી મેં ગરદન ઝુકાવી લીધી એટલે મીરઝાસાહેબે ઘણીજ સફાઇથી સમજણ પાડતાં મડમસાહેબને કહ્યું—

"જ્યાંસુધી એઓ મારી સાથે લગ્નગાંઠથી જોડાઇને પવિત્ર નહોતાં થયાં ત્યાંસુધી આવો લીબાસ અને ઘરેણાં પહેરતાં હતાં, પરંતુ તેઓ હવે પવિત્ર થઇ ચુક્યાં છે તેથી આવા લીબાસથી પરહેઝ કરે છે. વળી આ તસવીરમાં પહેરેલાં બધાં ઘરેણાં તેઓએ ખેરાતના કામમાં આપી દીધાં છે."

આ સાંભળી મડમસાહેબે કહ્યું" અચ્છા અબ હમ સમજા, યે કપડા અબ નહીં પહેના જાતા" ફરી મને પૂછ્યું "આપ ઝેવર પહેનના નહીં માંગતા ?"

"ઘરેણાં પહેરવાં તો બધા સ્ત્રીઓને ગમે છે." મેં મીરઝાસાહેબની તરફ ઇશારો કરતાં કહ્યું "અલ્લાહ એમને સલામત રાખે, એમના પ્રતાપે ઘણાએ ઘરેણાં પહેરીશ."

"દેખો" મડમસાહેબ બોલ્યાં "આજ દેહલીકે ડિપ્ટીકમીશ્નર સાહબકા ચિઠ્ઠી હમારે સાહબકે પાસ આયા, વો તુમારા બોત તારીફ લીખા. હમારા સાહબ અસગર મીરઝાસે બોત ખુશ હુવા. વો બોલતાથા કે હમ ઇસ્કો જલ્દ ડિપ્ટી કરા દેગા. ફિર હમકો બોલા કે તુમ ઇનસે મુલાકાત કરો ઓર હમેશાં ખ્યાલ રખો કે ઉનકો કિસી તરાહકા તકલીફ ન હો, ઇસલિયે હમ યહાં આયા. અબ હમારા ખુશી હય કે તુમ મેરેજ પ્રેઝંટ (લગ્નની ભેટ) સમઝ કર હમારી તરફસે ઇસકા (ગજવામાંથી એક નોટ કાઢીને મને આપતાં) ઝેવર બનવાવ.

આપકો યે ઝુરૂર મન્ઝુર કરના હોગા દેખો હમ તુમારે ઘર આયા હય. ”

મેં મડમસાહેબની પાસેથી નોટ લેવાને બહુ ઇન્કાર અને આનાકાની કરી પરંતુ મડમસાહેબ તે નોટ આપ્યા વિના રહ્યાં નહીં. મીરઝાસાહેબે પણ લાચાર બનીને નોટ લઇ લેવા માટે કહ્યું એટલે મેં સલામ કરીને નોટ લઇ લીધી. તે બાદ થોડીવાર વાતચીત કરી મડમસાહેબ વિદાય થયાં.

નોટ લીધા પછી મને વિચાર આવ્યો હતો કે બહુ બહુ તો સો રૂપીઆની નોટ હશે પણ મડમસાહેબના જવા પછી નોટ જોઇ તો તે પાંચસો રૂપીઆની નીકળી. આ જોઇ મેં ખુદાનો આભાર માનવાની સાથે મડમ સાહેબની ઉદારતા ઉપર આફ્રીન કહી. જ્યારે મડમસાહેબને ગાડી સુધી પોંહચાડીને મીરઝાસાહેબ ઘરમાં આવ્યા તો તેઓએ પ્રથમ નોટ કેટલા રૂપીઆની છે એ બાબે સવાલ કર્યો જેના જવાબમાં માત્ર મીરઝા સાહેબનું દિલ જોવા માટે મેં મોહડું બનાવીને કહ્યું "વીસ રૂપીઆની" આ સાંભળી મીરઝાસાહેબ ફીકા પડી ગયા પણ તે સાથેજ બોલ્યા "ચાલો ગમે તેટલાની હોય એની પરવા નથી, પરંતુ સાહેબ મારાથી રાજી થઇ ગયા એ બહુ મોહટી ખુશીની વાત છે. સાહેબ અને મડમસાહેબની વાતોથી જણાય છે કે તેઓ મને પ્રમોશન આપવાની ઇચ્છા રાખે છે ” તે બાદ મેં જ્યારે પાંચસોની નોટ મીરઝાસાહેબને બતાવી ત્યારે તેઓની ખુશીનો પાર રહ્યો નહીં, તરતજ તેઓએ મને મુબારકબાદી આપતાં કહ્યું "કાલને કાલ આ નોટનું સોનુ ખરીદ કરી જણસો બનાવવાને આપો."

ગોડગાઉમાં અમન ચેનથી દોઢવરસ પસાર થઇ ગયું. દીલ્લીમાં અનાથ આશ્રમ અને હોસ્પીટલમાં વોર્ડ કાયમ થયાની ખબર મળતાં હું દીલ્લી જઇને જોઇ આવી. ખુરશીદ અને સુન્નેખાન તથા ઉસ્તાદજી અનાથઆશ્રમ અને હોસ્પીટલમાં સારી પેઠે સેવા ચાકરી કરતાં હતાં.

અનાથઆશ્રમનું કામ શરૂ થતાજ નામદાર સરકાર તરફથી મારા નામની સારી સર્ટીફીકેટ આવી જેમાં મારા સખાવતી કામનો સ્તુતી કરી હતી. એ સિવાય અંગ્રેજી નવું વરસ બેસતાંજ નામદાર સરકાર તરફથી વહચાતા ખિતાબોના લીસ્ટમાં મારૂં નામ પણ આવ્યું અને મને કયસરેહીંદનો પેહલા વર્ગનો સોનાનો ચાંદ મળ્યો. આ ખુશાલી કાંઇ નાહની સુની નહોતી. મીરઝાસાહેબના બધા મિત્રો તરફથી મુબારકબાદીના તારો મળ્યા. હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબે પણ આ ખુશાલીના પ્રસંગે તારથી મુબારકબાદી આપી મારા માટે ભલી દોઆઓ ઇચ્છી. કયસરેહીંદનો ચાંદ મળ્યા પછી હું ધીમે ધીમે ગોડગાઉંના રહીશો અને અમલદાર વર્ગના કુટુંબમાં છુટથી ભેળાવા લાગી, અને આવી રીતે ખુશી ખુશાલીમાં દીવસો પસાર થવા લાગ્યા. ઘરનું ખરચ હું ઘણીજ કરકસરથી કરતી હોવાથી મહીને દહાડે પચાસ રૂપીઆ ખરચ થતા હતા અને બાકીના રૂપીઆ જમે રહેતા હતા. થોડીજ મુદતમાં મારી પાસે થોડા ઘણા દરદાગીના અને લુગડાં લતાં થઇ ગયાં. મીરઝાસાહેબ એક વરસ પછી કાયમ સીરસ્તેદાર થયા. આવી રીતે અમો નાહના કુટુંબની સાથે હસી ખુશીથી રેહતાં હતાં.

મેં આગળ વર્ણન કર્યું તેવી રીતે ગોડગાઉંમાં દોઢ વરસ પસાર થયું હશે કે એટલામાં ડેપ્યુટી કમીશનર સાહેબે વીલાયતની તૈયારી કરી. અને માત્ર આઠ દીવસમાંજ ડોકટરની સર્ટીફીકેટ લઇ વીલાયત રવાને થઇ ગયા. જતી વખતે મડમસાહેબ મારાથી મળવાને પધાર્યા અને મારા બન્ને બાળકોના હાથમાં સો સો રૂપીઆની નોટો આપી ગયાં. સાહેબ બહાદુરે વિલાયત જતાં પહેલાં મીરઝાસાહેબને ડિપ્ટી બનાવવા માટે બહુજ ભાર દઇને લખાણ કર્યું હતું. તેથી અમે રાત દીવસ ડિપ્ટીના ઓર્ડરની વાટ જોવા લાગ્યાં.

હું આ લખતાં તો ભુલીજ ગઇ કે દીલ્હીથી ગોડગાઉં આવ્યાને બે ત્રણ માસ થયા હશે કે એક દીવસે ખુરશીદવાલા મીરસાહેબનો એક

કાગળ મને મળ્યો, જેમાં તેઓએ લખ્યું હતું કે " મેં મારી મતલબ સાધવાને માટે ખુરશીદનો મેલાપ નવ્વાબથી કરાવી આપ્યો હતો. જેથી આપ મારા ઉપર ગુસ્સે થયાં હતાં પણ આપે મારા આટલા વાંકના બદલામાં મને બહુ સખત સજા કરી છે. જોકે હું આપનો ગુનેહગાર છું અને તે ગુનાહની સજા મને મળવીજ જોઇએ પરંતુ આપે સજા કરવાની જે રૂઢી અખત્યાર કરી છે તે મારા જેવો ન સહન કરી શકે તેવી છે. જ્યાં આપે તવબા કરીને પવિત્ર જીંદગીની શરૂઆત કરી છે ત્યાં આપ મારા ગુનાહની માફી બક્ષી ખુરશીદને મારાથી વિખુટી ન પાડત તો બહુ મોહટી મહેરબાની થતે અને ખુદાતાલા પણ આપને તેનો નેક બદલો આપતે, ખુરશીદે આપના ફરમાવ્યા મુજબ મારી સાથે નિકાહ સંબંધી વાતચીત કરી હતી પરંતુ કેટલાક કારણસર મેં નિકાહ કરવા બાબે ઇનકાર કર્યો; પણ ખુરશીદને તેની મુસીબત અને સંકટમાં હું તજી દઉં એવા વિચારને મેં મારા દિલમાં કદીએ જગ્યા આપી નહોતી. પરંતુ હવે તે પોતેજ મારાથી જુદી થઇ ગઇ છે અને તેનું મળવું કઠન થઇ પડયું છે કોણ જાણે આપે શું જાદુઇ મંત્ર પઢીને એના કાનમાં ફુંક મારી છે કે તે મારૂં નામ સરખું પણ લેતી નથી અને દરવખતે અનાથ બાળકોની સેવા ચાકરીમાં મશગુલ રહે છે. હું તેને જોવા માટે એક બે વખતે અનાથઆશ્રમમાં ગયો અને જ્યારે તેને મારા આવવાની ખબર પડી ત્યારે મારાથી મળવા માટે ઇનકાર કરી દીધો. હવે આપ પોતેજ કહો કે હું શું કરૂં? અગર ખુરશીદ અનાથાશ્રમમાં પોતાને સુખી થએલી સમજે છે અને મને મળવા ચાહતી નથી તો હું સબર કરીશ અને તેને દુઃખ પોંહચે તેવી કોઇ પણ વાત કરીશ નહીં. પરંતુ આ પત્ર પૂર્ણ કર્યા પહેલાં આપની માફીનો ઉમેદવાર છું. આશા છે કે આપ મારી ભુલોને માફ કરી આભાર કરશો. "

મીરસાહેબના આ પત્રના જવાબમાં હું પાછલી વાતો તદન વીસરી ગઇ છું એ બાબતની ખાત્રી આપી અને તે સાથેજ તેમના

મનમાં કાંઇ ઓછું ન આવે તેટલા માટે ખુલ્લા દિલથી માફી બખશી. વળી તે પત્રમાં આગળ ચાલતાં લખ્યું કે "ખુરશીદ ખુશી આનંદમાં રહે છે માટે તમે તેનો ફેંટો મુકી દો. પણ જો તમે નિકાહ કરવા ચાહતા હશો તો હું ખુદા રસુલના હુકમ પ્રમાણે તમો બંનેને મેળવી આપવાને મારાથી બનતી કોશીશ કરીશ."

મીરસાહેબને લખેલા કાગળનો જવાબ ન આવ્યો. એક વખતે હું દીલ્લી ગઇ તો મીરસાહેબના આવવાની ખબર ખુરશીદે આપી. પણ તે તેમને નિકાહ કર્યા વિના મળવાને રાજી નથી, ખુરશીદે પોતાની એ ઇચ્છા જાહેર કરી જે સાંભળી મને ઘણીજ ખુશી થઇ.

મીરઝાસાહેબનો ઉપરી ડેપ્યુટી કમીશનર સાહેબ વીલાયત રજા ઉપર ગયો તેની જગ્યાએ અમ્રતસરનો ડેપ્યુટી કમીશનર આવ્યો. મજકુર અમ્રતસરના ડેપ્યુટી કમીશનરની સાથે અમ્રતસરના તેહસીલદાર સાદિકઅલીની ઘાડી મિત્રતા હતી. વાંચકો એ સાદકઅલી કયા, તે તમે જાણો છો? એ સાદિકઅલી તેજ, કે જેઓ મીરઝા સાહેબના મિત્ર ડિપ્ટીસાહેબના નામે ઓળખાતા હતા અને જેઓ મારી જુવાનીની શરૂઆતમાં મને બહુ દુઃખ દેનારા સાબિત થયા હતા, જેઓ દુર્ગાપાતરને ચાહતા હતા અને જેમની પાસે દુર્ગાપાતર અમ્રતસર ગઇ હતી, તેજ ડિપ્ટી સાહેબ અથવા સાદિકઅલીની સાથે ડેપ્યુટી કમીશનરની મિત્રતા હોવાથી તેણે આવતાંની સાથેજ સર સીફારશ કરીને ડિપ્ટીસાહેબની બદલી ગોડગાઉં કરાવી લીધી એટલે પંદર વીસ દીવસમાં તેઓએ ગોડગાઉં આવી તેહસીલદારનો ચાર્જ સંભાળી લીધો. મીરઝાસાહેબની સાથે મેં નિકાહ કરી લીધા એ વાતની જ્યારે ડિપ્ટીસાહેબને ખબર પડી હતી ત્યારે તેઓના મનમાં મીરઝા સાહેબની તરફ લગાર અદેખાઇ પેદા થઇ હતી; પરંતુ હું એક પાઇ પણ સાથે લઇને મીરઝા સાહેબના ઘરમાં આવી નથી એ વાતની ખબર પડતાં તેઓ નરમ પડયા હતા પણ તેઓ પોતે લગાર ઉછાછલા સ્વભાવના હોવાથી

મારા નિકાહ કરી લેવાને સારી નજરે જોતા નહોતા. જ્યારે તેઓ ગોડ ગામમાં આવ્યા ત્યારે અમારે ત્યાંજ ઉતર્યા. મીરઝાસાહેબ સીરસ્તેદાર અને તેઓ તેહસીલદાર ! નહાનપણના બન્ને મિત્રો એક જગ્યાએજ અમલદાર હોવાથી દીવસો આનંદમાં પસાર થવા લાગ્યા. જોકે ડિપ્ટીસાહેબથી હું પરદો કરતી હતી પણ તે નામનોજ પરદો હતો. ડિપ્ટી સાહેબ મારી દીકરી અખતરને જેનું નામ ફેરવીને જમીલા રાખ્યું હતું તેને ઘણુંજ હેતની નજરે જોતા હતા. તેનો પાઠ સાંભળી નવો પાઠ આપતા હતા અને દર વખતે બજારમાંથી તેના માટે ફળફલાદી લાવતા હતા. ડિપ્ટીસાહેબ મારા નિકાહ કરી લેવાને બાળકોના રમત સમજી હું મારા પાકા ઇરાદામાંથી ડગી પણ જાઉં એવી ધારણા રાખતા હોવાથી એક દીવસે મીરઝાસાહેબની ગેરહાજરીમાં મારી સાથે મશકરીની વાતો કરવા લાગ્યા. જે સાંભળી મેં લગાર ગુસ્સાની સાથે જણાવી દીધું કે "ડિપ્ટીસાહેબ ગુજરેલી વાતોને વિસરી જાઓ. હવે તો હું તમને મારા સગાભાઇની પેઠે સમજું છું માટે એક ભાઇએ બહેનની સાથે મશકરી કરવી ન જોઇએ." ડિપ્ટીસાહેબ આ સાંભળતાંજ ચુપ થઇ ગયા, અને તે પછી તેઓએ કદી પણ મારી સાથે મઝાક મશ્કરીની વાતો કરી નહી. ડિપ્ટીસાહેબ લગભગ એક માસ સુધી અમારી સાથે રહ્યા અને તે બાદ અમારા ઘરની નજીકમાંજ એક મકાન ભાડે લઇ તેમાં રેહવાને માટે ગયા અને થોડા દીવસમાં દુર્ગાને પણ બોલાવી લીધી. દુર્ગાના આવ્યા બાદ ડિપ્ટીસાહેબને ત્યાં મીરઝા સાહેબ વધુ વખત ગાળવા લાગ્યા જે મને સારૂં લાગ્યું નહી. ધીમે ધીમે રાતના બાર બાર વાગ્યા સુધી ત્યાંજ બેસતા હતા એકાદ વખતે આટલી રાત સુધી ત્યાં બેસવાનું મેં કારણ પુછ્યું. તો તેઓ બેપરવાઇથી બોલ્યા કે ડીપ્ટીસાહેબ વાજું વગાડતા હતા અને દુર્ગા કવ્વાલી ગાતી હતી તે સાંભળવામાં આટલો વખત વીતી ગયો" તેના જવાબમાં મેં કહ્યુ "જો આપને કવ્વાલીજ સાંભળવી હોય તો વાજુ મંગાવો હું પોતેજ તમને સંભળાવીશ. જોકે મેં

ગાવા માટે સોગન ખાવા છે પણ માત્ર તમને રાજી કરવા માટે સોગન તોડીશ ” મીરઝાસાહેબે મારી આ વાતનો કાંઇ જવાબ ન આપ્યો અને દરરોજ નિયમીતપણે ડિપ્ટીસાહેબને ત્યાં જવા લાગ્યા. મેં મીરઝાસાહેબને આજીજી, નરમાશ અને ખુશામદથી રાત્રે વધુ વખત બહાર ન રહેવા અને ડિપ્ટીસાહેબ તથા દુર્ગાની સંગતમાં ન બેસવા માટે બહુએ સમજાવ્યા પણ તેઓએ મારી આજીજી અને ખુશામદનો લગારે ખ્યાલ ન કર્યો. મીરઝાસાહેબની આવી ચાલથી હું મનમાં ને મનમાં બળવા લાગી પણ કાંઇ કરી શકતી નહોતી. મીરઝાસાહેબે મારી આજીજીને ન ગણકારતાં ધીમે ધીમે ડિપ્ટીસાહેબની સાથે નાચ મુજરામાં જવું શરૂ કર્યું અને આખી આખી રાત બહાર રેહવા માંડયું. જે મીરઝાસાહેબ એક પળ માટે પણ મારી પાસેથી જુદા થતા નહોતા તે મીરઝાસાહેબની એકાએક ફેરવાઇ ગએલી સ્થિતી જોઇ મારી ચિંતાનો પાર રહ્યો નહીં, મેં મીરઝાસાહેબની સેવા ચાકરીમાં લગારે કસર રાખી નહીં. ઘરને સાફસુફ રાખી તેમના પડતા બોલને ઉંચકી લેવા માટે હું તત્પર રહેવા લાગી; પણ મીરઝાસાહેબની સ્થીતીમાં ફેરફાર થયો નહીં. સાંજરે કચેરીમાંથી આવતાંજ કપડાં ઉતારીને સીધા ડિપ્ટીસાહેબને ત્યાં જતા અને જો મનમાં આવ્યું તો આઠમે દસમે ઘેર ખાવાને આવતા, નહીં તો નોકરની સાથે ત્યાંજ મંગાવી લેતા અને ફરી રાતના બાર વાગે, બે વાગે ઘેર આવતા અને કોઇ કોઇ વખત તો આખી આખી રાત ઘેર ઉપર આવતા નહીં. લગભગ ત્રણ મહીના સુધી આવી હાલત રહી. એટલા અરસામાં ચિંતાના સબબે મારૂં શરીર ગરમ રેહવા લાગ્યું. એક દીવસે મને પોતાની બેકસી અને બેબસી ઉપર વિચાર આવતાં મેં મનમાં વિચાર કર્યો કે જો અત્યારે હું એમના ઘરમાંથી નીકળી જાઉં તો એમની જે કાંઇ શેખી છે તે બધી માટીમાં મળી જશે. બીજો ધંધો ન કરતાં માત્ર ગાવાનોજ ધંધો કરૂં તો સારી પેઠે ગુજારો થશે. મેં મીરઝાસાહેબની બે પરવાઇથી કંટાળીને ઘરમાંથી

નીકળવાના અનેક રસ્તા શોધ્યા જેમાં એક આ રસ્તો પણ હતો કે, અત્યારે હું નવ્વાબને લખું તો તે બીચારો મારો બંદોબસ્ત કરે અને હું રાતની વખતે ગાડીમાં સવાર થઈને દીલ્હી ચાલી જાઉં. પણ ફરી ખુદાના ખોફથી ધ્રુજી ઉઠતી. મેં જે તવબા કરી છે તે તોડવાના માટે કરી નથી. હજારો સંકટો, મુસીબતો અને દુઃખોના પહાડ માથા ઉપર કેમ ન પડે? પણ હું આ સ્થીતીમાંથી કદીએ નહીં ડગું. હું મારા આવા વિચારોમાંથી જાગૃત થતાંજ તવબા કરવા લાગી અને ઇશાની નમાઝ પઢવા માટે ઉભી થઇ એટલામાં મીરઝાસાહેબ આવ્યા અને મારો હાથ પકડીને બોલ્યા—

"જુઓ આજે કેટલો જલદી આવ્યો?"

"મને નમાઝ તો પઢવા દો" મેં હાથ છોડાવતાં કહ્યું. "જાણ્યામાં દુર્ગાએ કાઢી મુકયા હશે!"

"શું કહ્યું?" આંખો ફેરવીને મીરઝાસાહેબે પુછ્યું જેથી હું બીહી ગઇ પણ ફરી લગાર હીમ્મતથી બોલી—

"જુઓ મીરઝાસાહેબ! આવી બીક કોઇ બીજાને બતાવજો. આજકાલ આપની વર્તણુંક બરાબર જણાતી નથી તેથી અત્યારે હું સાફ કહી દઉં છું કે જો કાલથી આપ ડિપ્ટીસાહેબને ત્યાં ગયા તો હું મારો જીવ કાઢી આપીશ."

"તો શું હું બંગડીઓ પેહરીને ઘરમાં બેસું?"

"નહીં" મેં કહ્યું "પણ આપ આપનો ઇકરાર યાદ કરો, અને ખુદાથી ડરો. આમ બહાર ભટકવાના માટે મારાથી નિકાહ કર્યો છે?"

"જાણ્યામાં તમે મારા પ્રત્યે શંકા ધરાવો......" મેં મીરઝા સાહેબને આગળ બોલતાં અટકાવીને કહ્યું "નહીં, કદી નહિ, પણ આ વાતોનું શું પરિણામ આવશે તે તો વિચારો, મને એવી આશા હતી

કે આપ ડિપ્ટીસાહેબને રાહેરાસ્ત ઉપર લાવશો, પણ હું જોઉં છું કે મારી ધારણા ખરી નથી. ડિપ્ટીસાહેબનો રંગ આપના ઉપર ચઢતો જણાય છે."

આટલું બોલતાં મને મારી બેકસી અને બેબસી યાદ આવતાંજ મનમાં ઓછાઇ આવી, અને તેથી હું મોહડું ફેરવીને રડવા લાગી. આ જોઇ મીરઝાસાહેબ મારી પાસે બેસીને સમજાવવા લાગ્યા પણ મેં તેમને દૂર ખસેડતાં કહ્યું "આપના જેવા પવિત્ર માણસ મારી કમનસીબીના સબબે બહુજ જલદી બદલાઇ ગયા."

"નહીં, બેગમ! મને માફ કરો" મારા ગળામાં બાંહો નાખતાં મીરઝાસાહેબ બોલ્યા "હવેથી હું આટલીવાર બહાર નહીં રહું"

"નહીં, મને ભરોસો પડતો નથી"

"આયંદા એવું નહીં થાય" મારા માથાના સોગન ખાઇને મીરઝાસાહેબે કહ્યું અને ફરી પોતાના રૂમાલથી મારાં આંસુઓ લુંછતાં બોલ્યા "મારી વ્હાલી! એક નજીવી બાબતનો આટલો બધો રંજ કર્યો!!"

"રંજ કેમ ન થાય?" મેં રડતાં રડતાં કહ્યું "આપના સિવાય મારૂં કોણ છે? અને જયારે આપ મારી સાથે આવો વર્તાવ કરો તો મને રંજ ન થાય? આમ સંતાપવાથી આપની એવી ધારણાં હશે કે હું ગભરાઇને પાછી વેષ્યા બની જઇશ. પણ નહીં, હું મરતાં મરી જઇશ તોપણ કરેલા ઇકરારથી નહીં ફરૂં. જુઓ આ ચિંતાથી મને તાવ આવવા માંડયો છે, હવે થોડાજ દીવસ તાવ ચાલુ રહ્યો તો ફરી મારૂં આવીજ બનેલું સમજજો અને જ્યારે હું ન રહું ત્યારે રાત ને દીવસ સુખેથી ડિપ્ટીસાહેબ અને દુર્ગાને ત્યાં રહેજો."

મારા આ બોલવાની મીરઝાસાહેબ ઉપર એટલી બધી અસર થઇ કે તેઓ રડી પડયા અને મારી આગળ બંને હાથ જોડીને બોલ્યા—

"બેગમ! હવેથી એવું નહીં થાય. મને ખુદાના વાસ્તે માફ કરો."

"મને શામાટે ગુનેહગાર બનાવો છો?" મેં મીરઝાસાહેબના હાથ છુટા કરતાં કહ્યું.

"નહીં, ખુદાના વાસ્તે મને માફ કરો" મીરઝાસાહેબ બોલ્યાઃ— "હવેથી હું દુર્ગાનું મોહડું પણ નહીં જોઉં."

"મારૂં કેહવું એમ નથી, કે આપ ડિપ્ટીસાહેબ અને દુર્ગાથી મેલમીલાપ મુકી દો. નહીં એમની સાથે મેલમીલાપ રાખો પણ એવો બંદોબસ્ત કરો કે દુર્ગા મુસલમાન થઇ જાય અને ડિપ્ટીસાહેબથી નિકાહ કરી લે."

"દુર્ગા તો માત્ર નામનીજ હીંદુ છે, અને ડિપ્ટીસાહેબ તો અબ ઘડી નિકાહ કરવા રાજી છે પણ તે રાજી થતી નથી. અને તેટલાજ માટે તમારાથી મળવા પણ આવતી નથી. ડિપ્ટીસાહેબ અને મેં અનેક કોશીશો કરી પણ તે ખુલ્લે છોગે મુસલમાન થવાને ના કહે છે."

"ખેર, કાંઇ પરવા નહીં. ખુદાતાલાના હાથમાં બધી કુદરત છે તે જે કરે તે ખરૂં, છેવટનો હું પણ કોશીશ કરીશ."

આવી રીતે મારો અને મીરઝાસાહેબનો મેલાપ થઇ ગયો અને અમે બંને જણા ઇશાની નમાઝ પઢી ખુદાનો શુકર અદા કરતાં સુવાને માટે ઉઠયાં. આ વાતોને બેએક મહીના વીતી ગયા. મીરઝાસાહેબ ડિપ્ટીસાહેબને ત્યાં આવતા જતા હતા પરંતુ પ્રથમની પેઠે અર્ધી અર્ધી રાત સુધી બેસતા નહોતા. મેં એટલા દીવસમાં દુર્ગાને મુસલમાન કરવાની અનેક તદબીરો સોચી પણ એકે કારગર થઇ નહીં તેથી ખુદાના ભરોસા ઉપર બીજી તદબીરો સોચવા લાગી.

ગોડગાઉંમાં આબકારી ખાતાનો એક દારોગો હતો જે ખુદાની કુદરતથી એકાએક મરી ગયો એટલે તેની જગ્યા ઉપર કોઇ આપણા

ઓળખીતાને રાખવાની ડિપ્ટીસાહેબ અને મીરઝાસાહેબમાં સલાહ થઇ. ભોગજોગે મીરઝાસાહેબે મારી આગળ પણ વાત કરી એટલે તરતજ મને મીરસાહેબનો ખ્યાલ આવ્યો જેથી મેં મીરઝાસાહેબ પાસે મીરસાહેબની સીફારશ કરી. આ વાત મીરઝાસાહેબને પસંદ પડવાથી તેઓએ ડિપ્ટીસાહેબને કહી. ડિપ્ટીસાહેબ પણ રાજી થઇ જવાથી બંને જણાં મોટા સાહેબની પાસે ગયા અને તેમને રાજી કરી તરતજ મીરસાહેબને બોલાવવાનો તાર કર્યો. તાર મળતાંજ મીરસાહેબ ગોડગાડિ આવ્યા અને નોકરી ઉપર બહાલ થઇ ગયા. તેમનો ઉતારો મારે ત્યાંજ રાખ્યો. મીરઝાસાહેબે વાતો વાતોમાં મારી સીફારશથી મીર-સાહેબને બોલાવેલા હોવાનું કહ્યું જે સાંભળી તેઓની મરજી મારાથી મળવાને થઇ. મીરઝાસાહેબ તેમની આ ઇચ્છા પારખી ગએલા હોવાથી તેઓએ મને પુછ્યું. હું તો મીરસાહેબથી વાતચીત કરવા ચાહતીજ હતી તેથી રાત્રે ખાણું લીધા પછી તેમને અંદર બોલાવ્યા અને મેં પરદામાં બેસીને વાતચીત કરી. મીરસાહેબની વાતોથી જણાતું હતું કે તેઓ મારા ઘણાજ આભારી થયા છે તેથી મેં મતલબની વાત કાઢતાં કહ્યું.

"મીરસાહેબ ! એમાં મારો આભાર માનવાની કાંઇ જરૂર નથી, કેમકે મેં તો મારી મતલબના માટે આપને અહીં બોલાવ્યા છે."

"આપના માટે તો હું મારાં ચામડાંના જોડા બનાવીને આપને પેહરાવું તોએ આભારમાંથી મુક્ત થઇ શકતો નથી. માટે ફરમાવો, મારૂં શું કામ છે ?"

"આટલી મુદ્દતમાં ખુરશીદે દિલ લગાવીને અનાથ આશ્રમમાં જે સેવા બજાવી છે તેથી હું તેના ઉપર ઘણીજ ખુશી થઇ છું; અને તેથી હવે તે મારી પાસે મારી બહેન તરીકે રહે એવી ઇચ્છા રાખું છું પણ આપ તેનાથી નિકાહ કરી લ્યો તોજ તે મારી પાસે રહી શકે છે. મીરસાહેબ ! અલ્લાહના એવા બંદા પણ છે, કે જેઓ આંધળી,

લુલી અને બોબડી સ્ત્રીઓનો નિભાવ કરે છે, આપ તો ખુરશીદને ખરાં જીગરથી ચાહો છો. આપને યાદ હશે કે માત્ર ખુરશીદને મળવા માટે આપ મારી કેટલી બધી ખુશામદ કરતા હતા? આજે હું નિકાહના માટે આપની ખુશામદ કરૂંછું. આપ તેનાથી નિકાહ કરી લ્યો."

"મારી પણ એજ ઇચ્છા છે, પરંતુ નિકાહ કરવાથી લોકો શું કહેશે?"

"શું કહેશે? મીરઝાસાહેબને શું કહે છે? મારાથી નિકાહ કરવા બાદ શું મીરઝાસાહેબમાં કીડા પડી ગયા, કે તેઓ બરબાદ થઇ ગયા?"

"પણ નિકાહ કરવા બાદ હું મારા કુટુંબમાં નહીં મળી શકું."

"કાંઈ પરવા નહીં, આપ અમો લોકોને પોતાનું કુટુંબ સમજજો. અલ્લાહ ચાહશે તો આપણને કોઇપણ માણસની પરવા નહીં રહે, આપણું પોતાનું જ એક મોહટું કુટુંબ થઇ જશે. મીરસાહેબ! ખુદા શું કરે છે તે તો જુઓ? આપ પેલા ડિપ્ટીસાહેબને મળ્યા કે નહીં?"

"એમની કોશીશથી તો અહીં આવ્યો છું." મીરસાહેબે કહ્યું "અને સાંભળ્યું છે કે તેમની પુછડી પણ સાથેજ છે?"

"હા, છે અને હું ચાહું છું કે તે પણ મુસલમાન થઇ જાય. બિચારા ડિપ્ટીસાહેબ તો નિકાહ કરવા રાજી છે, પણ તે માનતી નથી."

"ઠીક છે, ઇનશાઅલ્લાહ દુર્ગાને મુસલમાન કરવામાં હું પણ કોશિશ કરીશ." આટલી મુદ્દતમાં હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબના પ્રતાપે ઈસલામની ખુબીઓના અનેક પુસ્તકો મારા જોવામાં આવ્યાં છે, તેથી એવા તેવા માણસોને ધર્મના વાદવિવાદમાં હાર પમાડવી કાંઇ મોહટી વાત નથી, પરંતુ ડિપ્ટીસાહેબ દુર્ગાને એકાંતમાં મળવા દેવાની રજા આપશે?"

" એનો બંદોબસ્ત હું કરીશ." મીરઝાસાહેબે કહ્યું.

આ વાતોને લગભગ ૭ મહીના વીતી ગયા. ખુરશીદને દિલ્લીથી બોલાવી મીરસાહેબની સાથે તેના નિકાહ કરી આપ્યા. ખુરશીદના નિકાહ માટે હઝરત ખ્વાજા હસન નિઝામીસાહેબને ખાસ દિલ્લીથી બોલાવ્યા હતા જેઓ અમારા આ નાહનકડા સુખી કુટુંબને જોઇ ઘણાજ ખુશ થયા અને દુર્ગા જલદીથી મુસલમાન થઇ જાય તે માટે દોઆએ ખેર ગુજારતા હતા. તેઓ હઝરત બે દીવસ રહી પાછા દિલ્લી ગયા. ખુરશીદના નિકાહ બાદ મીરસાહેબ જુદા મકાનમાં રહેવા ગયા. બુઢ્ઢા ઉસ્તાદજી અને ચુન્નેખાનને પણ મેં મારી પાસેજ બોલાવી લીધા હતા કેમકે અનાથઆશ્રમ અને હોસ્પીટલનું કામ સરકારી માણસો સારી રીતે કરતા હતા. ખુરશીદ મીરસાહેબની સાથે ખુશી આનંદમાં રહેતી હતી. મીરસાહેબ બીજે ત્રીજે મારે ત્યાં ફેરો ખાતા હતા પણ ખુરશીદ આઠ આઠ દીવસ સુધી રહેતી હતી.

એક દીવસે ચાંદની રાતમાં હું અને મીરઝાસાહેબ ચોકમાં ખુરશીઓ ઉપર બેસી ચાંદની રાતની મઝા લઇ રહ્યા હતા એટલામાં બારણાંની પાસે કોઇના આવવાનો ખડખડાટ થયો જેથી નોકરને બોલાવી બારણાં ઉઘાડાં રહી ગયાં છે કે શું, તે માટે હું પુછવા ચાહતીજ હતી કે બહારથી કોઇના હસવાનો તથા ધક્કો દેવાનો સાદ સંભળાયો; અને છમ છમના અવાજ સાથે સફેદ ચાદરમાં ઢંકાએલી એક સ્ત્રી અમો બેઠા હતા ત્યાં આવીને પડતાં પડતાં બચી, હું બીકના લીધે તરતજ ખુરશી ઉપરથી ઉભી થઇ ગઇ અને "કોણ છે કોણ છે" કહીને પુછવા લાગી, પણ મીરઝાસાહેબે તે સ્ત્રીને ઓળખી લીધેલી હોવાથી તેઓ તેની પાસે જઇને બોલ્યા—

"કોણ દુર્ગા? તમે અહીં કયાંથી?" મીરઝાસાહેબના આ બોલવા ઉપર બહારથી બે માણસોના હસવાનો સાદ સંભળાયો જે ઉપરથી જણાયું કે એ હસનારા ડિપ્ટીસાહેબ અને મીરસાહેબ છે.

મીરઝાસાહેબ દુર્ગાને મારી પાસે લાવ્યા એટલે મેં તેને મોહટા માનની સાથે ખુરશી ઉપર બેસાડી. દુર્ગાના બેસવાને પંદર સેકન્ડ નહીં થઈ હોય કે બહારથી ડિપ્ટીસાહેબે કહ્યું—

"લ્યો સાહેબ એમને મુસલમાન બનાવો, એઓ રાજી થઈ ગયા."

આ સાંભળતાંજ મારા આનંદનો પાર રહ્યો નહીં, અને જાણે આખી દુનિયાનું રાજ્ય ન મળ્યું હોય, એટલી ખુશીથી હું બેતાબ બનીને પોકારી ઉઠી "ઓ મારી બ્હેન દુર્ગા!" આટલું બોલી હું તેના ગળે વળગી પડી ખુશીથી રડવા લાગી.

"ડિપ્ટીસાહેબ!" મીરઝાસાહેબે ડિપ્ટીસાહેબને અંદર બોલાવતાં કહ્યું "જ્યારે એમણે દુર્ગાને બહેન બનાવી તો ફરી હવે તમારાથી પરદો કેવો?"

"એ પણ ઠીક વાત" મીરસાહેબે બહારથી કહ્યું "ખુરશીદ તો આપને ત્યાં એક એક અઠવાડીયાં સુધી રહે, અને હું કાઇનો પડછાયો સરખો પણ ન જોઇ શકું."

"મીરસાહેબ! પધારો" હું દુર્ગાની પાસેથી ઉઠતાં બોલી "હવે આપથી પરદો હોય? આપને તો આજથી મોલવીસાહેબ કહેવા જોઇએ, કેમકે આ જે કાંઇ થયું છે તે આપનોજ પ્રતાપ છે."

"લગભગ છ મહિનાની મહેનત પછી આજે નિશાન ઉપર તીર વાગ્યું છે" ડિપ્ટીસાહેબની સાથે અંદર આવી મીરસાહેબે કહ્યું. ડિપ્ટીસાહેબ અંદર આવી દુર્ગાની પાસે ખુરશી ઉપર બેસવા ચાહતાજ હતા કે હું બોલી ઉઠી "ખબરદાર! પેહલાં મારી બહેનની પાસે બેસવાનું મોહડું બનાવી આવો."

"કેમ, હવે શું એમનામાં મોતી માણેક લાગી ગયાં કે?"

"જી હા, હવે એ મારાં બ્હેન થયાં છે" મેં કહ્યું "જ્યાંસુધી આપ આખી જીંદગી વફાદારીમાં ગાળવાનો અને એમને હક્દાર પત્નિ બનાવવાનો ઇકરાર નહીં કરો ત્યાંસુધી પાસે બેસવાનું તો શું, પણ હાથ લગાડવાનુંએ નહીં મળે, સમજ્યા?"

"પહેલાં દુર્ગાબાઈને તો મુસલમાન બનાવો" મીરસાહેબ બોલ્યા "ડિપ્ટીસાહેબ તો મુસલમાન છેજ, માત્ર કાંઇ કસર હશે તો તે તવબા કરવાથી મટી જશે."

તરતજ ખ્વાજાહસન નિઝામીસાહેબને દિલ્હી તાર કર્યો એટલે તેઓ બીજે દીવસે આવી પહોંચ્યા. દુર્ગા તેમના હાથ ઉપર મુસલમાન થઇ, ખ્વાજાસાહેબે ડિપ્ટીસાહેબને તવબા કરાવી દુર્ગાની સાથે નિકાહ કરી આપ્યા, અને દુર્ગાનું ઇસલામી નામ હમીદાબેગમ રાખ્યું.

તુઝે ફઝલ કરતે નહીં લગતી બાર
ન હો તુઝસે માયુસ ઉમ્મીદવાર.

આ નવી ખુશીમાં બે ત્રણ મહીના એવી રીતે પસાર થયા કે કાંઇ ખબર પડી નહીં. દરરોજ પાર્ટીઓ થતી હતી અને અમે બધા એક કુટુંબની પેઠે સાથે હળીમળી ખુશી ખુશાલીમાં રહેતાં હતાં. હું આવા ખુશીના પ્રસંગ ઉપર પાકપરવરદિગારનો આભાર માની તેનાજ ફઝલો કરમથી આ બધું થયું છે એમ ખરા જીગરથી માનતી હતી.

દુર્ગાએ દીલ્હીથી પોતાની ઘરડી માને પણ બોલાવી લીધી અને મારી કુટીને મુસલમાન બનાવી. પરંતુ તે ગોશ્ત ખાતી નહીં તેમજ જોડા પહેરી રસોડામાં જતી નહીં. દુર્ગા અરે તવબા તવબા! હમીદા બેગમ મસઉદને પોતાના દીકરાની પેઠે ચાહતી હતી અને મસઉદ પણ હમીદા બેગમથી હળી ગયો હતો તેથી થોડાજ દીવસમાં તે હમીદા બેગમને ત્યાંજ રહેવા લાગ્યો. એટલે હમીદા બેગમ અને ડિપ્ટીસાહેબે તેને પોતાનો દીકરો કરી લીધો.

જે ડેપ્યુટી કમીશનર મીરઝાસાહેબ માટે સારો રીપોર્ટ કરીને વીલાયત સીધાવ્યા હતા તેમના રીપોર્ટની અસરથી મીરઝાસાહેબને ડેપ્યુટી કલેક્ટરની એકટીંગ જગ્યાએ જાલંધર જવાનો હુકમ મળ્યો. મીરઝાસાહેબને પ્રમોશન મળ્યું એ વાતથી બધાને આનંદ થયો;

પરંતુ મીરઝાસાહેબના જવાથી ગોડગાઉંમાં મળેલો ઇદરનો અખાડો ઉજડ થઈ જશે એ વિચારથી બધાને દીલગીરી થઈ, તેથી અનેક કોશીશો કરી તથા લાહોર એક ખાસ માણસ મોકલી મોહટા સાહેબના હાથ નીચે બાબુ હતો તેનું મન મનાવી મીરઝાસાહેબના બદલામાં એક બીજા ડેપ્યુટીને જાલંધર મોકલવાનો બંદોબસ્ત કર્યો. ખુદાના હુકમથી મીરઝાસાહેબ તથા ડિપ્ટીસાહેબની આ કોશીશ ફતેહમંદ ઉતરી અને મીરઝાસાહેબ ગોડગાઉંમાંજ ડેપ્યુટી કલેકટરના હોદ્દા ઉપર એક વરસના માટે એકટીંગ નીમાયા અને ફરી એક વરસમાંજ ડેપ્યુટી કલેકટરના માનવંતા હોદ્દા ઉપર કાયમ થઇ ગયા. પાક પરવરદિગારે પોતાના હબીબના સદકામાં બનાવટી ડિપ્ટી નહીં પણ ખરેખર ડિપ્ટી કલેકટર અથવા ડિપ્ટીસાહેબની પત્નિ મને બનાવી જે માટે હું તેના કરોડો શુકરાના અદા કરતી હતી.

અરે! હું મારી આ બધી કથા લખવામાં ગરીબ બિચારા નવાબ અખતરઝમાનને તો ભુલીજ ગઇ! અમો દીલ્લીથી ચાલ્યા આવ્યા તે બાદ નવ્વાબ ઉપર ભારે મુસીબત તુટી પડી ખાવા પીવાની પણ તંગી થવા માંડી, તેથી તેઓએ પોતાની બેગમને પીયેર મોકલી દીધી અને પોતે જે ઘરમાં રહેતા હતા તે ઘર ભાડે આપી તેનું ભાડું બારોબાર પોતાની બેગમને મળે એવો બંદોબસ્ત કરી પોતે બીકાનેર ચાલ્યા ગયા. બીકાનેર રાજ્યમાં તેમના એક સગા સારા હોદ્દા ઉપર હોવાથી નોકરીના ઇરાદાથી તેઓએ બીકાનેરમાં રહેવું અખત્યાર કર્યું. દીલ્લીથી વિદાય થતી વખતે તેઓએ પોતાની દર્દભરી કહાણી અમને લખી મોકલી હતી અને તેમાં જણાવ્યું હતું કે "જો ખુદાતાલા મારી મુસીબત દુર કરશે તો હું તમો લોકોથી મળીશ; નહીંતો કદીએ મોહડું નહીં બતાવું." આ વાતને લગભગ અઢીવરસ વીતી ગયાં, પરંતુ નવ્વાબની કાંઇ ખબર મળી નહીં, તેથી મેં મીરઝાસાહેબની પ્રાસે એક બે કાગળ લખાવ્યા પરંતુ કાંઇ જવાબ ન આવ્યાથી

લાચારીએ ચુપકીદી ધારણ કરી. તોપણ આવા ખુશીના પ્રસંગ ઉપર નવ્વાબની યાદ મનમાં તાજી થઈને દુઃખી કરતી હતી. તેથી હું તેઓના હકમાં રાતદીવસ દોઆ કરી ખુદા તેમને ખુશી ખુશાલીમાં રાખે એવું ઇચ્છતી હતી.

એક દીવસે મીરઝાસાહેબ કચેરીમાંથી આવ્યા એટલામાં પટાવાળાએ તાર લાવીને આપ્યો. મીરઝાસાહેબે તરતજ ફોડીને વાંચ્યો તો તે તાર બીકાનેરથી નવ્વાબનો મોકલેલો હતો. નવ્વાબે તે તારમાં લખ્યું હતું કે, " કાલે સહવારે ગોંડગાઉં પોંહચીશ અને આખો દીવસ ત્યાં રહી સાંજરે દીલ્હી જઇશ " મીરઝાસાહેબે આ તાર વાંચી મને કહ્યું—

" હજુ સુધી નવ્વાબ અમને ભુલ્યો નથી. કોણ જાણે તે બિચારો કેવા હાલતમાં છે, અગર જો તે ગરીબી હાલતમાં હોય તો તેને મદદ કરવી જોઇએ, માટે કહો તમારી પાસે કાંઇ છુટા રૂપીઆ છે ! "

" દોઢસો રૂપીઆ મારી પાસે છે અને પાંચસો રૂપીઆની નોટો જમીલાના ઘરેણાં બનાવવા માટે જુદી મુકેલ છે. "

" ઠીક, નવ્વાબથી તમે પરદો તો કરતાં જ નથી એટલે જ્યારે તે આવે ત્યારે મારી ગેરહાજરીમાં પાંચસોની નોટો તથા સો રૂપીઆ રોકડા આપજો. જમીલાનાં ઘરેણાં અલ્લાહ ચાહશે તો વ્રણાંએ બની જશે. "

" બહુ સારૂં. "

" પણ હા, મારે સહવારે સાહેબના બંગલે જવું છે તેથી સ્ટેશન ઉપર નહીં જઇ શકું માટે તમે મીરસાહેબને સ્ટેશન ઉપર મોકલજો અને તેમને સમજાવી દેજો કે અગર તે ગરીબ અવસ્થામાં હોય તો તેને ધીરજ આપી ખાતર બરદાશથી ઘેર ઉપર લાવે. "

બીજે દીવસે સહવારે મીરઝાસાહેબ તો સાહેબને બંગલે સીધાવ્યા અને મેં મીરસાહેબને પુરી રીતે સમજણ પાડી સ્ટેશન ઉપર મોકલ્યા.

મીરસાહેબના સ્ટેશન ઉપર જવા બાદ મેં ખુરશીદને મારે ત્યાં બોલાવી લીધી અને તેના સાથે વાતો જ કરી રહી હતી કે એટલામાં મીરસાહેબે નવ્વાબ સાહેબના આવવાની ખબર આપી. એટલે મેં ખુરશીદને પરદામાં મોકલી નવ્વાબ સાહેબને અંદર બોલાવ્યા. હજુ સુધી હું એજ વિચારમાં હતી કે કોણ જાણે તેઓ કેવી હાલતમાં હશે? પણ જ્યારે તેઓ ઘરમાં પધાર્યા તો આખા ઘરમાં તેમના પધારવાથી એક રવનક થઇ ગઇ. રંગ રૂપમાં તો તેઓ પહેલાં જ એક્કા હતા તે ઉપર રજવાડી પોશાક પહેરવાથી જાણે કોઇ મોટા રાજ્યના નવ્વાબ ન હોય તેવા દેખાતા હતા. તેઓએ અંદર આવતાં જ સલામ કરીને પૂછયું—

" ભાભી સાહેબ ! સારાં તો છો ? ભાઇ ક્યાં છે ? "

" સાહેબના બંગલે ગયા છે હમણાં જ આવતા હશે. " આટલું બોલ્યા બાદ મેં મારા હાથે પાન બનાવીને આપ્યું નવ્વાબ પાન ખાઇને ખુશ થઇ ગયા. ચહેરા ઉપર અમીરી વરસી રહી હતી. નવ્વાબ સુખી છે એ જોઇ મારા આનંદનો પાર રહ્યો નહીં. પાક પરવરદિગારે ભોળા નવ્વાબ ઉપર મહેર કરી તે જોઇ હું મનમાં જ પાક પરવરદિગારનો આભાર માની રહી હતી. આવી રીતે થોડીવાર સુધી નવ્વાબ વાતો કરવા પામ્યા હતા કે મીરઝાસાહેબ મીરસાહેબની સાથે આવ્યા. મીરઝાસાહેબે નવ્વાબથી ગળે મળીને ખેર આફીયત પુછી. મીરસાહેબની મોજુદગીથી નવ્વાબને અજાયબીમાં પડેલા જોઇ મેં આ ભેદને ઉઘાડતાં કહ્યું—

" નવ્વાબ સાહેબ ! અહીંનું ક્રીમેશન જુદું જ છે. "

" ભાભી ! બધા જુના દોસ્તોને એક જગ્યાએ જોઇ આનંદ થાય છે. પણ આ મીરસાહેબ અહીં શું કરે છે ? "

" અહીં આબકારીના દરોગા છે. " મેં કહ્યું " અને ભલા, પેલી આપની અથવા મીરસાહેબની ખુરશીદ યાદ છે કે ? "

" હા, એમના માટે પુછવું તો ભુલી જ ગયો. ક્યાં છે ?"

" આ ઘરમાં જ છે અને અમારા મીરસાહેબના નિકાહમાં છે ગર મીરસાહેબ રજા આપે તો........"

" હું સમજ્યો " મીરસાહેબે મને બોલતાં અટકાવીને કહ્યું:– જ્યારે આપે નવ્વાબ સાહેબથી પરદો ન કર્યો તો ફરી ખુરશીદમાં હીરા મોતી જડયાં છે કે તેને પરદામાં બેસાડું" ખુરશીદને બહાર લાવતાં મીરસાહેબે કહ્યું " બહાર આવો નવ્વાબસાહેબ તમને યાદ છે. "

મીરસાહેબના બોલાવવાથી નીચી નજરોએ શરમાતી શરમાતી વીને ખુરશીદ મારી પાસે બેસી ગઇ. મીરસાહેબે વીલાયતથી બનાવટી ક બનાવીને મંગાવેલું હોવાથી ખુરશીદના કપાએલા નાકની ખોડ ખરે ભાગે નીકળી ગઇ હતી, છતાં પણ થોડી ઘણી ખોડ માલુમ તી હોવાથી ખુરશીદ માણસોના ટોળામાં બેસતાં ઘણીજ શરમાતી . નવ્વાબ ખુરશીદને જોઇને ઘણા જ ખુશ થતાં બોલ્યા—

" ભાભી ! આ બધું તમારી કોશીશોનું પરિણામ છે. પરવરગાર આ ભલાઇનો જરૂર બદલો આપશે. "

" વારૂ નવ્વાબ સાહેબ ! " મીરસાહેબે કહ્યું " પેલા ડિપ્ટીસાહેબ યાદ છે કે ? "

" હા, કેમ નહીં મીરઝાસાહેના મિત્રને ? " નવ્વાબે પૂછયું તેઓ ક્યાં છે ? "

" ભાઇ સાહેબ ? મીરઝાસાહેબની તરફ જોઇને મીરસાહેબે કહ્યું:– તેમને પણ બોલાવો. "

" શું, તે પણ અહીજ છે ? "

" જી હા નવ્વાબસાહેબ ! " મીરઝાસાહેબે કહ્યું " ખુદાના લો કરમથી તેઓ અહીં તેહસીલદાર છે "

"એમની સાથે તો એક પાતર પણ હતીને?"

"જી હા હતી અને હાલ પણ છે" મે કહ્યું "આ મીર-સાહેબે કોશીશ કરી તેને પણ મુસલમાન બનાવી અને હાલમાં તે ડીપ્ટી સાહેબના નિકાહમાં છે."

"વાહ! વાહ! નવ્વાબસાહેબ વધુ ખુશી થતાં બોલ્યા "ભાભી! એક તમારી ભલાઇના પ્રતાપે પરવરદિગારે બધા ઉપર પોતાનો ફઝલ કર્યો છે."

આ વાતોમાં જ અગ્યાર વાગી ગયા. આજે રજાનો દીવસ હોવાથી કચેરીઓ બંધ હતી. તેથી બધા નચિંતાઇથી વાતો કરી રહ્યા હતા, નવ્વાબ સાહેબથી તેમની હકીકત પુછતાં તેઓએ જણાવ્યું કે:— "વરસ દોઢ વરસ સુધી બીકાનેરમાં મારા મામાના રોટલા ઉપર ગુજરાન કરતો રહ્યો, પણ તે વરસ દોઢ વરસ કેવી મુસીબતમાં પસાર થયું તે ખુદા સારી પેઠે જાણે છે. એક દીવસે રાત્રે પોતાની મુસીબતનું ભાન થતાં રડતાં રડતાં સુઇ ગયો અને સ્વપ્નામાં જોયું કે એક સફેદ દાઢીવાળા બુઝુર્ગે મારી પીઠ ઉપર હાથ ફેરવીને કહ્યું "અખતર ઝમાન! તને તારા કુકર્મોની સજા આખેરતમાં ન મળતાં અહીં જ મળી ચુકી છે અને હવે તારી બધી મુસીબતોનો અંત આવી ગયો છે માટે ઉઠ, અલ્લાહનો શુકર કરી બાળબચ્ચાંઓની સાથે ખુશી આનંદમાં રહે અને દરવખતે પોતાની નેક અને પવિત્ર પત્નિના હકોનો ખ્યાલ રાખતો રહેજે અને તે જેવી રીતે રાજી રહે તેવી રીતે રાજી રાખજે." આટલું ફરમાવી તે બુઝુર્ગ અલોપ થઇ ગયા. સ્વપ્નામાંથી બેદાર થઇ વઝુ કર્યું અને તે બાદ બે નફલ શુકરાનાની અદા કરી મનમાં પાકો ઠરાવ કરી લીધો કે હું મારી પત્નિની મરજી વિરૂદ્ધ કોઇપણ કામ ન કરતાં જીંદગીસુધી તેને ખુશી ખુશાલીમાં રાખીશ. લગભગ સવારના આઠ વાગે મારા મામાની મારફતે રાજાસાહેબે મને બોલાવ્યો અને પગાર તથા પેટીયાં મુકરર કરી દીધાં. ધીમે ધીમે હું

તેમના મુસાહિબોમાં શામિલ થઇ ગયો અને હાલમાં અલ્લાહના ફઝલો કરમથી ચાર પેટીયાં તથા દોઢસો રૂપીઆ પગાર અને નોકર ચાકર તથા રહેવાનો સુંદર બંગલો મળેલો છે. નોકર થયા બાદ મેં દીલ્લીનું બધું કરજ પીટાડી દીધું અને મારી બેગમના જે કાંઇ ઘરેણાં ગીરવી હતા તે છોડાવી લીધાં. હવે તેમને લેવા માટે એક મહિનાની રજા ઉપર દીલ્લી જાઉં છું." નવ્વાબ અહીં સુધી કહેવા પામ્યા હતા કે બહારથી કહાર (ડોલી ઉંચકનારા) એ બુમ પાડી, જે સાંભળી મેં મામાને કહ્યું—

"ઉસ્તાનીને ત્યાંથી જમીલા આવા છે માટે તેને ડોલીમાંથી ઉતારો."

"કોણ જમીલા?" નવ્વાબે અજાયબીથી પુછ્યું.

"મારી અખતર!"

જમીલા ડોલીમાંથી ઉતરી અને અંદર આવતાં એક પારકા પુરૂષને બેઠેલો જોઇ પોતાના નાનકડા બુરકામાં મોહડું છુપાવી મેડી ઉપર જવા લાગી. પણ નવ્વાબે તરત જઇને તેને પોતાની ગોદમાં ઉપાડી લીધા અને પ્યાર કરી બોલ્યા "અલ્લાહો ગની! તમારી અંમા તો પરદો કરતાં નથી અને તમે એવાં તે કેવાં છો કે સંતાતાં છુપાતાં નાસોછો?" આટલું બોલી બહાર પોતાનો નોકર ઉભો હતો તેની પાસેથી પોતાનો કેશબોકસ મંગાવી અને તેને ઉઘાડતાં ઉઘાડતાં મારાથી પુછ્યુ:—"મસઉદ કયાં છે?" જમીલાએ મસઉદનું નામ સાંભળી શરમથી ગરદન ઝુકાવી લીધી. કેમકે ડિપ્ટીસાહેબની સાથે તેના વિવાહ સંબંધી વાત ચાલતી હતી.

"ડિપ્ટીસાહેબે મસઉદને પોતાનો દીકરો કરી લીધો છે" મેં જવાબ આપ્યો "તેથી તેતો હવે તેમને ત્યાંજ રહેછે. ખુદાના હુકમથી ચૌદ વરસનો થયો છે. હમણાં જ મીડલની પરિક્ષા પસાર કરી છે. બીજે ત્રીજે દીવસે અહીં આવે છે અને આવેછે તો પરદો કરાવી લેછે."

"વાહ! હું સમજ્યો અલ્લાહ મુબારક કરે." નવ્વાબે આટલું બોલી પેટીમાંથી પાંચ ગીનીઓ કાઢી અને તે જમીલાને આપી. જમીલાએ લઈને ઘણા જ અદબની સાથે સલામ કર્યા.

તે બાદ નવ્વાબે સાચા મોતીઓની એક માળા દેખાડતાં કહ્યું "આ માળા પણ જમીલાના માટેજ લાવ્યો છું પણ તે બરાબર ગંઠાએલી નથી. અહીં કોઇ હુશીઆર પટવો હોય તો ગંઠાવી લો, નહીં તો હું દીલ્લીથી ગંઠાવીને મોકલી આપીશ" મેં તથા મીરઝાસાહેબે સારા શબ્દોમાં નવ્વાબનો આભાર માન્યો. આ વાતચીતમાં ખાણાનો વખત થઇ ગયો એટલે અમો બધાએ સાથે મળીને ખાણું ખાધું. ખાણું ખાઇ રહ્યા બાદ મીરઝાસાહેબ, નવ્વાબ સાહેબ તથા મીર-સાહેબને ડિપ્ટીસાહેબના મકાન ઉપર લઇ ગયા; એટલે ઘરમાં હું અને ખુરશીદ રહી ગઇ. જમીલા ખાઇ કરીને ભણવા સીધાવી હતી. સાંજના ખાવાનો બંદોબસ્ત કરવામાં લગભગ બે વાગી ગયા એટલે હું ઝોહોરની નમાઝ પઢવા બેઠી અને હજુ પાછલી નિફ્લો બાકી હતી કે ડિપ્ટીસાહેબને ત્યાંથી બધા જણા મારે ત્યાં આવી પહોંચ્યા. મેં નિફ્લો પુરી કરી સલામ ફેરવીને જોયું તો મીરઝાસાહેબ, નવ્વાબસાહેબ, ડિપ્ટીસાહેબ, મીરસાહેબ અને હમીદાબેગમ હતાં, આ બધાની પાછળ મસઉદ આવ્યો આ જોઇને મેં કહ્યું—

"શું આ ધર્મશાળા વરમશાળા છે કે વગર પુછે ગાછે બુધા ચાલ્યા આવ્યા?"

મસઉદે મારી પાસે આવી સલામ કરી, મેં તેને દોઆઓ આપી, તે બાદ હમીદાબેગમ આવીને ગળે મળી એટલે મેં પૂછ્યું.—

"શું, તમે પણ નવ્વાબસાહેબથી પરદો તોડયો?"

"આ સવાલ પરદો તોડાવનારથી કરો" હમીદાએ કહ્યું.

ટુંકમાં એટલુંજ કે બધા જણા બેઠા તેમની આગળ લીલો મેવો મૂકયો. જે વાતો કરતાં કરતાં પુરો થઇ ગયો. નવ્વાબસાહેબ

મસઉદના માટે સોનાનું હોલડર અને ચાંદીનો ખડીઓ તથા કાંડા ઉપર બાંધવાની નાહનો ઘડીઆલ લાવ્યા હતા તે મસઉદને આપી. મસઉદ ઘડીઆલને કાંડા ઉપર બાંધીને ઘણોજ ખુશી થયો. આ વાતચીત થઇ રહી હતી એટલામાં નવ્વાબ સાહેબે પૂછ્યું—

"પેલા ફોજદારસાહેબ યાદ છે કે?"

"અરે જવા દોને એ મુવાનું નામ" મેં કહ્યું "ખુરશીદ તો એના નામથી બીહે છે."

"હું જાણું છું, પણ શું કરૂં, તે બીચારાએ સેંકડો સોગનો આપ્યા છે તેથી કહ્યા વિના રહેતો નથી."

"શું તે પણ ત્યાંજ છે?"

"હા, બીકાનેરમાંજ છે" નવ્વાબસાહેબ બોલ્યા "લગભગ બે વરસ ઉપર તેઓ બીકાનેરમાં ઘણીજ ગરીબ અવસ્થામાં આવીને મારાથી મળ્યા મને તેમના ઉપર દયા આવી તેથી મેં તેમને તોશાખાનામાં નોકર રખાવ્યા. ત્યાં તેઓએ નાણાં ઉચાપત કર્યાં જેથી કેસ ચાલીને દોઢ વરસની સખત મજુરી સાથે સજા થઇ. સાત આઠ મહીના થયા કેદખાનામાં સબડે છે, રાત દીવસ પોતાની મુસીબત ઉપર રૂદન કરે છે અને કહે છે કે મારા ઉપર ખુરશીદનો શ્રાપ ઉતર્યો છે. હું રજા ઉપર આવનાર છું. એ વાતની ખબર પડતાં તેઓએ મને બોલાવ્યો. જ્યારે હું જેલમાં ગયો ત્યારે બાપડા લોટ દળી રહ્યા હતા. મને જોતાંજ લાખો સોગનોની સાથે કહેવા લાગ્યા કે તમે ખુરશીદથી મળીને મારા તરફથી હાથ પગ જોડી, મેં તેની સાથે જે ખરાબ ચાલ ચલાવી છે તે માટે માફી માંગજો અને કહેજો કે ખુદાના વાસ્તે મને માફ કર જ્યાં સુધી તું મને માફ નહીં કરે ત્યાં સુધી હું ઠરી ઠામ પડીને બેસવાનો નથી."

"ખુરશીદ! તમે એ બિચારાને માફ કરી દો" મીરસાહેબે પોતાની પત્નિને કહ્યું "અલ્લાહ તેનો બદલો આપશે."

"મારા ઉપર જે જુલમ ગુજાર્યો છે તે તો જાહેર છે માટે માફ કરવાનું મન થતું નથી." ખુરશીદ બોલી.

"ખુરશીદ બહેન! જે કાંઇ થયું તે ખરૂં, હવે નહીં થયું થનાર નથી" મેં કહ્યું "બિચારો બાળબચ્ચાંવાળો માણસ છે તો માફ કરી દો. ખુદા તમને તેનો બદલો આપશે."

"ભાભી! માફ કરી દો" મીરઝાસાહેબે કહ્યું "તે દીવસે ખ્વાજાસાહેબે ફરમાવ્યું હતું કે જે માણસ કોઇને માફી આપશે તેના સિતેર ગુનાહ અલ્લાહતાલા બખશી દેશે; અને તેના માટે જન્નતમાં એક મોતીઓનો મેહેલ તૈયાર થશે."

"ભાભી! માફ કરો" ડિપ્ટીસાહેબે ટેકો આપ્યો.

"વારૂ મેં માફ કર્યું" ખુરશીદ બોલી "અલ્લાહ પણ માફ કરશે."

આ સાંભળી નવ્વાબસાહેબે પોતાના એક મિત્રના નામ ઉપર બીકાનેર કાગળ લખ્યો. જેમાં ખુરશીદે ફોજદારને માફી આપી છે એવું ફોજદારને કહી આવવાની ભલામણ લખી.

તે રાત્રે ખાણા ઉપર એટલીબધી મઝા પડી કે હું કાંઇ લખી શકતી નથી. બધા સ્ત્રીપુરૂષોએ એકજ દસ્તરખ્વાન ઉપર બેસી ખાણાને ઇન્સાફ આપ્યો. ખાણું ખાઇ રહ્યા બાદ મીરઝાસાહેબે ખુરશીદને કવ્વાલી સંભળાવવા માટે ફરમાશ કરી ખુરશીદે મને ભલામણ કરી અને મેં, હમીદા બેગમને ગાવા માટે કહ્યું. અમારા ત્રણેમાં આવી રીતે મતભેદ પડવાથી બધા પુરૂષોએ ફેસલો કર્યો કે અમો ત્રણે સાથે મળીને ગાઇએ. આ ઉપરથી અમો ત્રણે જણીઓએ એક સાથે મળીને હઝરત શાહ ન્યાઝ રહે૦ની આ ગઝલ શરૂ કરી—

માઅમુર હો રહા હે આલમમેં નુર તેરા
અઝ માહ તા બ માહી સબ હે ઝુહુર તેરા
અસરારે એહમદીસે આગાહ હોતા જાને
તો નુર હર શરરહે હર સંગે તુર તેરા

હર આંખ તક રહી હે તેરેહી મુંહકો પ્યારે
હર કાનમેં હું પાતા માઅમુર નુર તેરા

જબ જીમેં યે સમાઇ જો કુછ કેહે સો તુહે
ફિર દિલસે દુર કબહો કુબોઁ હુઝુર તેરા

ગર હદૈ બે ન્યાઝી સરઝદ ન્યાઝસે હો
પુતલે મેં ખાક કે હે પ્યારે ગુરૂર તેરા

આ ગઝલના એક એક શેર ઉપર બધાં જણાં લોટપોટ થઇ ગયાં.

નવાબસાહેબ તો રાતની ટ્રેનમાં સીધાવનાર હતા પણ લગભગ બાર વાગ્યા સુધી સારીપેઠે જલસો જામેલો હોવાથી તે જઇ શક્યા નહીં. બીજે દીવસે સવારની ટ્રેનમાં વળતી વખતે બાળ બચ્ચાંનો સાથે બે ચાર દીવસ અહીં રેહવાનો વાયદો આપી દોસ્રી રવાને થયા.

પંદર વીસ દીવસ પછી મસઉદના પાસ થવાની ખબર મળી જેથી બધા મિત્રોને પાર્ટી આપવાનો ઇરાદો થયો. આ ઇરાદો ડિપ્ટીસાહેબ અને હમીદાબેગમની જાણમાં આવતાં તેઓએ “એક પંથ અને બે કાજ” ની કહેવત અનુસાર મોહડું મીઠું કરી લેવા માટે કહેવડાવ્યું. મીરઝાસાહેબ અને મને પણ આ વાત પસંદ પડી તેથી મસઉદ અને જમીલાની મંગણીનો દીવસ નક્કી કરી નવ્વાબસાહેબને તે પ્રસંગ ઉપર કુટુંબ કબીલા સાથે પધારવાનું લખી દીધું. નવ્વાબ સાહેબની રજા પુરી થવા આવેલી હોવાથી તેઓ બીકાનેર જવાની તૈયારીમાં હતા તેટલામાં અમારી આમંત્રણ પત્રીકા મળવાથી તેઓ ગોડગાઉં આવ્યા. નવ્વાબસાહેબની બેગમ મારાથી એક સગી બહેનની પેઠે મળી. નવ્વાબસાહેબના કહેવાથી મીરઝાસાહેબ, ડિપ્ટીસાહેબ અને મીરસાહેબથી પરદો તોડવા રાજી થઇ ગઇ, પરંતુ મને આ વાત પસંદ પડી નહીં; કેમકે અમારી વાત તો જુદી હતી પણ તે બીચારી ખાનદાની બેગમ હતી. તેથી મેં નવ્વાબસાહેબને સમજાવી લીધા. તે દીવસે

પાડપાડોશના બે ચાર ખાનદાની કુટુંબોને પણ નોતર્યાં, અને ખેર-ખુબીની સાથે મંગણીનો માંગલિક દીવસ પસાર થયો. મંગણીનો દીવસ વીત્યો એટલે ત્રીજે દીવસે નવ્વાબસાહેબ પોતાના કુટુંબ સાથે બીકાનેર ગયા.

મંગણી થવા બાદ લગભગ બે વરસ ખુશી ખુશાલીમાં પસાર થઇ ગયાં પણ લગારે ખબર પડી નહીં. હમીદાબેગમ અસલથીજ વાંઝ હતાં તેથી તેઓએ મસઉદને દીકરો બનાવી લીધો હતો. ખુરશીદને ખુદાતઆલાએ એક દીકરો આપ્યો, અને હું જે વખતનું વર્ણન કરી રહી છું તે વખતે ખુરશીદનો ગુલાબના ગોટા જેવો દીકરો આખા ઘરમાં દોડમ દોડ કરતો હતો. તે અરસામાં મને પણ આશા જણાઇ પરંતુ તેમાં એવો બગાડ થયો કે જીવના સાંસા પડી ગયાં અને ભવિષ્યમાં બાળક થવાની આશાનો નાશ થઇ ગયો; પણ ખુદા મારી જમીલાને સંતાન આપશે તેનેજ મારા પેટનાં બાળકો સમજી મારૂં મન મનાવી લઇશ એવા તરંગો કરતી હતી. આ બે વરસમાં નવ્વાબ સાહેબની સાથે સારી પેઠે પત્ર વ્યવહાર ચાલ્યો. કેદની મુદત પુરી થવા બાદ પેલા ફોજદારસાહેબ કેદમાંથી છુટયા અને નવ્વાબના મુખથી અહીંની હકીકત સાંભળી મીરસાહેબ ઉપર એક કાગળ લખ્યો જેમાં ખુરશીદે પોતાની ભુલો માફ કરી તે માટે તેનો સારા શબ્દોમાં આભાર માન્યો હતો.

હા, તો મસઉદે આ બે વરસની મુદત દરમ્યાન મેટ્રીકની પરિક્ષા પાસ કરી લીધી એટલે તેનું નામ નાયબ તેહસીલદારમાં દાખલ કરાવી દીધું. તે વખતે તેની સોળ વરસની વય હતી અને જમીલાની વય તેર વરસની થઇ હતી. હમીદાબેગમને નાહનકડી વહુ લાવવાનો ઘણોજ શોખ હોવાથી તેઓએ લગ્ન જલદી કરવાની ઉતાવળ કરવા માંડી

એટલે હુ પણ લગન કરવાને જલદી રાજી થઇ ગઈ. જમીલાને જહેઝમાં આપવાનો સામાન ધીમે ધીમે તૈયાર કરી રાખેલો હોવાથી લગ્નની હા ભરવામાં વાર થઇ નહીં, માત્ર એક બે મહિનામાં ખુટતો સામાન તૈયાર કરી શુભ દીવસ જોઇ લગ્નની તારીખ નક્કી કરી નાંખી. લગ્ન ઉપર આવવાને નવ્વાબસાહેબને આમંત્રણ પત્રિકા મોકલી, પરંતુ તેઓને રજા ન મળવાથી તેઓ લગ્નમાં આવી શકયા નહીં; તોપણ ત્યાંથીજ ચારસો પાંચસો રૂપીઆના ઘરેણાં જમીલાના માટે મોકલી આપ્યાં, દીલ્હીથી મીરઝાસાહેબ, ડિપ્ટીસાહેબ અને મીરસાહેબના નજીકના બધા સગાઓને કંકોત્રીઓ મોકલતાં તેઓમાંના ઘણાખરા આવ્યા, પહેલાં તો બધા સગાવ્હાલા અમારાથી મળતાં લજવાતા હતા પરંતુ મારી ભલાઇના સબબે અને ત્રણે જણ સારી જગ્યાઓ ઉપર હોવાથી આ લગ્ન પ્રસંગે વગર આનાકાનીએ આવ્યા, હઝરત ખ્વાજા હસન નિઝામી અને તેમના મુરીદોની નાહનકડી ફોજને પણ બોલાવેલી હોવાથી તેઓ હઝરત પણ મુરીદોની સાથે આવ્યા, અને ઇસલામી શાન શવકતની સાથે શરીયત પ્રમાણે લગન થયું. લગ્ન પ્રસંગે હઝરત ખ્વાજાસાહેબ અને તેમના ખાસ ખાસ મુરીદોના થએલા વાઅઝો ખરેખર બહુજ મનન કરવાજોગ હતા. જો કદાચ મારાં જીંદગીનું વૃત્તાંત આટલું લાંબુ ન થઇ જાત તો હું તેમના વાઅઝો અત્રે ઉતારી લેત પણ વાંચકો મારૂં આ વૃતાંત વાંચતાં વાંચતાં અકળાઇ ગયા હશે એવો વિચાર આવ્યાથી તે વાઅઝોનો ઉતારો કરતાં અચકાઉં છું. ટુંકમાં એટલુંજ કે ધામધુમની સાથે જમીલા અને મસઉદનાં લગન થઇ ગયાં અને જમીલા હસ્તી રમતી સાસરે સીધાવી.

જમીલાનું લગન કરીને મને નીરાંત થઇ ગઇ અને ચાર પાંચ મહીના સુધી તો જમાઇને જમવા બોલાવવા વીગેરે કારજમાં પસાર થઇ ગયા. એક દીવસે મને વિચાર આવ્યો કે જો હું આવીજ રીતે બેસી રહીશ અને જમીલાને ખુદાતઆલા સંતાન આપશે તો ફરી

નીકળી શકીશ નહીં, માટે જે કાંઇ નેક કામ કરવાં હોય તે કરી લેવાં જોઇએ. આવો વિચાર કરી હમીદાબેગમને બોલાવીને કહ્યું—

“ બ્હેન ! મને બે ચાર મહીનાની રજા આપો તો હું પવિત્ર હજની ફરજ અદા કરી આવું; કેમકે ફરી તમારી વહુને કાંઇ સંતાન થશે તો મારાથી ઘેર મુકીને જવાશે નહી. ”

“ બ્હેન ! નેકીને વળી પુછપાછ ” હમીદાબેગમે કહ્યું “ એના કરતાં ઉત્તમ વાત બીજી નથી, પણ હજના માટે તો મારી પણ ઇચ્છા છે. ”

“ ખુદા પુરી કરશે, પણ હાલ તમો કેવી રીતે આવી શકો છો ? ”

“ હા, એજ પીડા છે. ”

હમીદાબેગમથી વાતચીત કરી મેં મીરઝાસાહેબને હજની વાત કહી, તેઓ તો તૈયારજ હતા. દસ પંદર દીવસમાં રજાનો બંદોબસ્ત કરી લીધો અને મીરસાહેબ તથા ખુરશીદને અમારા ઘરમાં વસાવી અમો બન્ને જણ તથા ત્રીજા ઉસ્તાદજી હજના માટે વિદાય થઇ ગયા. વિદાય થતી વખતે જમીલા રડતાં રડતાં બેહાલ થઇ ગઇ, પણ હમીદા બેગમે તેને સારી પેઠે દીલાસો આપ્યો. મસઉદ તથા મીરસાહેબ અમને વિદાય કરવા માટે ઠેઠ મુંબઇ સુધી આવ્યા અને હઝરત ખ્વાજા હસન નિઝામીસાહેબે કેટલાક મુંબઇમાં વસતા તેમના મુરીદોને ખબર આપેલી હોવાથી તેઓ પણ બંદર ઉપર આવ્યા અને તે બધાની ભલી દોઆઓ વચ્ચે અમો ત્રણે જણ મક્કા મોઅઝઝમા રવાના થયા.

પાક પરવરદિગારની મહેરબાની હોય છે તો તે બધી મુશ્કેલો આસાન કરી દેછે. જ્યારે મુંબઇથી આગબોટે લંગર ઉપાડયો ત્યારે મેં પાક પરવરદિગારનો શુકર કર્યો કે તેં મારા જેવી ગુનેહગાર બંદી ઉપર મહેરબાની કરી તો આજે હું હજ કરવા માટે જાઉં છું.

જ્યારે હું નાચ ગાણા અને વેષ્યાના નીચ ધંધામાં ફસાએલી હતી ત્યારે કોને ખબર હતી કે ખુદાતઆલા મારા ઉપર આવી મહેરબાની કરશે અને મારી આખી જીંદગી આવી રીતે સુધરી જશે. શયતાનના પંજામાં સપડાએલી બેહનો ! વેષ્યાના નીચ નામથી ઓળખાતી ભગનીઓ ! મારી જીંદગીનું વૃતાંત વાંચી તેમાંથી સાર ગ્રહણ કરો અને ખુદાવંદે કરીમની જનાબમાં ખરા દિલથી દોઆ માંગો કે, તે મલિક તમને પણ પાપી જીંદગીમાંથી બચાવી તમારા ઉપર પોતાની મહેરબાનીનો વરસાદ વરસાવે અને નેકીનો રસ્તો દેખાડે. જુઓ હાલ હું ચાલીસ વરસની થઇ છું પણ કોઇ જુવાનીઓ ઘરડી બણુચક કે નાયકાનાં મેણાં મારતો નથી. અત્યારે મને નાયકા થવાની ચિંતા નથી. તેમજ કોઇ શરમભરેલી બીમારીમાં ફસાઇ નથી. ખુદાના ફઝલોકરમથી હલાલની કમાઇના ચારસો રૂપીઆ દર માસે આવે છે. મને અત્યારે ફંદ ફરેબ કે પ્રપંચ કરવાની જરૂરત નથી. ખુદાતાલાએ મારી બધી મુશ્કેલો પોતાના હબીબના સદકાથી દૂર કરી દીધી છે અને ભવિષ્યમાં પણ કરતો રહેશે.

ટુંકમાં એટલુંજ કે અમો મક્કા મોઅઝઝમા ખેરીયતથી પહોંચ્યા અને હજની પવિત્ર ફરઝ અદા કરીને મદીને શરીફ ગયા. મદીના શરીફનો બધો ઝયારતો કરી કાફલાની સાથે મક્કે આવ્યા અને ત્યાંથી હિંદુસ્તાન આવવાને વિદાય થયા. પાછા ફરતી વખતે આગબોટમાં મીરઝાસાહેબ માંદા થઇ ગયા; મેં તનમનની સાથે તેમની સેવા ચાકરી કરી અને જ્યારે તેઓ તંદુરસ્ત થઇ ગયા ત્યારે મેં અલ્લાહનો શુકર કર્યો કે તેં મારી આ મુશ્કેલ પણ આસાન કરી દીધી. અને તારા ફઝલો કરમથી મેં મારા પતીની વફાદાર પત્નિની પેઠે સેવા ચાકરી કરી. લગભગ આઠ મહીના સુધી પવિત્ર જગ્યાઓની મુલાકાત લઇ મુંબઇમાં કદમ મુકયો તે વખતે મારી ખુશાલીનો પાર રહ્યો નહીં. મુંબઇના બધા ઓળખીતા અને અમદાવાદવાળા પેલા રફીક એહમદ બંદર ઉપર

લેવા આવ્યા હતા. બધાની સાથે મળી એક દીવસ મુંબઇમાં મુકામ કર્યો. ગોડગાઉંથી મીરસાહેબ, ડિપ્ટીસાહેબ અજમેર સુધી સામા આવ્યા હતા. રફીક એહમદના આગ્રહથી થોડાક કલાક અમદાવાદમાં ગાળી અજમેર વિદાય થયા અને મીરસાહેબ તથા ડિપ્ટીસાહેબની સાથે ગોડગાઉં ગયા. જોકે અજમેરમાંજ ખબર મળી ચુકી હતી પણ ગોડગાઉં પોંહચીને જમીલાની ગોદમાં સવા મહીનાનો પુત્ર જોયો. ખુદાતઆલાએ મારા જેવી પાપીણીને નાની (મમાઇ) બનાવી તે માટે તેનો લાખોવાર આભાર માન્યો.

આવી રીતે ચાર પાંચ વરસ બીજા પસાર થયાં તે અરસામાં જમીલાને એક દીકરી અને એક દીકરો બીજો થયો. આ તરફ ખુરશીદ પણ બે દીકરાની માતા થઇ હતી. આવી રીતે મારૂં ઘર બાળકોથી ભરપુર થઈ ગયું. નમાઝ રોઝાથી પરવારીને આખો દીવસ બાળકોની રમત ગમતમાં પસાર થતો હતો અને પાક પરવરદિગારના આભારો માની દર વખતે તેની કુદરતનો ખેલ જોતી હતી.

મસઉદ નાયબ તહેસીલદારની જગ્યા ઉપર કાયમ થયો અને તેની બદલી રેવાડી થઈ. ત્યાંથી દર રવીવારે તે ગોડગાઉં આવતો હતો, અને થોડા દીવસ પછી તેણે પોતાના બચ્ચા અને જમીલાને રેવાડી લઇ જવાની ઇચ્છા બતાવી એટલે મેં તથા હમીદાબેગમે ખુશી આનંદની સાથે તેની વહુ અને બચ્ચાંઓને રેવાડી રવાને કર્યાં. તે બાદ દસ પંદર દીવસ હમીદાબેગમ અને દસ પંદર દીવસ હું રેવાડી જઈને રહેતી હતી અને ઘણી વખતે જમીલાને બાલબચ્ચાંની સાથે મારે ત્યાં બોલાવતી હતી.

અગર ખુદાનખ્વાસ્તા આજે હું વેશ્યાની જીંદગીમાં હોત તો મારી જીંદગી કેવી અકારી થઇ પડત! પણ ખુદાતઆલાએ મારા ઉપર પોતાનો ફઝલો કરમ કર્યો જેથી હું આજે પવિત્ર જીંદગી બાલ-

બચ્ચાંની સાથે હસી ખુશીથી ગુજારી રહી છું અને પાક પરવરદિગા-ની જનાબમાં દોઆ કરૂં છું કે મોતની ઘડીસુધી તે આવી પવિત્ર જીંદગીજ ગુજારી દે. આમીન.

વ્હાલા ભાઈઓ અને બહેનો! મારી જીંદગીનું વૃતાંત વાંચતાં તમોને વખતનો જે ભોગ આપવો પડયો છે તેની હું અત્યારે માફી માંગું છું. આશા છે કે તમો બધા મને માફ કરશો અને જેવી રીતે આ જીંદગીમાં પરવરદિગારે મારી ઉપર પોતાનો ફઝલો કરમ કર્યો છે તેવીજ રીતે આકેબત પણ બખેર કરે એવી દોઆ કરશો. વળી મારી છેવટની એટલી વિનંતી છે કે નીચલી દોઆમાં તમો સઘળાઓ શામેલ થઈ આમીન કહેવાની મહેરબાની કરશો.

"અય રબ્બુલ આલેમીન! તારા રહેમતના ખજાનામાં કોઇ વાતની કમી નથી. જેવી રીતે તેં મારા ઉપર ફઝલો કરમ કર્યો તેવી રીતે શયતાનના ફંદામાં સપડાએલી મારી બીજી બેહનો ઉપર પણ ફઝલો કરમ કરી તારા રેહમતના દરવાજા ઉઘાડી દે. અય માલેકુલ મુલ્ક! તેઓના ગળામાંથી ગુનેહગારોની સાંકળો તોડી નાંખી તેઓને નેક રસ્તા ઉપર ચલાવ. અય અર હમુર રાહેમીન! તેમની આંખો ઉપર જે ગફલતનો પરદો પડયો છે તે દુર કરી દે અને તારા હબીબે પાકના, તારા પ્યારા રસુલના સદકામાં હરામ અને હલાલ ઓળખવાની આંખો અતા કર. યા ઇલા હલ આલેમીન! વળી જે પુરૂષો કુકર્મોના ખાડામાં પડેલા છે તેમને તેમાંથી બચાવી લે અને તેઓને એવી તોફીક આપ, કે તેઓ વેષ્યાઓની જાળમાં ન સપડાતાં વેષ્યા-ઓને નેક રસ્તા ઉપર લાવે. યા પરવરદિગાર! તે નવજુવાન અણુ-સમજ બાળકોને પાપમાં પડતાં બચાવી લે, જેઓ ખરાબ સંગતથી પાયમાલ થઇ રહ્યા છે. ઓ ગફુરૂર રહીમ! તું તારા પ્યારા નબીની ઉમ્મતને પવિત્ર ઈસ્લામના રસ્તા ઉપર ચાલવાની તોફીક આપ. અને

જે તારા હબીબની ઉમ્મત નથી તેને નેકીના રસ્તા ઉપર ચાલવા માટે રોશન આંખો અતા કર. ઓ મારા મલિક! હું તારી ગુનેહગાર બંદી છું. મારા ઉપર હંમેશા તારા ફઝલો કરમનો વરસાદ વરસાવતો રહેજે, અને મોતની ઘડીને આસાન કરી કયામતના દીવસે તારો દીદાર તથા તારા પ્યારા રસુલ કે જેમના ઉપર મારો તથા આખી ઈસ્લામી આલમનો જાનમાલ કુરબાન છે તેમની શફાઅત નસીબ કરજે. આમીન. આમીન. આમીન.



# દીન ઓઝીસની પ્રખ્યાત નોવેલો.

**વિશ્વ ધર્મ ઇસ્લામ** (ભાગ. ૧-૨) (લેખક મુન્શી વલી-મોહમ્મદ મોમિન સાહેબ) આ એક અતિ દિલચસ્પ વાર્તા છે. એક મુસલમાનને માટે આ વાર્તા જેટલી ઉપયોગી છે તે કરતાં ગેર મુસ્લિમ માટે આ વધુ ઉપયોગી છે. કેમકે એમાં ઇસ્લામી શિક્ષણ સંબંધેનું ઘણું સારૂં જાણવાનું મળે છે. જેથી હિંદુ મુસ્લિમ ઐકય મજબુત થાય છે વાંચતા આફ્રીનના શબ્દો નીકળી પડે છે. ઇસ્લામ વિશ્વનો ધર્મ છે એ બાબે સચોટ દલીલો આપી છે. બકરી ઈદ, મડદાં દાટવા અને બાળવા, સંગઠન વિગેરે બાબતો ઉપર વાર્તા રૂપે સરસ પ્રકાશ નાંખ્યો છે. ખાસ કરી વાર્તાનું વર્ણ એટલું તો મન હરણ છે કે વાર્તા વાંચવી શરૂ કરતાં પુરી કર્યા વિના ચેન નહીં પડે. વાર્તાના પાત્રો વચ્ચેની વાતચીત એટલી તો રસીક છે કે વાંચનાર પોતે એ વાર્તામાં રાચી રહ્યો હોય એમ જણાય છે. મોટા મોટા મતભેદી શવાલોનો તોડ વાતવાતમાં કાઢયો છે અને મહત્વના મુદ્દાઓ સહેલાઇથી સમજમાં આવી જાય છે, ગુજરાતી ભાષામાં આવી વાર્તા ભાગ્યેજ બહાર પડી હશે લગભગ સવા ત્રણસો પાનાની કીંમત માત્ર રૂપીયા બે પોસ્ટેજ જુદું.

**સમીયા**—મહાન ઇસ્લામી ખિલાફતને લગતી આ એક અતિ દિલચસ્પ વાર્તા છે. બનુ ઉમઇયા સલતનતના સિપેહ સાલાર હજ્જાજ બિન યુસુફના જુલ્મો અને હઝરત અબદુલ્લા ઇબ્ને ઝુબેરનો મુકાબલો, જીવ સટોસટની લડાઇ ઇસ્લામી બાનુઓની બહાદુરી વાર્તાની આત્મા સમીયા અને હસનનો પ્રેમ અને પ્રેમના ચમત્કારો વડે જે કાંઇ બનાવો બને છે તે વાંચવા જોગ છે. ઇતિહાસિક બનાવોની માહીતી મળવા ઉપરાંત તે સમયના મુસલમાનોની રહેણી કરણી ને આચાર વિચાર જાણવા મળે છે સોનેરી નામના પાકા પુંઠાની જીલ્દ ને કાગળ સારા છે. કીંમત રૂા. ૨-૦-૦ પોસ્ટેજ જુદું.

**નિઝામી વાર્તાઓ**—મી. કુરેશીની પચ્ચીસ વાર્તાઓનો સંગ્રહ, આ વાર્તાઓ અતી દિલચસ્પ છે અને એકથી એક ચઢીયાતી છે આજ સુધી ઇસ્લામી સંસાર ઇતિહાસ ને નિતિને લગતી વાર્તાઓ ભાગ્યેજ વાચવામાં આવી હશે. સોનેરી નામના પાકા પુંઠાની જીલ્દની કીમત રૂા. ૨-૮-૦

**જંગે ઓહુદ**—મક્કાના મુશરિકોએ બદરની લડાઈમાં થએલી હારનો બદલો લેવા આ લડાઇ કરી હતી. તેઓ મોટી સંખ્યા સાથે મદીના ઉપર ચઢી આવ્યા હતા. અને ઓહદના મયદાનમાં મોરચા માંડયા હતા. મુસલમાનો પણ માથાં હાથમાં લઇને મુકાબલે ઉતર્યા હતા. આ લડાઇમાં આં હઝરત સલ૦ ના કાકા હઝરત હમઝા રદી. તથા બીજા નામાંકિત સહાબાઓને શહાદત મળી હતી અને આં હઝરત સલ૦ ના દાંત મુબારક પણ શહીદ થયા હતા. કીંમત દસ આના.

**દુઃખી ફીરોઝ**—ફીરોઝ નામનો દુઃખી છોકરો ઓરમાન માને પાલે પડે છે પણ કિસ્મતનો ચક્કર ફરતાં તે ઉંચે દરજ્જે ચઢે છે. લાખોનો માલીક બને છે પણ ફરી ભાગ્ય પલટાતાં ફરી જ્યાં હતો ત્યાંજ આવી પડે છે. નસીબના નખરાંનો આબેહુબ ચિતાર છે. કીંમત દસ આના.

**જાગતો નવાબ**—પ્રખ્યાત મી. વલીમોહમ્મદ મોમિનની આ વાર્તા ભારે પસંદગી મેળવી ચુકી છે. રાજ્ય દરબારના કાવા દાવા અને એક એક મજઝુબ મસ્ત રહેમતશાહ કલન્દરની કરામત ભારે અસરકારક છે. લોકો નવાબોને રાજાઓને ભોળા ને ઉંઘતા સમજે છે. પણ આ વાર્તાના નવાબે પોતે જાગ્રત છે એમ સાબિત કરી આપ્યું છે. કીંમત બાર આના.

**અણધારી આફત**—છુપી પોલીસને લગતી ભેદભરમવાળી વાર્તા, ધોળે દીવસે ટ્રેનમાંથી ગોળી ચાલીને થએલા ખુનનો કેવી રીતે પતો લાગે છે તે વાચવા લાયક છે. કીંમત દસ આના.

દરેક પુસ્તકોનું પોસ્ટેજ મંગાવનારને શીર છે.

**દીન ઓફીસ.**
પાંચપટી-અહમદાબાદ.